બનામે પાક ખુદા.

# હીન્દુસ્તાનની ખુબસુરત પાદશાહબેગમો
## અને
# શયલા કુંવારી.

## (એક નોવેલ.)

લખનાર—સોહરાબ શહેરિયાર ઇરાની
("મશરેક.")

તે

"પરસ્તાને ચકરમ,"-"બેચેન દુન્યા"-"ઘેલા ઘાંચીનું કુટુંબ," "કમશીર કે શમશીર?,"-"અકલમંદ બેવકુફ,"-"કીસમતની કીશતી," "તલવારની ધાર,"-"તકદીરની તકલીફ" નામની નોવેલોના અને "જેહાંગીરનામું" નામના ઇતિહાસના રચનાર, તથા "ઝાલીમ ખબીસ," "અડડાઅઠડી"—ઉરદુ ઉપરથી "દેખાવલી દાકણ,"—"નીતીમાન નરગીઝ," અને "દુરવંદી કીનો" નામના નાટકો વીગેરેના લેખક.



આવૃતી પહેલી

યઝદેગર્દી સાલ ૧૨૮૮. ઇસ્વી સન ૧૯૧૯.

કીંમત રૂપીઓ દોઢ.

☛ આ પુસ્તક "હીન્દુસ્તાનની ખુબસુરત બાદશાહબેગમો અને શાયલા કુંવારી" એના લેખક મી૦ સોહરાબ શહેરિયાર ઇરાનીએ બીમરડીવાલા હાઉસ ધોબીતળાવ મુંબઇમાં લખ્યું છે અને એજ ઠેકાણેથી પ્રસીધ્ધ કીધું છે, અને મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ એ પુસ્તક મી૦ "મશરેક" માટે બઝારગેટ સ્ટ્રીટ કોટ, મુંબઇમાં પોતાના "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ" માં છાપ્યું છે. એપ્રીલ ૧૯૧૯.

# મ્હારા બે બોલ.

ઝબાન જો હીલે તો પહેલાં તે પાક પરવરદીગારની શુક્ર ગુઝારીમાં, અને પછી બીજી ત્રીજી વાતોમાં.

થોડું બોલવું અને ઘણું બજાવી બતાવવું એ મ્હારો એક નીયમ છે, સુફેદ પીલા મસકાના લેપડાએ તૈયાર થયલી ખુશામદથી હું સ્હેંકડો કોસ દુર છું અને તેથીજ કેટલાંકો એમ ધારે છે કે "મશરેક તો 'મીજાસનું ખોરીયુ,'" છે. દુન્યામાં શાહનશાહોની પીઠ પાછલ બોલાય છે તો મ્હારા જેવા શું હીસાબમાં? મચ્છીકી ઝાતમે જીનગા.

આજની આ નોવેલ મ્હારી દશમી નોવેલ છે, અને એમાંની પહેલી પાંચ વાર્તાઓ ખરી બનેલી ઈતિહાસીક છે; જ્યારે છેલ્લી "શયલા કુંવારી" એક કલ્પીત સંસારી વાર્તા છે. પહેલી વાર્તામાં પાદશાહ શાહજેહાન અને તેની એકપુરી પાદશાહ બેગમ મુમતાઝ ઝમીનીના અતી ઝોરદાર નીરમલ પ્યારનો નીરદોશ ચીતાર છે અને તે પવિત્ર પ્યારની અસરથી હીન્દુસ્તાનની ખુબસુરતી "તાજમહાલ" ઉર્ફે "તાજબીબીકા રોઝા" ઝમાનાઓથી જેમનો તેમ હયાત છે. બીજી વાર્તામાં પાદશાહ જેહાનગીરની વડી રાજપુત બેગમ રેબા પોતાનો ભોગ આપીને પોતાના સ્વામીની મુરાદ બર લાવેછે. અહહા! એવી સ્વભોગ આપનારી બીહીસ્તી હુરો આ દુન્યાને બેશક જન્નત બનાવે છે.—ત્રીજી વાર્તામાં અકબરની વફાદાર

રાજપુત બેગમની વફાદારીનો એક બેમોલ નમુનો છે, પોતાના પતીની નઝરોમાં ઝાંખી બની જતાંજ એક વફાદાર મ્હોરદાર ઝીંદગી કરતાં મૌતની પનાહને મીઠી ગણે છે, મગર અફસોસ કે એવા આત્મઘાત કરનારાં જન્નતનું સુખ કદીબી પામતા નથી એ સર્વે ધર્મનું પવિત્ર ફુરમાન. છે.—ચોથી વાર્તામાં ધર્મની ફીદાગીરીનો અચ્છામાં અચ્છો ચીતાર છે; ઝેબુન્નીસા જો કે પરધર્મના આદમીપર પ્યારમાં પડે છે છતાંબી તે પોતાનો પ્યારો અને પવિત્ર ધર્મ છોડતી નથી અને પ્યાર ઉપર ધર્મને સરસાઇ આપે છે, તે પોતાના પવિત્ર ઈસલામી મઝહબને વફાદાર રહે છે.—પાંચમી વાર્તામાં કીસમતની કરામાતનો એક દીલપઝીર ચીતાર છે; રખડતાં થયલાં, ભુકે મરવાની અણીપર આવેલાં, માબાપની બેટી મીહરૂન્નીસા પવિત્ર કુદરતની પ્યારી મીઠી મદદથી હીન્દુસ્તાનની એક મોટામાં મોટી પાદશાહબેગમ બને છે.—અને છઠ્ઠી વાર્તામાં દયા, માયા, અને વચન પાલવાની સત્યતા કેટલી ઝોરાવર હદે છે તેનો એક સુંદર ચીતાર છે. એ છએ છ વાર્તામાં મેં જુદા જુદા છ ચીત્રો મ્હારી નાકેશ શકતી મુજબ બતાવ્યા છે, જેની આશા છે કે વાંચક મ્હેરબાનો કદ્ર કરશે.

આ પુસ્તક હું મ્હારી અઝીઝ બેટી ફ્રેનીને બાપીકા વ્હાલ અને માન સાથ અર્પણ કરતાં ચાહું છું કે એ બચ્ચી પોતાના ગરીબ બાપની આ નાચીઝ ભેટને સદા યાદ કરી એ નોવેલમાંના નેક પાત્રોની મુઆફિકના સદગુણો હાસલ કરે,—પવીત્ર ઝરથોસ્તી મઝહબના ફરમાનોને માન આપે

દયા માયા અને વચન પાલવાની સત્યતાને વલગી રહે, નેક રહે અને સદા બીજાઓને નેકીને રસ્તે ચાલવાની શીખામણ આપે.

આ પુસ્તકના અગાઉથી ઘરાક થનારાં મહેરબાનોનો હું આ ટકે ઉપકાર માની ખતમ કરૂં છું.

લી૦ દુઆગીર સેવક,
સોહરાબ શાહેરિયાર ઈરાની
"મશરેક."

ધોબીતળાવ,
મુંબઈ તા૦ ૮-૪-૧૯૧૯.



બનામે પાક ખુદા.

# ( અર્પણ. )

મ્હારી ચાર વરસની નીરદોશ બચી

## ફ્રેની

ને

બાપીકા વ્હાલ અને માનસાથ આ નાચીઝ

મગર

નીતીના સબકોથી ભરપુર નોવેલ

અર્પણ કરીને દુઆ ચાહું છું તે

પાક પરવરદીગાર

ની જનાબમાં કે એ બચ્ચીની ઉમ્રદરાઝી થાય.

"મશરેક."

# સાંકળ્યું:

## (ઇતિહાસીક વાર્તાઓ.)

"મશરેક"ના લખેલાં આગલા નવ પુસ્તકોમાંથી
નીચલા ચાર ફકટ વેચવા માટે જુજ
સંખ્યામાં બાકી રહેલા છે.

| | | |
|---|---|---|
| જેહાંગીરનામું. .... | .... | રૂ. ૨. |
| કીસમતની કીશતી. | .... | રૂ. ૧॥. |
| તલવારની ધાર. .... | .... | રૂ. ૧. |
| તકદીરની તકલીફ. | .... | રૂ. ૨॥. |

(વી. પી. ખર્ચ જુદો લેવાશે.)

☞ "પરસ્તાને ચકરમ" અને "હુમશીર કે શમશીર?" જો સારી સંખ્યામાં ઘરાકો થશે તો બીજીવાર છાપવાનો ઇરાદો છે.

લખોઃ—

"મશરેક,"

"મુંબઇ મજાહ" ઓફીસ, ક્રાફર્ડ માર્કેટ, મુંબઇ.

બનામે પાક ખુદા.

## હીન્દુસ્તાનની ખુબસુરત

# પાદશાહબેગમો.

લખનાર:—મશરેક.

---

## વાર્તા પહેલી:

## જન્નત નઝીર.

તે નવરાતી અથવા નવા વરસની રાત હતી, અને આગ્રાનો શાહી બાગ રોશનીથી ચલકતો અને વાજીંત્રના મીઠા મીઠા સુરોદોથી ગાજી રહેલો હતો. બાગમાં નવરોઝી મેલો ભરવામાં આવ્યો હતો, અને પાદશાહ જેહાંગીરે હુકમ કાઢયો હતો કે કુલીન બાનુઓએ જહવાહીરાતની દુકાનો ખોલવી અને તેમના ખુબસુરત હાથોના હીરા મોતી લઅલ વીગેરે ખરીદવા માટે તવંગરોએ જવું અને તે બાનુઓ કહે તે કીમતે ખરીદી કરવી. જેથી, નવરોઝી મેલો જોવા એક પરસ્તાન થયો હતો: ઘણી ખુબસુરત બાનુઓ પોતાની દુકાનોમાં બેઠી હતી અને તેમની પાસે ઘણા ચકચકીત ગૌહરો ચમક મારી

રહ્યા હતા.—ગોહરો ગોયા પોતાની ખુબસુરત ખાતુનોના ચહેરા સાથ હરીફાઇ કરવાના ઇરાદાપર આમદા થયા હતા.!

વઝીરે આઝમ અસફ્જાહની બેટી અર્ઝમંદ બાનુ એક ખાલી દુકાનમાં બેઠી હતી! તે અદરાયલી હતી અને તેનો ભવિષ્યનો ભરતાર જે જમાલખાન નામનો એક મોગલ અમીર હતો, તે જીદ્દે પોતાની નવજવાન ભવિષ્યની મ્હોરદારને કોઇબી જહવાહીર વેચવા માટે આપ્યુ હતું નહીં. અર્ઝમંદ પોતાના તે થનારા બુઢ્ઢા ભરતારથી કાંઇક નારાઝ હતી; અને તેથી તેણે તેની પાસેથી કોઇ અલમાસબી વેચવા માટે માંગ્યું નહીં. તે ગુલેનવચા હમણાં ખાલી દુકાનમાં સોંચમાં ગીરફ્તાર થયલી બેઠી હતી.

અર્ઝમંદ ગોયા ખુબસુરતીની એક દેવી હતી! તે પાદશાહ બેગમ નૂરજેહાનની ભત્રીજી થતી હતી, અને તેનામાં નૂરજેહાનની ખુબસુરતીનો ગોયા ચલકતો પ્રતીબીંબ હતો! સીહા બાલોના લાંબા ગુચા તેના બે ખભાંની તરફેથી થઇને નીચે જુહલતા હતા. તેની મોટી કાલી આંખો તેના ચહેરાને બરોબર ઝેબ આપતી હતી, ભવાં ને પાંપણ ગોયા તે આંખોને વધારે પ્યારી બનાવતાં હતાં. નરગીઝની મીસાલ તેની મુખમલી ચામડી ચલકતી હતી. તેના ગુલાબી ગાલોપર ઉશકેરણીથી વધારે રતાશ પ્રકાસ્યો હતો અને તેના નનના નનના હાથોના નનના આંગલાંઓ એકબીજામાં બેલવીને તે બેઠી હતી. તેના ઇરાની લીબાસની નીચેથી ખુબસુરત નનના પગો બહાર જૂહકાવી જૂહકાવીને જોતા હતા!

શાહજેહાન, પાદશાહ જેહાંગીરનો બીજો શાહઝાદો, તે વખ્તે નવરોઝી મેલામાં ફરતો હતો. તેણે પોતાના પાદશાહી પીદરનું કહ્યું

માન્યુ હતું અને અહીં તહીંથી કેટલાક જહવાહીરાત ખરીદયા હતા, અને હવે તે મેલામાં આળસ સાથ ફરતો હતો અને મેલામાંથી સટકી જવા માટેનો કોઈ મૌકો જોતો હતો. ફરતો ફરતો તે અર્ઝમંદ બાનુની દુકાન આગલ આવ્યો અને ત્યાંથી પસારથી થઇ ગયો, મગર તે પાછો ફર્યો કેમકે અર્ઝમંદની ખુબસુરતીએ તે ખેચાયો. તે આવ્યો અને ઉભો રહીને જુહકયોઃ "ખુબસુરત બાનુ, આપની પાસે કોઇ અલમાસ વેચવા માટે છે કે?"।

અર્ઝમદે ઉઠીને શાહજેહાનની આખોમાં પોતાની નમ્ર આંખો નાંખીને મીઠા આવાઝથી કહ્યું "મીરઝાં સાહાબ, એક અલમાસ છે મગર તે બહુજ કીમતી છે."

" આપ મ્હને તે જોવા દેશો ?" નમનતાઇથી શાહજેહાને કહ્યુ.

બાંકી આખોએ શાહજેહાન તરફ જોઇને અર્ઝમદે પોતાના મોતી સમાન દાંત ખુલ્લા કરતાં એક હસવુ હસી લીધુ, અને પછી પોતાની કમરબદે લટકતી એક છોટીસી રૂપાની ઠેલી ખોલી, અને અને તેમાંથી ઘણીજ સંભાલથી લાલ મુખમલની એક ન્હાની પોટલી કાઢી. શાહજેહાંન તે સુંદરીના સુદર આંગલાંઓને તે પોટલી ખોલતાં બહુજ ધ્યાનથી જોતો હતો, અને તે પોટલી છોડીને અર્ઝમદે શું કાઢયુ ? સીર્ફ એક માકરનો ટુકડો !!

"બહુજ મોટી કીમતનુ એક અલમાસ" અઝમંદ પોતાના ગોરા ગોરા મુખડાથી હસીહસીને અને ચુલબુલી આખો કરીને બોલી "મીરઝા સાહાબ, બહુજ મોટી કીમતનું આ એક અલમાસ છે. અને એની કીંમત એક લાખ રૂપાના સીકકા છે."

હવે, શાહજેહાનનું અંતકરણ તેના પોતાના હાથોમાં ન રહ્યું, તે દીલ તો ગોયા તે ખુબસુરત અર્ઝમંદના પગો આગલ પડયુ ! "હું આ બહુજ કીમતી અલમાસ ખરીદી લઇશ" તેણે હસીને કહ્યું.

"પૈસા લાવો, મહેરબાન સાહાબ !" અદબાના અસથી અર્ઝમંદે માગણી કીધી. અને, શાહજેહાનનો ખ્વાહન તેની હમરાહજ હતો, એટલે શાહજેહાને તેને હુકમ કીધો કે તે કીમત તુરત આપી દેવી.

"હવે, ખુબસુરત બાનુ" તે સાકરનો કટકો એક લાખ રૂપાના સીકકાની કીમતની સોના મોહર અપીને ખરીદી લીધા પછી શાહજેહાને કહ્યું "મ્હને કહો, કે આપ એક સાકરના ટુકડાપર કેમ ઉતરી પડયા ?"

અર્ઝમંદે પોતાના ખુબસુરત નનના હોટોથી પોતાની વાત કહી, અને અર્ઝમંદના અદરાયલા વૃદ્ધ ભરતારની વાત શાહજેહાને ધ્યાનથી સાંભળી.

તે ગયો, અર્ઝમંદમાં પોતાનું દીલોજાન ભરીને તે ગયો, અને બીજે દીવસે તેણે પોતાના પાદશાહી પીદર અને વઝીરે આઝમને તે વાત કહી. જમાલખાન અને અર્ઝમંદનું કાજ તોડી નાખવામાં આવ્યું અને તે બાદ અસફજાહે પોતાની બેટીને શાહજેહાન સાથ પરણાવી. જેહાંગીર પોતાના પ્યારા બેટાએ મેલવેલી ખુબસુરતી માટે ઘણોજ ખુશી હતો, અને તેણે પોતાની વહુનું નામ ખદીજા બેગમ મુકયું.

અઝીઝ વાંચનાર, સાકરના એક ટુકડાને હીરાનો બુલંદ દરજજો આપનાર તે બાનુનો પોતાનો દરજ્જો કેવો બુલંદ થનાર હતો અને ઝમાનાઓ સુધી તેનું નામ કેવું અમર રહેનાર હતું તે હવે પછી આપણે જોઇશું:

કોઇ ખારીજ બાગીચામાં જેમ કવચીત મલતાં સુંદર ફુલો કેંડે કેંડે બહુજ ખુશબુથી તે બાગીચાની હુરમતને બહરાવે છે, તે મીસાલ આ દુન્યામાં એવાબી માણસાઇ ગુલો વસે છે જેઓ બેમીસાલ પ્યારના પતંગ્યાઓ હોય છે અને એક બીજાના અતી ઘણા પ્યારને બહરાવે છે, ટકાવે છે, અને જન્નતની ખુશબુ હાંસલ કરે છે. વાકઈ, તે પ્યાર એક છુપો ખઝીનો છે.

અને, તેવો એક છુપો ખઝાનો જે શાહજેહાન ધરાવતો હતો તે તેની અતી પ્યારી નવજવાન મ્હોરદાર ખદીજા બેગમ હતી. શાહજેહાનની આખ્ખી ઝીંદગી દરમ્યાન જો કોઇબી ઔરત તેને માટે હતી તો તે એકજ પ્યારી હતી, તે તેને મન દુન્યાની ખુબસુરતીઓથીબી ન્યારી હતી, અને તે પ્યારી માટે શાહજેહાન જાનોદીલથી ખુશી હતો. તે જ્યાંબી જતો ત્યાં તે પ્યારી મ્હોરદાર તેની સાથે જતી હતી, મહાલમાં કે લડાઈ વખ્તે તંબુમાં શાહજેહાનની સાથે તેની પ્યારી બાનુ હતી જે તેના સુખમાં અને દુખમાં એક ઉરમોજાન સાથી હતી.

હવે, શાહજેહાનનો શહેરિયાર નામનો મોટો ભાઇ હતો જેની મ્હોરદાર લયલા નામની હતી જે લયલા નુરજેહાનના આગલા ધણી શેર અફ્ઘનની છોકરી હતી. પોતાની મ્હોરદાર કેવી નેકસીરત હતી તે જોઇને અને પોતાના ભાઈ શહેરિયારની મ્હોરદાર કેવી બદમીઝાજ હતી તે જાણીને શાહજેહાન ખુશી અને ગમગીર રહેતોઃ ખુશી પોતાને માટે, અને ગમગીર પોતાના ભાઇ શહેરિયાર માટે.

વરસો પછી, એક સ્હાંજના ખદીજા બેગમ અકેલી બેઠેલી ગાયણ ગાતી હતી. તેનું ગાયણબી બસ પોતાના વ્હાલા ધણી

શાહજેહાનને માટેનુંજ હતું, અને તે પાકદામન વફાદાર મ્હોરદાર પોતાના ધણીની ગયરહાઝરીમાંબી તેની યાદ કરીને જાણે તેને પોતાની પાસે હાઝર રાખતી હતી. અર્ઝમંદ ઉર્ફે ખદીજાનો પ્યારો આવાઝ તેના ધણીને ઘણોજ મીઠો લાગતો અને તે છુપો ભરાઇ રહીને ઘણી વખ્તે તે મીઠા મીઠા આવાઝનો લાભ લેતો.–તે સ્હાંજનું ગાયણબી શાહજેહાન છુપો રહીને સાંભલતો હતો.

ગાયણનો છેલ્લો શબ્દ બંધ પડયો કે શાહજેહાન અંદર કુદી પડયો, અને તેણે પોતાના હાથોમાં પોતાની મ્હોરદારને દબાવી દઇને પ્યારથી પુછયું "તું કોણને માટે એ મીઠું મીઠું ગાયણ ગાતી હતી, મ્હારી શરમાલ નનની મ્હોરદાર?"

તેણે પોતાનું માથું પોતાના ધણીના ખભાંપર નાંખી દઇને નરમ આવાઝથી કહ્યું "ત્હમે કેટલા બધા મોડા આવ્યા? ત્હમારે વાસ્તે હું ઘણોવાર ખોટી રહી."

પોતાના ચહેરાની છેક લગોલગના તે પ્યારા ચહેરાને જોઈ જોઇને શાહજેહાને ચુલબુલી આંખો કરીને પુછયું "તું કોણને વાસ્તે એ ગાયણ ગાતી હતી? ત્હારે કબુલ કરવુંજ જોઇએ. હું અદેખો બનતો જાઉંછ, માટે બોલ."

તેણે પોતાના નાઝુક હાથોમાં તેના હાથ પકડી લેતાં તેની આંખોમાં જોઇને પુછયું "શું ખરેખરજ ત્હમે સ્હમજી શકયા નથી કે મેં તે ગાયણ કોણને વાસ્તે ગાયું?"

તેની આતુરતા તરફ હસીને શાહ જેહાને કહયું "કોણને વાસ્તે, પ્યારી, કોણને વાસ્તે? મ્હને કહે."

"હું ત્હમારે વાસ્તે ગાતી હતી વ્હાલા સરતાજ" તેણે જવાબ આપ્યો "આ દુન્યામાં વલી મ્હાર કોઈ બીજુંબી એવું છે કે જેને વાસ્તે હું તે પ્યારભર્યું ગાયણુ ગાઉં ? ત્હમારેજ વાસ્તે."

શાહજેહાને ગુલાબના તુરા માફકનું તે પ્યારૂં માથું વ્હાલથી છાતીમાં દાબી દઇને તે હોટો જેમાંથી "ત્હમારેજ માટે" શબ્દો નીકલ્યા હતા તે પ્યારા પ્યારા હોટોપર પોતાના હોટો ઘણા વ્હાલથી દાબી દીધા. અહહા! તેજ, તેજ જન્નત હતું.

"ખદીજા" શાહજેહાન હોટો ઉપાડીને બોલ્યો "ઔરતોની તું એક અજાયબી છે, તું મ્હારા દીલની મગરૂરી છે, ત્હારી મીસાલ એકબી આ આખ્ખી દુન્યાપર નથી."

અને ઉપકારમાં તે બડબડી "અને મ્હારે માટેબી દુન્યાપર બીજું કોઈજ નથી."

તે પછી શાહજેહાન બોલ્યો: "હું મ્હારા ભાઇ શહેરિયારના મકાનપરથી હમણાજ પાછો ફર્યો છું. ત્હારી ફુઇની છોકરી લયલાથી તું કેટલી બધી જુદી ખાસીહત ધરાવેછ! શું ખરેખરજ તે ત્હારી ફુઈ નુરજેહાનનીજ છોકરી છે ?"

"બેશક, લયલા શેર અફઘન અને નુરજેહાનની છોકરી થાય" ખદીજા બોલી "વ્હાલા ધણી, ત્હમો આજે આવો વીચીત્ર સવાલ કેમ કીધો વારૂ ?"

"કારણ કે તે પોતાની મા નુરજેહાનની ખાસીહતથી ઘણી વેગલી છે" શાહ જેહાને ખુલાસો કીધો "નુરજેહાનની હુસ્નો ખુબીથી લયલા બહુજ દુર છે." અને તેણે વધાર્યું "અને શું

ખરેખર ત્હારા પીદર અને નુરજેહાન બેઉ ખરા ભાઇબ્હેન છે ?"

"બેશક," ખદીજાએ ખાત્રી આપી "પણ ત્હમને એવો વહેમ જવાનું કાંઈ કારણ ?"

"પાદશાહ બેગમ નુરજેહાનને ત્હારા પીદર એક હમશીરને જોવામાં આવે તેવી નઝરથી જોતા નથી. જેમ મ્હને નુરજેહાન ગમતી નથી તેમ ત્હારા પીદરનેબી નથી" અને શાહ જેહાને હવે વાત ફેરવતા કહ્યું "હા, પણ ખરા, આપણે આપણી વાતપર હવે ઉતરીએઃ જ્યારેબી લયલાને જોઇને હું અહીં આઉંછ ત્યારે હું અજાયબીથી વીચારમાં પડી જાઉંછ, ત્હારામાં અને તેનામાં કેટલો આસમાનો ઝમીનનો ફર્ક ?"

"પણ કાંય ?" ખદીજાએ પુછ્યું "મેં શું કીધુંછ ? એવું તો શું છે કે જે ત્હમે સમજતા નથી ?"

શાહજેહાન ખદીજા જે ગંભીરાઇથી બોલી તે માટે હસ્યો, અને તેને સતાવવા માટે મસ્તીથી બોલ્યો "ત્હમારા બેઉમાં દરેક બાબદમાં ફર્ક છે; તું સાદી, શાંત, અને નરમ છે, અને દુન્યાની સઉથી મીઠી ઔરત છે જેથી તું કોઇબી બીજાની ખામી જોઇ શકતીજ નથી. તું ભલી છે તેથીજ બીજામાં કાંઇ બુરાઇ જોઇ શકતી નથી. જેઓ અયબથી તમામ ભરેલા હોય છે તેઓજ બીજાઓની અયબ શોધવા પડે છે. તું નીરદોશ છે અને તુને કાંઈ બુરૂં જણાતું નથી. કોઇ વખ્ત તો હું એટલો બધો વીચારમાં પડી જાઉંછ કે તું તેજ પ્યારી મ્હારી મ્હોરદાર છે કે જેણે નબાતના એક ટુકડાપર, સાકરના એક કટકાપર, મ્હારૂં અંતકરણ જીતી લીધું હતું !"

"આજ સ્હાંજના એવી કેવી વાત કરો છો, વ્હાલા ?" ખદીજા

શાહજેહાનને જોતી રહીને પુછવા પડી "ત્હમારા દુશમનને કાંઇ તકલીફ તો નથીની?"

"મ્હારી તકલીફ તું જાણવા માંગે છે?" ખદીજાને પોતાની છેક પાસે ખેંચીને શાહજેહાને સવાલ કીધો "તો સાંભલ: મ્હને આજે વીચાર એ આવેછ કે નૂરજેહાને મ્હારા ભાઇ સાથે લયલાને કાંય પરણાવી હશે? લયલા તો મ્હને બીજો સીકંદર શાહ લાગે છે, અને બીચારો શહેરિયાર તો શાંત વીચારનો છે. ચટપટી લયલા સાથ એક શાંત પ્રકૃતીના આદમીની શાદી નહીં થવી જોઇતી હતી."

"ત્યારે લયલાને કોણની સાથે પરણવું જોઇતું હતું?" ખદીજાએ પુછયું.

"મ્હારી સાથે." શાહજેહાને ખદીજાને ચીડવતી ઢબે કહી દીધું "શહેરિયારે ત્હારી સાથે, અને લયલાએ મ્હારી સાથે પરણવું જોઇતું હતું."

વઝીરઝાદી ખદીજાને તે જવાબથી અતી મોટું દુખ થયું અને ગભીરાઇથી તે બોલી "આજે આપ ઘણાજ વીચીત્ર થયા છો. મ્હારે ત્હમારા ભાઇ સાથે અને ત્હમારે તેની મ્હોરદાર સાથે શા કારણે પરણવું જોઇતું હતું?"

શાહજેહાને પોતાની ગભરાયલી વ્હાલી મ્હોરદારને પાંસામાં દાબતાં કહયું "કારણ કે લયલા મ્હારી માફક ખુશખુશાલ રહે છે અને તે મ્હારીજ માફક રાજતાજની શૌકીન છે. અને તું પ્યારી તો મ્હારા ભાઇ શહેરિયારની મીસાલ ઘરબારની શાંત એકાંત ઝીંદગી પસંદ કરે છે. શૌક અને લોભને ખાતીર મ્હને અહીંથી તહીં દોડવું

અને ધકેલા ખાવું પડે છે જે ધકેલામાં તું બી શામીલ રહે છે, જ્યારે શહેરિયાર ભાઇને રાજનો લોભ નથી એટલે મહાલની શાંતીમાં મહાલે છે."

"તુમારા શબ્દો મ્હને બહુ લાગેછે." ખદીજા નરમીથી બડબડી.

"ન દીલગીર થા, મ્હારી અચ્છી મ્હોરદાર, તું ન દીલગીર થા" શાહજેહાને ખદીજાને વધુ જોરથી છાતીસરસી દબાવીને કહયું "હું તો સીફ મજાક મસખરી કરતો હતો. તું, તુંજ મ્હારી દુન્યા છે. ત્હારા સીવા મ્હને કોઇબી બીજીનો ખ્યાલ નથી."

ખદીજા લાલચોલ બની ગઇ, અને તેણે શાહજેહાનના ચહેરા-પર પોતાનો નરમ ગોરો હાથ ફેરવીને કહયું "બોલો."

"શું બોલું?" શાહજેહાને પુછયું.

"બોલો કે તુમે મ્હને આજના જેવી વાતોથી કદાબી ન સતાવશો." આંખોમાં ખુશીના આંસુ લાવીને ખદીજાએ ખાત્રી માંગી.

"ન સતાવીશ, ત્હારા નાઝુક દીલને એવી વાતથી ઝખ્મ જો થતો હોય તો હું કદીબી હવે એવી મસખરી નહીં કરીશ." શાહજેહાને કહયું, અને પછી તેણે વધાર્યું "આપણુને હવે આગ્રા છોડીને દખ્ખણ તરફ જવાનો પીદર જેહાંગીરનો હુકમ થયો છે. હમેશની મીસાલ તું મ્હારી વ્હાલી તો મ્હારી સાથેજ રહેશે કેની?"

"બેશક" તમામ જાનો દીલથી તે બેશકનો આવાઝ અંતકરણના ઉંડાણથી ખુશી સાથ નીકલ્યો.

ત્યાર પછી થોડે દીવસે તેઓ ગયાં. આગ્રા છોડીને દખ્ખણ તરફ ગયાં જ્યારે રસ્તામાં તેમના બેટા સુજા અને દારાને તાવ આવી. શાહ-

જેહાનને ખાસ્તી લાગી, મગર નેક ખદીજાએ શાંતી સાથ પોતાના બેટાઓની બરદાસ્ત કરવા માંડી. થોડા મહીનામાં સુજા અને દારા તદનજ સાજા થયા અને તે પછી શાહજેહાનનું દખ્ખણનું કામબી ખલાસ થયું. કામ ખલાસ થતાં શાહજેહાન તરફ પાદશાહ જેહાંગીરે હુકમ મોકલ્યો કે તેણે દેહલી પાછા ફરવુ. શાહજેહાન પોતાની હમેલદાર મ્હેરદાર અને પોતાના બે બેટાઓ સાથ જ્યારે દેહલી પાછો ફર્યો ત્યારે કીલ્લાની આગલ પાદશાહ જેહાંગીરે પોતાના વહુ બેટાને ઘણી મોટી ઇઝઝતથી નવાંઝયા. દેહલીની તેમની ખુશાલી વચ્ચે એક બીજી ખુશી ત્યાં થઇ રહી અને તે એ હતી કે ખદીજા બેગમ હમેલથી છુટી, તેણે એક બેટાનો જન્મ આપ્યો, પાદશાહ જેહાંગીરે પોતાના બેટા શાહજેહાનના તે નવા જન્મેલા ત્રીજા બેટાનું નામ પોતે પાડયું અને તેણે તે બચ્ચાનું ઔરંગઝેબ યાને તખ્તનું જહવાહીર એવું નામ આપ્યું.

ઔરંગઝેબ જ્યારે ચાર વરસની ઉમરનો થયો તે વખ્તે શાહજેહાન અને તેના પીદર જેહાંગીર વચ્ચે મોટી પંચાતી થઈ અને પાદશાહ જેહાંગીરના ગુસ્સાથી બચવા માટે શાહજેહાનને બંગાલ તરફ ન્હાસી જવું પડયું. ખદીજા બેગમેબી પોતાના ધણી સાથેજ રહેવાની બહાંસ કીધી, અને તેબી શાહજેહાન સાથે પોતાના બેટાઓને લઇને ગઇ. તેલીનગના અને ઓરીસાના જંગલોમાં જે સખ્તીઓ શાહજેહાનને વેઠવી પડી તેમાં તે નેક સીરત પતીવ્રતા બાનુનો હીસ્સો મૌજુદ હતો. આ વખ્તે વલી પોતાના ચોથા બેટાનેબી ખદીજાને સંભાલવો પડતો હતો જે નવા જન્મેલા બેટાનું નામ મુરાદ હતું.

શાહજેહાન જ્યાંખી જતો ત્યાં પાદશાહ જેહાંગીર તરફની મુસીબતો તેની પાછળજ હતી, આખીર તે પોતાની મ્હેરદાર અને ચાર બેટાઓને લઇને દખ્ખણનાં પોતાની માલેકીના કીલ્લાઓમાં ભરાતો છુપાતો ફર્યો જ્યાં તે બીમાર પડી ગયો. તે વખ્તે ખદીજાએ પોતાના વ્હાલા ધણીને ખૂબ સમજાવ્યો કે તેણે પીદર જેહાંગીરની માફી માંગવી. આખીર શાહજેહાન ખદીજાની વાતોથી પીગલ્યો અને તેણે પાદશાહ જેહાંગીર પર માફી લખી મોકલી. જેહાંગીરે શાહજેહાનને દેહલી પાછા ફરવાનો હુકમ આપ્યો, પણ જામીનગીરી તરીકે તેણે શાહજેહાનના ચારેચાર છોકરાઓને માંગ્યા. શાહજેહાને તે શર્ત કબુલ કીધી, અને પોતાના ચારે બેટાઓને લાહોર મોકલવા તૈયાર થયો. બેટાઓથી છુટા પડતી વખ્તે ખદીજા બેગમ આંસુઓનો એક દરીઆબ રડી.

ચારે છોકરાઓ જેહાંગીરના હાથમાં ગયા, મગર ખરેખર તો તેઓ નુરજેહાનના હાથ તળે રહ્યા.

તે પછી થોડાજ વતખ્માં પાદશાહ જેહાંગીર મરણ પામ્યો, અને શાહજેહાન દેહલીના તખ્તપર આવ્યો. જેહાંગીરના મરણ પછી તુરતજ પોતાના દૌત્રાઓનો કબજો વઝીરે આઝમે લીધો અને તેમને આગ્રાના મહેલમાં સંભાલથી લઇ ગયો.

તે નવરોઝનો દીવસ હતો જે દીવસે પાદશાહ શાહજેહાન આગ્રામાં પાછો ફર્યો. સીર્ફ એક અને સુખભર્યો વીચાર જે સુલતાના ખદીજાના અંતકરણમાં વસ્યો હતો તે પોતાના વ્હાલા બેટાઓને ફરીથી જોવાનો હતો. આગ્રાના કીલ્લા આગલના મહાલમાંના પગઠીઆંપર સુજા, દારા, ઔરંગઝેબ, અને મુરાદ પોતાના વ્હાલાં માબાપને

મળવા માટે મોટી આતુરતાથી ઉભા હતા.

ખદીજાએ પોતાના વ્હાલા-બેટાઓને પોતાની છાતી સરસા દાબ્યા અને તે વખતે તેની આંખોમાંથી ખુશાલીના આંસુ ટપકયાં. શાહજેહાન જાણતો હતો કે તેની વ્હાલી મ્હોરદારને જે દુખ થયું હતું તે તેને પોતાનેજ સબબે થયું હતું.

પાદશાહ બન્યા પછી શાહજેહાને પોતાની વ્હાલી મ્હોરદારને "મુમતાઝ ઝમીની"નો બુલંદ ઇલકાબ આપ્યો. અને એકવારની અર્જમંદ બાનુ પાછલથી ખદીજા બેગમ તરીકે ઓળખાઇને હવે મુમતાઝ ઝમીનીના પ્યારા નામથી ઓલખાવા લાગી.

સુલતાના બન્યા છતાંબી મુમતાઝના ઠંડા સ્વભાવમાં કાંઇબી ફર્ક પડયો નહીં; તે તો જેવી અને તેવીજ મીઠી અને શાંત હતી. દરબારી ઠાઠમાઠથી તે ઉકળાઈ ગઈ નહીં.—શાહજેહાન જે પોતે દબદબાને પસંદ કરતો હતો તે દરબારી દબદબાની મજાહ જોવા પછી મહાલમાં પોતાની વ્હાલી મુમતાઝ સાથે સાદા સ્વભાવની મૌજમાં ખુશી હતો અને પોતાની તે એકપુરી પ્યારી મ્હોરદાર તરફ વધારે વ્હાલથી ખેંચાતો, જે સદગુણી મ્હોરદારે ધાસ્તી, ગમ, અને સકટોમાં વરસો તેની સાથમાં કાઢયા હતા.

મુમતાઝ જો કે દરબારી ઠાઠમાઠમાં બહુ શામીલ નહીં થતી, છતાંબી રાજ્યકારોબારમાં તે પોતાના સરતાજ શાહજેહાનને ઘણી મદદગાર થતી રહેતી. પાદશાહ શાહજેહાનને નામનું મોટું સીલ મુમતાઝના પોતાના કબજામાં હમેશા રહેતું હતું અને સઘલા પાદશાહી ખતો અને ફરમાનો ઝનાનામાં તે નેકદીલ બાનુ પાસેજ લઇ જવામાં આવતા હતા જેપર તે પોતે પોતાને હાથે સીલ કરતી હતી.

મુશ્કીલ કુંવારીકાઓ જેમને તેમનાં માબાપ પરણાવી શકતા નહીં હતાં તેઓ, લાચાર અઓરતો અને બેવાઓ જેઓ સંકટ અને મુશ્કીલીમાં દીવસો કાઢતી હતી તેઓ, અને દુખ વીપતીમાં ફસેલી શાહનશાહતની તમામ ગરીબ અઓરતો પાદશાહી ઝનાનામાં જતી અને ત્યાં તેમને નેકદીલ, પરમારથી, ઉદાર, સખી એક પરી મદદગાર થતી: અને તે કોઇજ નહીં પણ સુલતાના મુમતાઝ ઝમીની હતી.

સુલતાના મુમતાઝના પરમારથી કામમાં તેના જમણા હાથ મીસાલ તેની પ્યારી બેટી જેહાનઆરાની એક ઇરાની દામી નામે સતીયુનનીસા હતી. કોઇબી લાચાર નીરઆધાર ઔરતની જુસતેજુ પહેલાં સતીયુનનીસા કરતી, અને તેમને મહાલમાં સુલતાના મુમતાઝ આગલ લઇ જતી, જ્યાં ખુરાકી પોષાકી મલતી અને તકલીફને દુર કરવા માટે મદદનો હાથ આપવામા આવતો. પોતાની પ્યારી મ્હોરદારના એ નેકદીલ પરમાર્થમાં પાદશાહ શાહજેહાન બહુજ મદદગાર થતો અને તે પાદશાહી અઝીઝો સાથે મલીને દર સ્હાંજના પરમાર્થમાં વખ્ત ગુઝારતા.

પરમાર્થના કામને ખલાસ કર્યા બાદ દીવાને ખાસમાં ચકચકીત રઓશનીની નીચે વાજીંત્ર અને ગાયણો ચાલતાં, અને પરદા પાછલ બેસીને સુલતાના મુમતાઝ પણ તે ગાયણો સાંભલતી. કાઇ કોઇ વખ્તે જ્યારે પાદશાહ શાહજેહાન પોતે ગાતો ત્યારે તેના મીઠા હલકથી નીકલતા એકએક લવઝને મુમતાઝ ઘણા પ્યારથી બરોબર ધ્યાન દઇ સાંભલતી અને બધી ખુશી ખુશી થઇ જતી.

અહહા! વીસ પ્યારા વરસો તે અતી વફાદાર અને અની મીઠા પ્યારમાં પસાર થયા. અને, પછી, જુદાઇનો વખ્ત આવ્યો.

પાદશાહી જોડુ બુરહાનપુરમા સયર કરતુ હતુ તે વખ્તે મૌતનો ફીરીસ્તો, દુન્યાની તે હુર મુમતાઝને પાક પરવરદેગારની જનાબમા હાઝીર થવા માટે, લઈ જવા આવ્યો.–નેક સુલતાના મુમતાઝ કાંઈ ઘણી નાદુરસ્ત તબીયતની હતી નહી, અને મલકુલ મૌત અચાનક આવી ઉભો. સીરતની તે નેક બાનુ મૌતને કરીબ પોતે થતી હતી તે પામી ગઇ અને તેણે પોતાના વ્હાલા સરતાજને તે વખ્તે હાઝીર ન જોઈ પોતાની બેટી જેહાનઆરાને તેના પીદરને બોલાવી લાવવા માટે મોકલી. શાહજેહાન તુરતજ તે ઓરડામા દોડી ગયો જ્યા સુલતાના પોતાની આખીરી નાદુરુસ્ત તબીઅતમા બીછાનાપર સુતેલી હતી શાહજેહાનના હાથમા પોતાના કમઝોર હાથો મુકી દઇને આખોમા પોતાની આખો નાખીને મુમતાઝ બોલી "જેહાપનાહ, પાક રહેમાનો રહીમે મ્હને બોલાવવાનો હુકમ મોકલ્યો છે, અને હુ આ ફાની જેહાન જાવેદાની મકાન માટે છોડી જાઉછુ મ્હારા શાહનશાહ અને મ્હારા સરતાજ, જો મે કોઈ ભુલ કીધી હોય તો તે તમામ ભુલ માટે મ્હને માફ કરજો, મે જો ભુલથી કોઈ આડો સુખન કોઇ દહાડે તહમને કહયો હોય તો તે એકેક ભુલભર્યા લવઝ માટેબી મ્હને માફ કરજો. પ્યારા ખાવીંદ, જ્યારે આપ શાહઝાદા હતા ત્યારે મે આપની હમરાહ સર્વે સકટો ખમ્યા, અને હમણા જ્યારે પાક પરવરદીગારે તહમને તખ્તાતાજના માલીક બનાવ્યા ત્યારે હુ તહમને છોડી જાઉંછુ.'

આ સાભલીને શાહજેહાનના રૂએરૂઆ ઉભા થયા અને તે મોટા આવાઝથી ડચકા ખાઇને રડવા લાગ્યો.

"ન રોવ તહમે." મુમતાઝે પોતાના નાઝુક કમઝોર હાથથી શાહજેહાનના આંસુ લોછીને કહયુ "ન રોવ, અઝીઝ ખાવાંદ,

દુન્યામાં માણસ અમર નથી રહેતું, પાક રબબાની હુકુમથી સર્વેને ચાલી જવું પડે છે, અને તે વખતે રડવુ ન જોઇએ. સબ્ર ધરો, મ્હારી એક અર્ઝ સુનો, અને મ્હને એક કૌલ આપો, મ્હારા શાહનશાહ."

શાહજેહાને પોતાનું માથું મુમતાઝના હાથોમાં મુકી દીધું. તેની આંખો તમામ ભીંજાયલી હતી. તેનું આખું શરીર ધરૂજતું હતું. થોડે વખ્તે તેણે માથું તે પ્યારા હાથોથી ઉઠાવીને મુમતાઝની મંદ થતી આંખોમાં પોતાની આબઆલુદા આંખો નાંખી ત્યારે તે ગલગલા સાદે બોલ્યો "પ્યારી, તું ચાહે તે કઓલ લે અને હું મ્હારા જાનોજીસ્મના કસમ ખાઇને કહુંછ કે હું તુને આપેલા કઓલને અદા કરીશ."

"કસમ ન ખાઓ, વ્હાલા સરતાજ, લાંબી ઝીંદગી ભોગવજો. મ્હને ત્હમારા સુખનમાં પુરતો વીશવાસ છે, અને જ્યારે ત્હમે મ્હને ખાત્રી આપીછ તો સાંભલોઃ મ્હારા મુઆ બાદ બીજી ઔરત સાથ કદીબી ના પરણતા. જો પરણશો તો મ્હારા અને તેના બચ્ચા વચ્ચે રાજગાદીની મારામારી થશે. આપણી વડી બેટી જેહાનઆરાને ત્હમારા મહેલમાં વડપણ આપજો અને તે ત્હમારી વ્હાલી બચ્ચીને ત્હમારાં બીજાં બચ્ચાંઓની સંભાલ રાખવા દેજો. આપણાં સર્વે બચ્ચાં તરફ એક અઝીઝ પીતા જેવા રહેજો અને મ્હારી વૃધ્ધ માતાના બેટા મીસાલ થઇ રહી તેની અચ્છી પરવરીશ કરજો. અને હવે, મ્હારા શાહનશાહ અને મ્હારા પ્યારા સરતાજ, આખીરી સલામ. ખુદા નેગાહદારે શુમા બાશદ." અને એક હસવા સાથે તેણે પોતાની આંખો બંધ કરી, અને તે આંખો ફરીથી કદીબી ખુલી નહીં.

સદાની શાંત મુમતાઝ મઉત વખ્તેઆ શાંતી અને નરમીથીજ બીહીસ્તમાં સીધારી, અને શાહજેહાન પોતાની ઝીંદગીભરના એકપુરા પ્યાર માટે કલાકોના કલાકો ખુબ રોયો અને વરસો સુધી તે વ્હાલી યાદથી રોતો થયો.

તાપતી નદીને કીનારે એક ગુલઝારમાં મુમતાઝની લાશને મોટી ઇજ્જતથી દફ્નાવવામાં આવી, અને શાહજેહાન માદર વગરના પોતાના છોકરાંઓને લઇને આગ્રા ગયો.

ગમથી દબાયલો શાહજેહાન રાજકારોબારમાં થોડા દીવસો સુધી બીલકુલ ધ્યાન આપી શકયો નહીં. અને રઇયતનેબી તેણે ચહેરો બતાવ્યો નહીં. મગર રાજ્યની ફર્ઝે તેને જગાડયો અને તેણે હવે પોતાની ઉજડ ઝીંદગીની રસી ફરીથી હાથમાં લીધી. તે પછી, જેમ અગાઉ દરરોઝ જે "જહરૂખે–દરશન"માંથી રઇયતને પોતાનો ચહેરો તે બતાવતો હતો, તે જહરૂખામાં તેને પાછું ઉભું રહેવું પડયું, મશરેકથી ખુરશીદ રઉશન થયા પછી ત્રણ કલાકે તે જહરૂખાપર આવી ઉભો જે વખ્તે પોતાના "પીતા"ને જોવા માટે રઇયતનું એક ઝબરદસ્ત મોટું ટોળું જમાવ થયું હતું. રઇયતે રોતા રોતા પોતાના "પીતા"નો ચહેરો જોયો. અફસોસ, તે ચહેરામાં કેટલો મોટો ફર્ક પડી ગયો હતો.

શાહજેહાનની દાઢી રૂપેરી સુફેદ થઈ ગઈ હતી, તેના આંખોના પાપણ નીચે સીહા રેગ પડી હતી, અને તેનું શરીર ગમથી વાંકુ થઈ ગયું હતું. તમામ રૈયતે ગંભીર ચુપકીદીમાં પોતાનું સર સલામીમાં નમાવ્યું, અને શાહજેહાને ભીંજાયલી આંખોથી તે સલામનો જવાબ આપ્યો.

તે પછી શાહજેહાન રાજકારોબારમાં અસલની માફક ગુટાયો, પણ અસલની મજાહ તો તેની મુમતાઝ સાથ મરણ પામી હતી: તેને વાજીંત્ર અને ગાયણમાં દીલ લાગતું નહીં, ઉંચા કપડાં, છત્ર, અને જહવાહીરોમાં તેને કોઇ રંગત અને ખુશબુ લાગતી નહીં હતી. તે પોતાની બેટી જેહાનઆરાને વારંવાર કહેતો "મ્હારી માદરના ગુઝરવા પછી શાહનશાહતમાં મ્હને કોઈ મીઠાસ લાગતો નથી અને ઝીંદગીમાં મ્હને કોઈ લઝઝત આવતી નથી."

શાહજેહાન આગ્રામાં હતો અને તે પોતાની વ્હાલી મ્હોરદારની લાશથીબી જાણે દુર રહેવા માંગતો નહીં હતો, તેથી તેણે આગ્રાના કીલ્લાની પાસે જમના નદીને કીનારે એક કબ્ર બનાવવા માંડી.

મોટો શાહઝાદો સુજા જે શાહજેહાનની પછી રાજ્યગાદીપર આવે એવું હતું તેને શાહજેહાને બુરહાનપુરથી પોતાની માદરનું શબ આગ્રા લઇ આવવા માટે બુરહાનપુર મોકલ્યો. સુજા પોતાની વ્હાલી માદરના શબને આગ્રા લઇને આવ્યો, અને શાહજેહાને પોતાના મહાલની બારીએથી જોઈ શકાય તેવી તે નઝદીકની જગ્યામાંની કબ્રમાં પોતાની વ્હાલી મ્હોરદારની શબને બાઇઝઝત કબ્રવાસ કીધી, અને પછી તે ઉપર આખી દુન્યાના મશહુર તાજમહાલને ઉઠાવવા માંડયો. આહીસ્તા આહીસ્તા પત્થર પછી પત્થર મુકાઇને અજીબ તાજ તૈયાર થયો.

દરરોઝની વીસ હઝાર મઝદુરોની છીણી અને હથોડી અગીઆર વરસો સુધી આગ્રામાં વાગી રહી, અને આખીર તે પાદશાહી પ્યારની ઉત્તમમાં ઉત્તમ નીશાની શોભાયમાન તાજમહાલ તૈયાર થયો. અહહા! સાકરના એક ટુકડાને બુલંદ દરજ્જે આપનાર નેક બાનુનો દરજ્જો

કેટલો બધો બુલંદ થયો હતો અને તેની પવિત્ર યાદ કેવી યાદ રહી ગઇ છે કે ઝમાનાઓના ઝમાનાઓ સુધી તમામે તમામ દુન્યામાં મુમતાઝ મહાલનો મશહુર તાજમહાલ જીવતો અને જાગતો છે. આહહા! શાહજેહાન અને મુમતાઝનો તે નસીબદાર પાદશાહી પ્યાર! તેણે હીન્દને શોભાવ્યું, આગ્રાને શોભાવ્યું, જમનાને શોભાવ્યું.

જેપુર, જોધપુર અને કંદહારના સુફેદ દુધ જેવા સંગેમરમર, ફત્તેહપુરની મેવાત ટેકડીના લાલ પત્થર, ગોલકંડાની ખાણના માણેક, કાબુલ, ઇરાન, ઇજીપ્ત તરફની તરેહવાર ચીઝોથી "દુન્યાની મગરૂરી" તાજ તૈયાર થવા સાથ તેની આસપાસ એક ગુલીસ્તાન બનાવવામાં આવ્યો જેમાંના સંગેમરમરના ફુવ્વારા આંખને ઠંડક આપનારા પાણીને ઉડારતા. અને સરોવરના સીધા ઝાડો કદીબી ન આખીર થનારી "આખીરી સલામ" કરીને બુલંદસરથી ગોયા મુમતાઝ ઝમીનીના બીહીસ્ત તરફ ઝાંકે છે.

મુમતાઝ ઝમીનીની કબ્રપર જે લેખ લખવામાં આવ્યો છે ત્યાં પાદશાહ શાહજેહાને એક ખુરીઆ પત્થર ઉપર પોતાને હાથે કોતર્યું છે **"જન્નત નઝીર,"** યાને બીહીસ્તની હુર. તે પ્યારા શબ્દો તાજ સાથ ઝમાનાઓ સુધી ઝીન્દા રહેશે.

અને હવે, અઝીઝ વાંચનાર, આપણને એક બદકાર છોકરાનો ટુંક કીસ્સો જાણવો છે જેનાથી શાહજેહાન હયરાન થયો હતો:

શાહજેહાંને પોતાની વ્હાલી મહેરદારને આપેલા કૌલ મુજબ બીજીવાર શાદી કીધી નહીં, મગર તે બીહીસ્તી ઔરતે જે ધાસ્તી મરતી વખ્તે કીધી હતી તે ધાસ્તી ખરી પડી: તેના છોકરાઓ માંહોમાંહે રાજગાદીને માટે મરાયા અને ત્રીજા બેટા ઔરંગઝેબે

પોતાના ભાઇઓને મારીને, પોતાના પીતાને ગાદીએથી ઉઠાડી મુકીને, પોતે તખ્તપર બેઠો.

બીચારો શાહજેહાન, તે સાત લાંબા કંટાલા ભરેલા વરસો સુધી આગ્રાના કીલ્લામાં કૈદ રહ્યો. તે લગભગ આખ્ખા આખ્ખા દીવસ સુધી દરરોઝ બારીએ બેસીને બસ. તાજમહાલને જોતો, અને મુમતાઝ ઝમીનીને યાદ કરીને રોતો.

તેની પ્યારી બેટી જેહાનઆરાએ તેની સાથ કદીબી છોડી નહીં, અને પીદરના દુખમાં તે અઝીઝ લડકી દીલાસો દેતી હતી.

બદફીરદાર ઔરંગઝેબ, તેણે જોયું કે તેનો બાપ હજુણબી રઇયતનો પ્યારો હતો અને તેથી તેને રાજગાદીપરથી કોઇબી દહાડે ઉઠાડી મુકવામાં આવશે તે ખ્યાલથી તેણે પોતાના પીદરની આંખો ફોડી નાખવાનો હુકમ આપ્યો. ઔરંગઝેબનો હુકમ તેના પલીદ મુખમાંથી નીકળ્યો કે તે કામ અમલમાં મુકવામાં આવ્યું.–બીચારા નજરકૈદ શાહજેહાનને આંધલો કરવામાં આવ્યો.

એક સ્હાંજે શાહજેહાને પેલીજ બારી આગલ બેસીને જેહાન-આરાને અતી મોટા દુખથી કહ્યું "મેં જે સઘલું ખોહયું છે, તે માટે મ્હને ગમ નથી. પાદશાહી, પાદશાહત, છુટાપણું કે ઠાઠ શૌકત ગુમાવવાથી હું ગમ કરતો નથી, પણ મ્હારી આંખો જો બચાવવામાં આવતે તો હું તે આંખોથી તે જગ્યાને જોયા કરતે જે જગ્યામાં મ્હારી પ્યારી મ્હોરદાર આરામ પામતી સુતી છે."

જેહાનઆરાની આંખોથી ટપટપ આંસુના ટીપાં તુટી પડયાં.

આખ્ખીર, શાહજેહાન મરણ પામ્યો, અને તેની લાશને તેની

પ્યારી મ્હોરદાર મુમતાઝ ઝમીનીની કબ્ર પાસેજ દાટવામાં આવી. તે બે કબ્ર આસપાસ તાજમહાલ ઉભો છે, જે તાજ જન્નત નઝીરના મીઠા બુલંદ વફાદાર દુન્યવી પ્યારની ખુબસુરતીનો એક સ્વપ્નો છે, ઠંડા માહાતાબની નીચે ખીલતા ગુલની એક કલી છે, ચલકતા ખુરશીદની નીચે ખીલેલું એક ખુશબુદાર ગુલાબ છે.

---

## વાર્ત્તા બીજી

# ગુલઅંદામ બાનુ.

---

પાદશાહ જલાલુદીન મોહમદ અકબરે જેપુરની રાજકુંવરી રેબાને પોતાના વડા બેટા સલીમ સાથ પરણાવવા માંગી હતી, અને તેથી જેપુરનો રાજા ભગવાનદાસ તે બાબદમાં મસલહત ચલાવતો પોતાની રાણી સાથ બેઠો હતો. રેબાની માતા ના પાડીને કહેતી હતી કે જુદા ધર્મવાલાને ત્યાં બેટીને ન આપવી.

"હું પાદશાહને ના તે કેમ પાડું?" રેબાનો પીતા પોતાની મ્હોરદારને કહેવા લાગ્યો "મ્હારા પીતા બહારમલ પાદશાહ અકબરનો પડયો બોલ ઉચકી લેનારા, અને હું અકબરની વીરૂદ્ધ જાઉં એ કેમ બની શકે? પાદશાહ અકબરની દોસ્તી અને સગાઇમાં જવા સારૂ તો પીતાએ અકબરને પોતાની પુત્રી આપી હતી અને તે

શાહજાદાની મા થાય છે. શું હું પાદશાહનો દોસ્ત અને રૈયત જેવો નથી? અમારી મીત્રાચારીના વધુ પુરાવામાં પાદશાહ પોતાના વડા બેટા સાથ પરણાવવા મ્હારી બેટી માંગે તો મ્હારેથી ના કેમ પડાય? વિચાર કર, રાણી, આ કાંઈ ન્હાની સુની વાત નથી કે અકબર આપણી બેટીને હીન્દુસ્તાનની ભવિષ્યની માહારાણી, આખા હીન્દની મોટી પાદશાહબેગમ, બનાવવા માંગે છે. અને, વલી, આ કાંઇ બનાવ પહેલોજ નથી બનવાનો. પાદશાહની પોતાની રાણીઓ-માંની કેટલીક રાજપુત છે. ફત્તેહપુર સીક્રીમાં જ્યારે પાદશાહી ઝનાનો હતો તે વખ્તે પોતાની ફોઇને ભેટવા આપણી રેબા જતી હતી અને તે વખ્તથીજ અકબરે તેને પોતાના શાહઝાદા માટે ધારી રાખી હતી. જો સલીમ તરફ ન દીલ જશે તોબી પોતાના ધર્મના લોકોના ભલા માટે રેબાનું દીલ દોડશે. આવા લગ્નોથી તો મુસલમાન અને હીન્દુ વચ્ચે દોસ્તીનો ગાંઠ વધે છે. પાદશાહ અકબર ઘણો ડાહયો છે, અને ધર્મની જુદાઇને લીધે રૈયતમાં કજીઓ કંકાસ ન થાય તે કારણે તેણે આવા લગ્નો કીધા અને કરવા માંડયા છે. પાદશાહના પાટવી કુંવરની ધણિયાણી થવું એ આપણી રેબા માટે મોટી વાત છે. વલી, રેબાને પુત્ર જો થાય તો તે શાહઝાદો દેહલીનો રાજપતી થાય અને તે વખ્તે તેબી આપણા હીંદુઓપર મ્હેરબાની રાખે. એક રાજપુત પોતાના દેશ અને પોતાના ધર્મવાલાઓના ભલાંને માટે પોતાનો ભોગ જેમ આપે તેમ આપણી રેબાબી ભલે આપે. જુદા ધર્મના શાહઝાદા સાથે પરણવા માટે રેબાને કદાપી પ્રથમમાં કાંઇ દુખી થશે તો તે પાછલથી સુખ અને શાંતીમાં ફેરવાઇ જશે."

આવી રીતે રાજા ભગવાનદાસે પોતાની ધણિયાણીને સ્હમજાવ્યા પછી બેટીને સ્હમજાવી, અને તેણે અકબરના પ્રતીનીધીને ખુશાની

હા કહી. ખુશાલીની ખબર સાંભલ્યા પછી અકબરે પોતાના શાહઝાદાની શાદીની તૈયારી કરવા માંડી. રેબા મોગળ પાદશાહની રાજધાની આગ્રામાં દાખલ થઇ અને મોટી ધુમધામથી તેની અને સલીમની શાદી થઇ. પાદશાહી ઝનાનામાં દાખલ થવા પછી રેબાને ગુલઅંદામ બાનુના પ્યારા નામથી ઓળખવામાં આવી.

જોકે રેબા ઇસલામી ધર્મમાં દાખલ થઈ હતી છતાંબી તે પોતાનો ધર્મ ભુલી નહીં હતી ને માનતી કે પાક ખુદા તે તો એકજ પાક ખુદા છે. પછી ગમે તો તે પાક બાપને અલ્લાહના નામથી બોલાવો કે પછી પ્રભુ કે ઇશ્વર કહો. બધું એકજ હતું. તેથી તે પોતાના પ્યારા ખાવીંદ સલીમના ધર્મને માન આપવા ઉપરાંત પોતાના ધર્મની પુંજાબી કરતી.

શાહઝાદા સલીમે પહેલવહેલી પોતાની દુલહનને જોઈ ત્યારે તેણે તે પ્યારી બાનુંમાં અતી સુંદરતા નીહાલી, અને તે મનમાં ખુશી સાથે બોલ્યો "અને એ મ્હારી પોતાની છે. મ્હારા નામવર પીદરે મ્હારે માટે ઘણી ખુબસુરત છોકરી શોધી છે. પીદર અકબર ઘણા આકાીલ મ્હેરબાન છે."

પાછલથી, ગુલઅંદામ સાથે અકેલાં પડતા, સલીમે તે બાનુનું અંતકરણ જીતવા ચાહયું. સલીમનું દીલ ગુલઅંદામે જીતી લીધું હતું, અને તે પોતે આતુર હતો કે તેની મ્હોરદાર પોતાના પ્યારા હોટોથી બોલે કે તેણેબી તેનું દીલ જીત્યું હતું. તેઝ અકલ અને તાબેદાર હોવા ઉપરાંત ઘણી ખુબસુરતીનો સુંદર નમુનો ગુલઅંદામ હતી, મગર સલીમને કાંઇ વધુ જોઈતું હતું.

"રેબા મીઠી રાજપુત રાજકુંવરી, ગુલઅંદામ મ્હારી પ્યારી

સુંદર મ્હોરદાર, બોલ, ત્હારા નનના પ્યારા હોટોથી બોલ કે શું તું મ્હને ત્હારા તમામ અંતકરણથી ચાહે છે." સલીમે અર્ઝ કીધી "તું મ્હારી બાનુ નથી? શું તું મ્હારી મ્હોરદાર નથી? બોલ, બોલ. કે તું મ્હને ચાહેછે."

"મ્હને જે ચાહ આપવાનો છે તે ત્હમારોજ છે." બચ્ચાની અદાથી ગુલઅંદામ બોલી. મગર નહીં, સલીમને જે દુન્યવી પ્યાર જોઇતો હતો તે આ રેખા ઉર્ફે ગુલઅંદામમાં તે જોતો નહોતો. ગુલઅંદામના બચ્ચા સહી પ્યારમાં તે પોતાનું તમામ દીલ લુટાયલું નહીં માનતો.

વખ્ત જતા ગુલઅંદામ બાનુએ એક બેટાને જન્મ આપ્યો જેનું નામ ખુશરૂ મુકવામાં આવ્યું. વારંવાર જ્યારે સલીમ ગુલઅંદામને પોતાના બેટાને હાથમાં લઇને રમાડતી જોતો ત્યારે તે તેને ગળે પોતાના હાથો વીટાલીને તેના કાનમાં બડબડતો: "ગુલે મન, બોલ, તું મ્હને ત્હારા તમામ દીલથી ચાહે છે કે?"

તેણી હસી પડતી: "નાથ, ફરીથી ત્હમારી તેની તેજ વાત? મ્હારા સરતાજ, ત્હમે એમ કેમ બોલો છો!"

"તું મ્હને ચાહે છે તેનાથી ઝીઆદા ત્હારા બાળકને ચાહે છે." કોઇવાર અદેખાઇથી સલીમ કહેતો.

અને ગુલઅંદામ પોતાના શાંત અને ઠંડા સ્વભાવથી બોલતી "આપણું બાળક, એ શું ત્હમારો બેટો નથી કે ત્હમે એમ અદેખા પડી જાઓ છો? ત્હમને ચાહયા વગર હું એને ચાહીબી શકું કે, મ્હારા સરતાજ?" અને તેમ બોલીને ગુલઅંદામ પોતાના બેટા

ખુશરૂને પોતાની છાતીએ દાબીને તેને એક ચુમી લઇ કહેતી "હું આશા રાખું છું કે આ આપણો પ્યારો બેટો તહમને કોઇ દીવસ અતી સુખ આપશે. અમો મા દીકરા તરફ તહમો ખુશાલી અને મગરૂરી સમાન છો, મ્હારા ખાવીંદ."

મગર, સલીમ પુરી ખુશીમાં સબ્ર ન કરી શકયો. તેણે ઘણીવાર ગુલઅંદામનું તમામ અંતકરણ જીતવા માંગ્યું, પણ તે પોતાની જીતમાં સંતોષ માનતો ન હતો. જો કે સલીમનું પોતાનું દીલ એક બીજી બાજુ તરફ પુર જોશથી ખેંચાયું હતું, મીહરન્નીસા નામની ખુબસુરત ઇરાની બાનુપર તેનું દીલ દોડયું હતું, છતાંબી તે પોતાની વ્હાલી ગુલઅંદામ બાનુ પોતાના તમામ બસમાં આવે તે માટે ઠંડી સાંસ ભરતો હતો. સલીમના દીલના એક કોનામાં હમેશા ગુલઅંદામ માટેની વફાદારી વસ્તી હતી.

વરસો પસાર થઇ ગયા, અને ભલો પાદશાહ અકબર મઉતના ફીરીશ્તાના હાથો મારફતે જન્નતમાં સીધાર્યો. સલીમ રાજગાદીપર બેઠો, અને તે વખ્તે તેણે જેહાંગીર યાને દુન્યાનો પાદશાહ એવું નામ અખત્યાર કીધું. હીન્દુસ્તાનની દુન્યાનો જો કે તે પાદશાહ હતો, લેકીન એક દીલ આખ્ખું તેને શરણે થતું ન હતુ, તે દીલ ગુલ-અંદામ બાનુનું હતું જે ગુલઅંદામ તેની સઉથી વડી પાદશાહબેગમ હતી અને હીન્દુસ્તાનના ભવિષ્યના સાહેબે તાજ શાહઝાદા ખુશરૂની માદર હતી.

એક ખુશનુમાં વસંતની સ્હવારે પાદશાહી બાગ જ્યારે અતી ઘણો ખુબસુરત લાગતો હતો ત્યારે પાદશાહ જેહાંગીર તેમાં ફરતો હતો. લગભગ તમામ ઝાડોપર કલીઓના ગુચ્છા ગુચ્છા સાથ ખીલેલા ગુલો

તરેહવાર રંગોમાં આંખોને તાઝગી આપતા હતા. પરવાના અને પતંગ્યા અહીં તહીં ઉડતા હતા અને મેંહદીની કલીઓથી હવા ખુશબુદાર બની રહી હતી. સંગેમરમરના ફુવ્વારામાંથી પાણીના ઉડવા, પડવા, બહેવા અને ટપકવાનો જે આવાઝ આવતો હતો તેમાં રાજપુત બેગમોના દહેરાંની ઘંટીઓનો આવાઝ શામીલ થઇ જતો હતો. પાદશાહ જેહાંગીર આગલ વધ્યો. અને બાગમાં પોતાની રાબેતાની સ્હવારની પુંજાને માટે ફુલો વીંચતી પાદશાહબેગમ ગુલ-અંદામ તેની નઝરે પડી.

કેટલાક દીવસો સુધી પાદશાહ જેહાંગીરે તેને જોઈ ન હતી, અને એકવાર ફરીથી તે ખુબસુરતીને જોવાથી તેનું દીલ ગોયા ખલબલી ગયું. રેશમની સુફેદ સારીમાં જેહાંગીરને ગુલઅંદામ જન્નતી હુર મીસાલ લાગતી હતી, જે હુર જાણે દુન્યવી ફુલવારીમાંથી પોતાના પાક ખુદા પાસે થોડાક ફુલ તોડી જવા બીહીસ્તમાંથી સટકી આવી હતી. પાદશાહ જેહાંગીરને તે દેખાવ જોવાથી આંખોમાં અતી ઠંડક લાગતી હતી, અને ફુલના એક ઝાડ પાસેથી બીજા ઝાડ પાસે પસાર થઇ જતી ગુલઅંદામને જોતો તે ત્યાંજ ઉભો રહયો.

ગુલઅંદામના સીહા સુંદર લાંબા બાલોના ગુચ્છા તે વખ્તે જુહલતા હતા, અને તે સુન્હેરી ઝુલ્ફો ઘુટણ સુધી પહોંચતા હતા. અતલાસની મીસાલ નરમ રીતે અબરૂપર ગોઠવાયલા તે ઝુલ્ફોને બરોબર વચ્ચેથી બે ભાગે છુટા પાડવામાં આવ્યા હતા, મગર છોટે છોટે ઝુલ્ફો ચોરી છુપાઇથી દુર થઇ જઇને મુખમલી કાનો અને કપાલપર વીખરાઇ પડયા હતા. કપાલપર ટીલો કાઢેલો હતો જે ગુલઅંદામની ખુબસુરતીને બહરાવતો હતો. ઉત્તમ દૌલના તેના હાથો

પર મોતીઓની બે છોટી છોટી કંગન હતી, અને મોતીઓની એક સેર તેની ગરદન આસપાસ તે ગોરી ગોરી ગરદનને ચુમતી રમતી હતી. ગુલઅંદામની પ્રકાશીત આંખોને તેના લાંબા પાંપણો ગોયા ખુબસુરતીનો પરદો આપતા હતા. તેના ગોરા ઘટમારા હાથમાં એક રૂપેરી શજી હતી જેમાં તે ફુલ તોડી તોડીને મુકતી હતી. નીરમલા દીલની સફા સુંદર તસ્વીરનો એક ખુબસુરત ઝીન્દા નમુનો તે ગુલ-અંદામ બાનુ હતી.

થોડો વખ્ત સુધી જેહાંગીરે તેને જોઇ અને પછી તે હળવેથી તેની આગલ ગયો. જેહાંગીરના અંતકરણનો તે બાગ જેમાં ગુલ-અંદામ રાજ કરતી હતી તે ખુશાથી ફુલ્યો અને તેને લગભગ ગુંગલાવા પડયો! તે તેની પોતાની હતી અને તેથી તે તેની લગોલગ પહોંચવાને હકદાર હતો. ફરીથી તે તેના અંતકરણના તમામ પ્યાર માટે પુછીને ખાત્રી કરી લેવા માંગતો હતો. તે આગલ વધ્યો, મગર પાછો ઉભો રહી ગયો. સુંદરતા અને શાંતીનો એક સંપુર્ણ સ્વપ્નો તે હતો અને તે ખુશનુમાં સ્વપ્નાનું જાદુ તે તોડવા ખુશી નહીં હતો. તે થોભ્યો અને ઘણા પ્યારથી પાછો જોવા લાગ્યો. આખીર, ગુલઅંદામની નઝર જેહાંગીરપર પડી. તે પહેલાં તો ચોંકી કે કોણ હશે, પણ જેહાંગીરને જોઇને તે એક મીઠું હસવું હસી.

આવી રીતે ઉતેજન પામીને તે વધારે આગલ વધ્યો પણ તે બોલતો અચકયો, અને તેમના વચ્ચે જે ચુપકીદી વસી હતી તે તોડતાં ગુલઅંદામ બોલી, "જેહાંપનાહ, આપ શું જોતા હતા? શેનો વિચાર કરતા હતા?"

પાદશાહ જેહાંગીર તેની લગોલગ જઇને બોલ્યો "ગુલે મન,

મ્હારી ગુલઅંદામ, ત્હારે પુછવું જોઇએ ?" તેનો ઉંડો આવાઝ પ્યારના નઝારાથી દરજતો નીકળ્યો, "શું તું જાણતી નથી ?"

ગુલઅંદામ જેહાંગીર તરફ જોઇને હસી અને પછી નરમ રીતે માથુ ધુણાવ્યું "ઉંહુંહ, હું તો કાંઇબી સ્હમજતી નથી. શું આપને રાજકારોબારની કોઇ ઇંતેઝારી છે ? કહો મ્હને."

પાદશાહ હવે તેની છેક નઝદીક ગયો, પણ તેણે હાથ ન લગાડયો. ગુલઅંદામ પોતાની પુંજા માટે તૈયાર હતી, અને જેહાંગીર તેને છુવા માંગતો નહીં હતો. તે તેની આંખોમાં પોતાની આંખો નાંખીને કાલાવાલાથી પુછવા પડયો "રેખા, મ્હારી વ્હાલી ગુલઅંદામ, રાજપુત પરી, સીર્ફ એકવાર બોલ, સીર્ફ એકવાર બોલ કે 'મ્હારા પ્યારા ખાવીંદ, હું ત્હમને મ્હારા તમામ અંતકરણથી ચાહું છું'."

ગુલઅંદામ તેનાથી થોડી દુર બાજુએ થઇ અને રહેમદીલીથી હસીને બોલી "મહારા સરતાજ અને મહારા પાદશાહ" તે બોલી, મગર તેના આવાઝમાં ગંભીરતા અને દીલગીરી હતી "મહારા નાથ, એ તો તેજ પુરાણી વાત."

"હા, મહારી ગુલઅંદામ," તેણે અધીરાઇથી જવાબ આપ્યો "કદાપી ત્હારી આગલ એ પુરાણી વાત હોય, મગર મહારી આગળ તો એ એક નવી વાત થશે, ઘણી ખુસ આમદા વાત કહેવાશે અગર જો તું સીર્ફ એટલુંજ કહેશે કે 'હું ત્હમને મહારા તમામ અંતકરણથી ચાહુંછું.' વરસો સુધી એ અર્ઝ મેં તુને કીધેલી છે. એટલા પ્યારા શબ્દો તું મહને કહે તો મહને ઘણી ખુશી હાંસલ થશે."

ગુલઅંદામનો મીઠો મુખડો ફીકો પડયો. તેણે નરમીથી કહયું

"મ્હારા ધણી અને મ્હારા માલીક, મ્હને જે સઘલું તહમને આપવાનું હતું તે સઘલું મેં તહમારે ચર્ણે ધર્યું છે. તહમારા ઝનાનામાં ખુબસુરત ઔરતો પોતાનો પ્યાર તહમારી ઉપર નીસાર કરવા સઘલી તમામ તૈયાર છે તો મ્હારો ગરીબ પ્યાર શું છે?"

"તેઓ, તેઓનું શું?" પાદશાહ જેહાંગીર ઝટ બોલ્યો "હું જાણું છું કે તેમના પ્યાર ઉપર હું કાબુ ધરાઉં છું, મગર મ્હને તો ત્હારો પ્યાર, રેબા, મ્હારી પ્યારી ગુલઅંદામ, મ્હને તો ત્હારો સંપુર્ણ પ્યાર જોઇએ છે." તેના દબાયલા ગંભીર આવાઝમાં હવે જોશ આવ્યો "મ્હારી સાફદીલ પ્યારી, મ્હારી સુરીયાના નેકી, હું તો ત્હારૂં પોતાનું આખ્ખું અંતકરણ માંગુ છું. આપણી શાદીની વખ્તે મેં ત્હારૂં દીલ કેવું ચાહી લીધું હતું તે તુને યાદ છે? તે વખ્તે તું સીર્ફ એક છોકરી હતી, પણ ત્હારી ખુબસુરતી અને સાફ અસમતે મ્હારા દીલને ગીરફતાર કરી લીધું. તે વખ્તનો પ્યાર ઉમ્રના વધવા સાથ પોતેબી ગોયા વધ્યો છે. તું અગાઉ કરતાંબી મ્હને તો હમણાં વધારે ખુબસુરત અને વધારે પ્યારી પ્યારી લાગે છે. તું મ્હારી પસંદદીદા ગુલાબ છે, મ્હારી સઉથી વડી પાદશાહબેગમ છે. તું મ્હારી બધી ઔરતો કરતાં ઝીઆદા છે, આલા છે, તું ગુલોમાં ચમનની સમન છે. તું મ્હારી પદમા તો તેઓ બધી તરફ દયાલુ છે. રેબાબેગમ ઉર્ફે ગુલઅંદામ આનુના લવઝની મીઠાસ તો ગોયા બીજીઓનો અભ્યાસ છે. આ ત્હારી પ્યારી પ્યારી આંખોમાં મ્હારે માટેના લુત્ફની શું એક નઝર નથી? હું ત્હારો ખાવીંદ, ત્હારો શાહનશાહ, હમેશાને વાસ્તે શું ફોકટમાં એ કાલાવાલા કર્યા કરીશ? ગુલઅંદામ, જે શબ્દો હું બોલવા કહું છું તે શબ્દો સીર્ફ એકજ વાર તું બોલ, અને પછી હું કદીબી તુને તે શબ્દો બોલવા

નહીં કહીશ."

મગર પાદશાહબેગમ ગુલઅંદામ ચુપ ઉભી રહી અને પાદશાહજ આગલ બોલ્યો "તું મ્હારી સર્વેથી વડી મ્હોરદાર છે, તું મ્હારી પાદશાહ બાનુ છે, તું મ્હારી રાજગાદીના વારીસ શાહઝાદા ખુશરૂની માદર છે. ભવિષ્યના પાદશાહની માદર તરીકે તું હજુબી વધારે બળવાન છે. આહહા! ત્હારા આ સુંદર નનના હાથો, તે કેવી સત્તા ધરાવે છે! પાદશાહ, પાદશાહત, અને સાહેબે તાજ શાહઝાદા ખુશરૂને ધરાવનાર એ તું મોટા દીલની બાનુ, શું એટલા થોડા શબ્દો જે હું ત્હારી પાસે માંગુ છું તે મ્હને તું આપી શકશે? ત્હારા અંતકરણ પરનો તમામ કાબુ મ્હને શું તું સપુર્દ કરી શકશે? બોલ, સીર્ફ એકવાર બોલ, અને ફરીથી હું માંગીશ નહીં."

"જેહાંપનાહ," ગુલઅંદામનો આવાઝ નમ્ર અને આતુર ધીમો હતો "મ્હારા ખાવીંદ, મ્હારા સરતાજ, મ્હને માફ કરો! હું તહમને સુખી કરૂં એ ફોકટ છે. જે સઘલું હતું તે મેં તહમારે ચર્ણે ધર્યું છે, છતાં હું તહમને સંતોષી બનાવી શકી નથી. તહમે કેવોક પ્યાર માંગો છો?" ગુલઅંદામની આંખો આંસુથી ભરાઇ આવી, જે દુખ તે પાદશાહને આપતી હતી તેની દીલગીરીના આંસુથી તેની આંખો ભરાઇ ગઈ અને તે બોલી "જનાબે આલી" તેમ બોલતાં તેનો નમ્ર અને પ્યારો આવાઝ ધ્રુજવા લાગ્યો "જેહાંપનાહ, આપણી પરણેલી ઝીંદગી સુખી નીવડી છે, અને તેમ બન્યું છે તે માટે આપણે બન્નેએ મગરૂર થવાનું છે. જો કે આપણી શાદી બીજાઓએ નક્કી કરી હતી છતાંબી આપણુને પસ્તાવાનું કશુંએ નથી અને તેમનો ઉપકાર માનવાનું થયું છે. ઘણુંઓ એવાં છે કે જેઓ પોતાને માટે

અને પોતાના સુખને માટે પરણે છે, પણ આપણા લગ્ન તો બીજાં-ઓનાં સુખને માટે થયાં છે. આપણી શાદીથી જુદી જુદી ધર્મની બે જાતના લોકો એકસંપીલા બન્યા છે. આ વિચાર ત્હમારા મરહુમ ખ્રીસ્તી પીદર અને મ્હારા પીતાજીના હતા જેઓએ આપણાં લગ્ન ગોઠવ્યાં હતાં. આપણા દાખલાથી કોઇ દીવસે હીન્દુસ્તાનમાં ઘણા સુખી અને સંપીલા લોકો વસી શકશે. આ વિચારજ શું ત્હમને સુખી કરવાને પુરતો નથી? હું તો એ વિચારથી ઘણી સુખી છું. ત્હમે ત્હમારી શાહનશાહત અને રૈયતને ફાયદો કીધો છે. અને, તેથી, તહમે જે પ્યાર શોધો છો તે પ્યાર કરતા આ વધારે ફાયદામંદ છે."

પાદશાહ જેહાંગીરે પોતાની મ્હોરદારના તે શબ્દો ચુપકીદીથી સાંભળ્યાં. તે તઅજબ્બુબ થઇને તેને જોતો હતો. જ્યારે ગુલઅંદામનું બોલવું બંધ થયું કે જેહાંગીર અતી મોટા માનથી તેને નમ્યો અને ફુલોમાં ફરતી તેને છોડીને તે ગયો. મગર, તે પછી ઘણી વખ્ત પાદશાહ જેહાંગીરે ઉપદેસ અને દીલસોઝીના પ્યારા શબ્દો પોતાની પાદશાહબેગમ રેબા ઉર્ફે ગુલઅંદામ બાનુથી મેલવ્યા.

એક દીવસે તેઓ સાથે બેસીને વાતો કરતાં હતાં તેટલાં ગુલઅંદામ બાનુએ પુછ્યું "ત્હમો જનાબે આલીના કપાળપર ગંભીરતા કેમ છાઈ રહી? શું આપ બાદશાહોના પાદશાહ, દેહલીના તાજવર, જેહાંગીર નથી? ત્હમારા પાદશાહી ઝનાનામાં એકેકથી સરસ ખુબસુરતીઓ ત્હમારા દીલને બહેલાવવા માટે છે. વલી, હમણાં એક સઉથી ખુબસુરતમાં ખુબસુરત બાનુ જે આવી છે તે મીહરન્નીસા જેને અમોએ મહાલની રોશની નુરમહાલ નામ આપ્યું

છે તે તો એક અજબ ખુબસુરતી છે."

જેહાંગીરે ગુલઅંદામના કાનપર પડીને કહયું "ગુલઅંદામ, તે તો એક જંજાળ છે. તેણે મ્હારા પ્યારભર્યા શબ્દો તરફ બહેરપણુ બતાવ્યું છે અને પોતે બર્દવાનમાં પાછી ફરવાની ઇચ્છા રાખે છે. શું તે એમ ધારે છે કે મ્હારે તેને મલવા માટે કહેવડાવવું જોઇએ? જો તેમ તું ધારતી હોય તો મ્હારા કામમાં મદદગાર થવાને વાસ્તે તું, મ્હારી પ્યારી રાજપુત મલીકા, તૈયાર થશે?"

ગુલઅંદામ બોલી "મીહરૂન્નીસા બીજાની મ્હેરદાર હતી અને તેથી તે પોતાના ધણી માટે સોગમાં છે. ત્હમે તેને મુલાકાતે બોલાવો તે ઠીક નહીં થઇ પડશે" અને ગુલઅંદામ મીઠાસથી અને બીનસ્વાર્થ બોલી "મીહરૂન્નીસાને પોતાનો વિચાર ફેરવવા હું પોતે જઇને તેને સ્હમજાવીશ."

"હજુણબી જો તે મ્હારી સાથ પરણવા નાખુશ હોય તો હું દબાણુ નહીં કરીશ" જેહાંગીરે કહયું "હું તેને બર્દવાનમાં પાછી ફરવાની રજા આપીશ."

ગુલઅંદામ મગરૂરીથી બોલી "અચ્છુ કહયું, મ્હારા સરતાજ. મગર ફીક્ર નહીં કરશો, હું ત્હમને મદદ કરવાને મ્હારેથી બનતું કરીશ."

જેહાંગીરે અદબથી ગુલઅંદામનો હાથ ચુમતા કહયું: "ગુલઅંદામ, તું એક દેવી છે, અને મ્હારેથી ઘણા આલા દરજ્જાની છે."

તે પછી જેહાંગીર રેણા બેગમ ઉર્ફે ગુલઅંદામ બાનુને છોડી ગયો, અને જતો જતો તે પ્યારી બાનુની વગર સ્વાર્થની જાનનીસારી ઉપર આફરીન વરસાવતો ગયો.

આગ્રાના કીલ્લામાંના મીહરૂન્નીસાના ઓરડામાં ગુલઅંદામ બાનુ ગઇ. સુલતાના ગુલઅંદામ જેવી દાખલ થઇ કે તેને જોઇને મીહરૂન્નીસા પોતાને ગુઠણે પડીને તેને ઇજ્જત આપવા લાગી. ગુલઅંદામે પોતાનો હાથ આપીને તે ખુબસુરત વીધવાને ઉઠાડી. તેને બેસાડી અને પોતે તેની પાસે બેસીને બોલી "મીહરૂન્નીસા, તું કે જેને સર્વે અમે નુરમહાલ કહીએ છીએ તેને, તુને હું પુછવા આવી છુ કે તું હજુણુબી બર્દવાન જવા માંગે છે?"

"હા, હું જવા માંગુછું." નુરમહાલે કહયુ.

"ઠીક" પાદશાહ જેહાંગીરની રેબા બેગમે કહયું "ત્યારે તો મ્હારે ત્હારી સાથે ખુલ્લમ ખુલ્લી વાત કરવી જોઇએ. ખ્યાલ કર કે જો તું નામવર પાદશાહની બેગમ બને તો તહારો દરજ્જો અને તહારી સત્તા કેટલી વધે? એ વાતપર તું કાંઇ ખ્યાલ કર, સ્હમજ, અકલ દોડાવ."

નુરમહાલ તો પોતાના કાનોપર જે અવાઝ આવતો હતો તેને માનતીબી નહીં હતી! તે બેઇતેકાદથી બોલી "ત્હમે, પાદશાહના સર્વેથી વડા બેગમ, ત્હમે મ્હને આ વિચાર કરવા કહો છો? આવો ખ્યાલ દોડાવવા કહો છો!"

"હા" ગુલઅંદામ બાનુ સાદાઇથી બોલી "પાદશાહ તુને માંગે છે. તુ જાણુતી નથી કે તુ શાને નાપસંદ કરે છે, તુ શું શું રદદ કરે છે. તેથી હું ત્હારી આગલ સાફ સાફ ખુલ્લુ કરી દઉં છુ: હું તુને મ્હારો ધણી આપવા માંગુ છું, મહારી જગ્યા આપવા માગુ છું, મહારા જહવાહીરાત આપવા માગુ છું, અને મહારી પાસે જે સઘળુ છે તે હું તુને આપી દેવા માંગુ છું. એ માટે વિચાર કર,

અને ત્હારૂ મન ફેરવ, તુ પાદશાહ જેહાંગીરને પરણી લે અને હુ તુને મહારૂ તમામ આપી દઉ છુ."

મીહરૂન્નીસા તો ને દીલસોઝ રાજપુત ખુબસુરતીને અતી મોટી અજાયબીથી જોવા પડી. તેણે પોતાના મનમાં કહ્યુંઃ "શું આ એક સાધારણ ઔરત છે? શું એના શબ્દો ખરા છે યા હુ સ્વપ્નો જોઉં છુ?" તે પોતે પોતાને કોઈ જવાબ આપી શકી નહીં. તે તો ગુલબદનમની બીનસ્વાર્થી ખુલદીને જાણીને ગોયા બેઝબાન થઇ ગઈ!

"ઓ અનમોલ મોતી, તું અનમોલ કેમ થઇ ગઇ!" પાદશાહબેગમે કહ્યુ "હમણાં હૂ જાઉ છુ મગર તું એ વાતપર ખુબ વિચાર કરજે, અને ત્હારો ફાયદો ત્હારેથી દુર તું ના કરતી."

નુરમહાલ લાંબો વખ્ત સુધી તે વાત ઉપર વિચાર કરવા લાગી, અને પાદશાહની રાજપુત બેગમ રેબા ઉર્ફે ગુલબદનમ બાનુની ખુબસુરતી, રહીમદીલી અને બીનસ્વાર્થી ઉમદા સ્વભાવના અજાયબી સાથ વખાણ કરતી ખુબ વિચારમાં બેઠી. અને, પછી, પાદશાહબેગમ બનવા તૈયાર થઈ.

થોડા દીવસમાં પાદશાહ જેહાંગીર અને મીહરૂન્નીસા ઉર્ફે નુરમહાલની શાદી થઈ, જે વખ્ત પછી જેહાંગીરે તેને 'નુરજેહાન યાને દુન્યાની રોશનીના નામથી બોલાવવા માંડી.

પાદશાહ જેહાંગીરના નુરજેહાન સાથના લગ્ન પછી પાદશાહ બેગમ ગુલબદામે પોતાની લગભગ આખ્ખી ઝીંદગી પાક ખુદાની ઇબાદતમાં અને પુંજામાં કાઢી, મગર તે બાનુના સરપર જંજાળ ખડી થઇ હતી જેથી બાગીચામાં ફરતા ફરતા ઘણી વાર તેનો ચેહેરો મુરજાઇ જતો હતો.

શાહઝાદો ખુશરૂ, તેનો છોકરો અને રાજગાદીનો વારીસ, પોતાના પીતાના વિચારો સાથ ઘણીવાર મલતો થતો નહીં હતો. ઘણી વખ્ત બાપ બેટાને તોરફોર થતી હતી. અકબરના વખ્તમાં ખુશરૂ અકબરનો ઘણો પ્યારો હતો કેમકે તે ચંચલ, ખુશમીઝાજ અને રહીમદીલ હતો અને તે તેના પીદર જેહાંગીરની સખ્તદીલી અને ઝાલીમ તબીયતથી દુર હતો.

હવે, પાદશાહ જેહાંગીર અને ગુલઅંદામના બેટા ગાદીવારીસ ખુશરૂ, બાપ બેટા વચ્ચે એક ઘણી મોટી પંચાતી થઇ: પાદશાહી લશકરના સીપાહસાલાર ખાનેઆઝીમની બેટી અઝીઝ સાથે ખુશરૂ પરણેલો હતો અને તે છતાં તેનો પીદર જેહાંગીર તેને નુરજેહાન અને શેર અફ્ઘનની બેટી લયલા સાથે પરણાવવા માંગતો હતો. ખુશરૂને જીવતી બૈરીપર બીજી બૈરી કરવી ગમતી નહીં હતી અને તેણે તેથી લયલા સાથે પરણવાની ના પાડી ત્યારે પાદશાહ જેહાંગીર અને તેની વચ્ચે મોટી પંચાતી થઇ.

નુરજેહાન લાલચુ હતી, તેણે હવે રાજસત્તા ભોગવવા માંડી હતી, અને તે એવું ધારતી કે જો લયલા ખુશરૂ સાથ પરણે તો જેહાંગીર પછી રાજની સત્તા ચાલુ તેનાજ હાથમાં રહી શકે. ખુશરૂએ જ્યારે તેની બેટી લેવાની સાફ ના પાડી ત્યારે નુરજેહાન છેડાઈ અને તેણે જેહાંગીરને ખુશરૂ સામે ઉશકેરી મુકયો.

શાહઝાદા ખુશરૂએ તેથી પોતાના સસરાની મદદથી બંડ ઉઠાવ્યું. મગર તે હાર્યો, પકડાયો, અને તેને કૈદ કરવામાં આવ્યો.

ખુશરૂની પડતી અને તેની વીપતીની ખબર તેની માદર રેઆ ઉર્ફે ગુલઅંદામ બાનુને પોહચાડવામાં આવી. તે ખબરથી ગુલઅંદા-

અને મોટું દુખ થયું કેમકે તેનો બેટો તેની ઝીંદગીનો હરદીલ અઝીઝ ચીરાગ હતો. પછી, ખુશરૂના મોતની દીલ ચીરી નાંખનારી નાખુશ ખબર તે માદરને મલી, જે સાથ એવું માલુમ પડયું કે ખુશરૂના ખુનમાં નુરજેહાન, શાહઝાદો ખુર્રમ (જે પાછલથી શાહજેહાનને નામે તખ્તપર આવ્યો હતો) અને શાહઝાદો પરવીઝ શામીલ હતા.

રેબા ઉર્ફે ગુલઅંદામે તે અફ્વા સાંભલી કે તે ખરૂંનરૂં કરવા પાદશાહ બેગમ નુરજેહાનની પાસે જવા તૈયાર થઇ. તેને જેવો તે વિચાર આવ્યો કે તે નુરજેહાનના ઓરડાની તરફ ગઈ.

તે અંધારી રાત હતી અને એક પળ બહાર ડોકાવીને ભારે આકાશ તરફ ગુલઅંદામે જોયું. ઝઝકલાં વખ્તે સીર્ફ થોડા સીતારાઓ આકાશપર દેખાયાં હતાં, મગર હમણાં તો સીહા વાદળાંની પાછળ તે છુપાયાં હતાં. ચંદ્રમા દેખાતો નહીં હતો, અને થોડે થોડે વખ્તે વીજળીના ચમકારા થયા કરતા હતા. આસપાસ બધે કાળાશ હતું અને ગુલઅંદામને લાગ્યું કે તેના અંતકરણની દીલગીરીમાં તે કાળાશ શામીલ થતો હતો અને તેની સાથ પવિત્ર કુદરતબી રડતી હતી.

જ્યારે તે નુરજેહાનના ઓરડામાં દાખલ થઈ, જે ઓરડો મહાલમાં અતી સુંદર અને અતી શણગારેલો હતો, ત્યારે નુરજેહાનની આસપાસ તેની બાનુ મીત્રો, સગીઓ અને સાહેલીઓ એકઠી થઇ હતી અને તેની વખાણ પર વખાણ કરતી હતી. નુરજેહાન પોતાની બેટી લયલાને લઇને બેઠી હતી. જેવી ગુલઅંદામ બાનુ દાખલ થઇ કે બધીઓએ ઉઠીને પાદશાહની તે વડી બેગમને ઇઝ્ઝત

આપી. પણ ગુલઅંદામે કોઇનીબી તરફ જોયું નહી. તે તો સીધી નુરજેહાન આગલ ગઇ, જેને ગુલઅંદામના સુંદર ચહેરાને દીલગીરીમાં ગરકાવ જોઇને ઘણી દયા આવી ગઇ. નુરજેહાન ગુલઅંદામને જોઇને ઉઠીને ઉભી થઈ અને તે બેઉની આંખો એક થઈ ગઈ, બેઉ પાદશાહ જેહાંગીરની બેગમ હતી, બેઉ ખુબસુરત હતી, મગર બેઉ ઘણા જુદા સ્વભાવની હતી. હમણાં નૂરજેહાંન કીર્તીના શીખરપર હતી અને ગુલઅંદામ દીલગીરીના મઝ્ઝમાં.

ગુલઅંદામ બોલી: "મ્હને કહે, નૂરજેહાન, કે આ સાચ્ચું છે કે?"

"શું સાચ્ચું છે?" નુરજેહાને પુછ્યું.

"કે ત્હારા કાવત્રાં મારફતે મ્હારો બેટો, મ્હારો કીમતી ખુશરૂ, ઝીબાહ થઇ ગયો છે?"

નુરજેહાને કાંઇબી જવાબ આપ્યો નહીં. તે ગુલઅંદામના દીલગીર ચહેરા તરફ જોવા લાગી અને તે ઓરડામાંનાં દરેકે ધાસ્તીથી પોતાનો દમ ઉંચો રાખ્યો.

"મ્હને કહે, નુરજેહાન, મ્હને કહે, સીધું મ્હને કહે." ગુલઅંદામનો ગલગલો સાદ ફરીથી અર્ઝ કરવા લાગ્યો.

નુરજેહાનનું માથું નીચું નમી ગયુ. તેના હોટોથી 'ના'નો શબ્દ નીકલ્યો નહીં, અને ગુલઅંદામ સ્હમજી ગઇ કે વાત ખરી હતી. ત્યારેં તેના અંતકરણની દીલગીરી નરમ ઠપકામાં બહાર ફુટી નીકલી:

"ઓ મીહરન્નીસા, નૂરજેહાન, મે તુને સઘલું આપ્યું:

મ્હારો ધણી, મહારો ઉંચો દરજ્જો, મહારી હુકુમત, મહારી દૌલત. તેં સઘલું લીધું. શાહનશાહતની ઉંચામા ઉંચી બુલંદી ત્હારી છે. આગલ કોઇબી ઔરતે રાજ નહીં કીધું હતું તેવી રીતે તું પાદશાહ અને પાદશાહત ઉપર રાજ કરે છે. મેં તુને બધું આપ્યું, અને મેં ફક્ત મહારી પાસે મહારો છોકરો રાખી લીધો. અને તેં તેનેબી મારી નાંખ્યો. અરે તું આ બધી ચીઝથી કેમ સંતોષ પામી નહીં? તું એવું કામ કેમ કરી શકી? ખુશરૂ મહારો બેટો મરણ પામ્યો છે, ઝીબાહ થયો છે. મહારી આંખોની રૌશની, મહારી ઝીંદગીની ખુશાલી છીનવી લેવામાં આવી છે. ઓ નુરજેહાન, ઓ મીહરન્નીસા, જો તુને એક બેટો હતે તો મહારા દીલમાં હમણાં કેવા અંગાર ઉડે છે તેનો તુને ખ્યાલ આવી શકતે. મહારી પાસે હવે બાકી શું છે? કાંઇજ નહીં. મહારો એક પુરો ચીરાગ બુજાવી નાખવામાં આવ્યો છે, અને હવે મહારી ઝીંદગી સીહા થઈ ગઈ છે.”

ગુલઅંદામ ગઇ, આટલા મોટા ગુન્હા વાસ્તે સીર્ફ એક નરમ ઠપકો આપીને તે ગઇ, અને તે નુરજેહાનના ઓરડાના દરવાઝામાથી બહાર નીકલી કે વીજળીનો એક મોટો કડાકો એવો તો ઝોરથી થયો કે નુરજેહાન ચોંકીને ધ્રુજી અને તેની આસપાસની કેટલીક ઔરતો મનમાં બોલી “પાક પરવરદેગારબી આવી એક પારસા સાધવી હુરના દીલને દુખ આપવામાં આવ્યું છે તેથી ગુસ્સે થઇ રહયો છે.”

ગમગીર ગુલઅંદામ ધીમેથી અને દીલગીરીથી પાછી પોતાના ઓરડા તરફ ગઇ અને આકાશની સીહાઇને જોતી તે પોતાના ઓરડાની બહારની અગાસી ઉપર ઉભી રહી.

"ચંદ્રમાં અને સીતારાઓ ચાલી ગયા છે." તે બોલી "હું શું કામ અહીં થોભું? મ્હારી ઝીંદગી હવે ફિજડ અને સીહા છે, મ્હારા સીહા દીલની ઉદાસી અને ગમ કદાચ બીજાઓનેબી ઉદાસ બનાવશે. તેઓ મ્હારા ગમથી પોતે બીહશે, અને પાક ખુદાની દયા તરફ કદાચ શક લઈ જશે. તેથી બહેતર છે કે હું મરી જાઉં. ઓ પાક ખુદા, ઓ દયાળુ•પરમેશ્વર, મહને તેડી લે."

તેની બેટી અને તેની સાહેલીઓ તેને આંસુઓમાં ડુબેલી જોતી. તેમના શબ્દો તેને શાંતી કે દીલાસો આપી શકતા નહી. દુખના સીહા દીવસો તેના ઓરડામાં પસાર થવા લાગ્યા અને એક સ્હવારે તે ઠંડી અને મરણ પામેલી જણાઈ. રેબાબેગમ ઉર્ફે ગુલઅંદામ બાનુ પોતાના પ્યારા બેટા ખુશરૂની પાછળ બીહીસ્તમાં સીધારી હતી.

ખુશરૂની લાશને અલ્લાહબાદમાં કબ્રવાસ કરવામાં આવી હતી, અને ત્યાં તેનીજ પાસે તેની માદરની લાશને બાઇઝઝત દફનાવવામાં આવી. તે બે કબ્રની આસપાસમાં પાદશાહ જેહાંગીરે એક ખુશનુમાં બાગ તૈયાર કરાવ્યો.

ખુશરૂ બાગ અલ્લાહબાદમાં આજ સુધી છે જેમાં રેબા બેગમ ઉર્ફે ગુલઅંદામ બાનુ મોટી નીંદમાં સુતી છે. આવી એક બીનસ્વાર્થી પરમાર્થી ઝીંદગી થોડીજ જણાયલી છે એ દીલગીરી ભર્યું છે, મગર બીજાને માટે પોતાની ઝીંદગીની કુરબાની આપનાર એક બીનસ્વાર્થ પવિત્ર ઝીંદગીના ફુલનો પમરાત હઝારાન હઝારો વરસો સુધી જીવતો રહેશે. પાક પરવરદીગારની પવીત્ર જનાબમાં ગયલા

બલા અને પારમા જાનોની વચ્ચે ખુબસુરત રેબાં ઉર્ફે ગુલઅંદામ હજુણુ જીવે છે.

---

## વારતા ત્રીજી:

# સુરીયા બેગમ.

---

મહાન મોગલ પાદશાહ અકબરને ઘણી મ્હોરદાર હતી, તે પોતાના હાથ નીચેના રાજા મહારાજાઓ સાથે દોસ્તીના સમાગમમાં હમેશા રહેવા માટે તેઓની પુત્રીઓ સાથે લગ્ન કરતો. તેથી જાતજાતના ધર્મની ખુબસુરત ઔરતો તેના ઝનાનામાં ઘણી હતી. એ સઘલીઓ વચ્ચે એક ખુબસુરત રાજપુત રાજકુવરી આવી.

આખોમાં આંસુ અને દીલના પ્રગટ ધબકારા સાથ તે રાજકુવરીએ પોતાના બચપણના બાપીકા મકાનને આખીરી સલામ કીધી અને અકબરની રાજધાનીમાં દાખલ થઇ. તેના લગ્ન પછી તેના ખાવીંદ અકબરે તેનું સુરીયા યાને રૌશન દીદાર બેગમ એવુ મીઠું નામ આપ્યું. સુરીયા બેગમને ઝનાનામાં દાખલ થતી અકબરની બીજી મ્હોરદારોએ જોઇ અને તેના બચ્ચાઅકી ચહેરા તરફ જોઇને તેઓ હસવા લાગી.

બધીઓને જોઇને સુરીયા શરમાલ અને ફરજરી માલુમ પડતી.

શાદીને વખ્તે તેણે પોતાના પ્યારા ખાવીંદ અકબરને જોયો હતો, અને હવે તે એકવાર ફરીથી તેનો ચહેરો જોવા આતુર થઈ. તે ઝનાનામાં આવ્યો. તેમના દીલનો બેતરફી ખેંચાણ તેમના એક-બીજાના પ્યારમાં પુખ્ત થયો, અને થોડાજ વખ્તમાં બીજી અદેખી પાદશાહબેગમોએ જોયું કે સુરીયા બેગમ પાદશાહ અકબરની અચ્છી માનીતી થઇ હતી. તેઓએ, તેથી, અકબરના કાનમાં સુરીયાને માટે ઝહર ઉતારવાનો મૌકો જોવા માંડયો.

શાદી વખ્તે સુરીયાના બાપે રીવાજ મુજબ તેની સાથમા સાહેલીઓ, દાસીઓ, નૌકરાનીઓ, નાચનારીઓ વીગેરે મોકલી હતી જેમાં બીન વજાડનાર એક છોકરી હતી. તે નવજવાન છોકરી ઘણી એકમાર્ગી હતી, અને પોતાની ખાતુન સુંદર સુરીયા બેગમની આગલ બીન વજાડીનેજ પોતાનો વખ્ત પસાર કરતી હતી. સુરીયા બેગમનેબી તે છોકરી ગમતી હતી, અને બીન ઉપરના તેના ગાયણોને તે બહુ પસંદ કરતી હોવાથી તેને વારંવાર વગાડવા અને ગાવા પોતાની પાસે બેસાડતી. તે છોકરી પોતાની રાજપુત ખાતુનને તેના ઘરની યાદ આપતી ગાયણો ગાતી, જે ગંભીર થઇને સાંભલવામાં સુરીયાના કલાકોના કલાકો બેમાલુમ પસાર થઇ જતા હતા.

અદેખી બેગમો તે સાંભલતી, હસતી, અને એકબીજાના કાનોમાં બડબડતી. ઝહરની શુરૂઆત તેઓએ કીધી, અને પાદશાહ અકબર સુરીયા બેગમ તરફ શકીલો બની ગયો. એક દીવસે અકબરે સુરીયાને કહયુઃ "મ્હારી રાજપુત બેગમ, ત્હારી ગાનારીને હુ પસંદ કરતો નથી."

"શા માટે, જેહાંપનાહ?" તેણે તઅજજુબ થઇને પુછયું

"તેણે ત્હમને ગુસ્સે કરવા જેવું શું કામ કર્યું છે?"

"કાંઇબી નહી." અકબરે જવાબ આપ્યો "સીવા કે તું તેને બહુ પસંદ કરે છે. જ્યારે તે ગાય છે અને બીન વજાડે છે ત્યારે તું મ્હને ભુલી જાય છે, અને એ હંમેશા ત્હારી પાસે હોય છે જે હું પસંદ કરતો નથી."

"જેહાંપનાહ, મ્હને ગાયણું બહુજ ગમે છે." સુરાયા બેગમે ખુલાસો કીધો "અને જ્યારે ત્હમે મ્હારી પાસે નથી હોતા ત્યારે, મ્હારા સરતાજ, મ્હને કલાકો બહુ કંટાલાભરેલા લાગે છે."

થોડા વખ્તને માટે તો તે બાયસે પાદશાહ સંતોષ પામ્યો, મગર ઝનાનાનું ઝહર ચાલુ રહયું, અને ફરી અને ફરીથી અકબરે તે ગાયણું ગાનારી છોકરી માટે નાખુશી બતાવી.

અકબર એક દીવસે યક–બ–યક સુરીયા બેગમના ઓરડાના દાખલ થયો અને તેણે જોયું તો સુરીયાનું ધ્યાન પેલી છોકરીને ગળેથી નીકલતા સંગીનમાં ગર્ક ગયું હતું. ગાનારી અને સુરીયા બેગમ એ બેઉની પીઠ અકબર તરફ હતી, એટલે અકબરે ઉભા રહીને પોતાની મ્હોરદારને થોડોક વખ્ત જોયાજ કીધી. સુરીયાના નન્હા હાથોમાં તેની હડપચી મુકેલી હતી અને તેની આંખો સંગીતના સરોદથી આંસુઓમા ડુબી હતી. અકબરે તે પછી પેલી ગાનારી તરફ થોડાક વખ્ત જોયું. તે છોકરીનો ઘાડો ઉંડો આવાઝ તે ઓરડાને ગોયા પોતાના પડઘાથીજ ભરી નાખતો હતો અને તે છોકરીની નઝર આખો વખ્ત સુરીયા બેગમને જોઇ રહી હતી.

'એક છોકરીના આવાઝથી કેટલો આ આવાઝ ઘાડો છે!" અકબરે વિચાર્યું. –

તે પછી તે આગળ વધ્યો અને ઝાહેર થયો. સુરીયા બેગમ એકદમ ચોંકીને ઉભી થઈ, અકબરે તેની તરફ જોવા અગાઉ પેલી છોકરી તરફ જોઇને તેને હુકમ કીધો કે તેણે ત્યાથી ચાલી જવુ. તે ગાનારીએ અતી ઝડપથી તે ઓરડો છોડયો, અને અકબર હવે સખ્ત રીતે પોતાની જવાન મ્હોરદારને કહેવા લાગ્યોઃ "મ્હને એ છોકરી પસંદ નથી અને હૂ આશા રાખુ છું કે ત્હારા ઓરડામા હવે ફરીથી એને તુ બોલાવશે નહીજ."

સુરીયા બેગમ મીઠાશથી હસી અને અકબરનો હાથ પોતાના હાથમા લઇને તે બોલીઃ "જેહાંપનાહ, ત્હમે એટલા બધા અદેખા કેમ બની ગયા? પ્યારે ત્હમારી આંખોપર શુ પરદો નાખ્યો છે કે આપ જોઈ શકતા નથી કે સીફ આપજ મ્હારા આત્માના આફતાબ છો? મ્હારી ઝીન્દગીના ખુરશીદ ત્હમે છો. હું એ છોકરીને ફકટ એના સગીત માટેજ પસદ કરૂં છું. ત્હમે મ્હારેથી દુર હોવ ત્યારે મ્હારી એ મજાહ હોય છે, અને મ્હારા સ્વામી, મ્હને આશા છે કે ત્હમે મ્હારેથી મ્હારી એ મજાહ છીનવી ન લેશો."

મગર, અકબર નર્મદીલ ન થયો. "હું એ છોકરીના ચહેરા બીલકુલ પસદ કરતો નથી." તે બોલ્યો "ફરીથી કદીબી એને ત્હારા ઓરડામા દાખલ ના કરતી."

સુરીયા બેગમે કાલાવાલા કીધા. "ખફા ન થાઓ. મ્હારા સરતાજ, આપ જ્યારે અહીં નથી હોતા ત્યારે હુ તનહાઇમાં વખ્ત કેમ પસાર કરૂ! મ્હને માફ કરો, અને આ સગીત જે મ્હારા નુનસાન વખ્તનું એકલું સુખ છે તેની મજાહ મ્હને લેવા દો. મ્હારા સ્વામી, મ્હારા નાથ, મ્હારા એક પુરા અઝીઝ, હૂં ત્હમને ચાહુ છુ."

તે મીઠા મીઠા શબ્દોમાં ગોયા જાદુ હતું અને તે પ્યારા શબ્દોના અફસુંથી ગોયા અકબરનો ગુસ્સો દુર થઈ ગયો, અને તે વધુ ન બોલ્યો.

મગર, થોડાક દીવસો પછી એક સ્હાંજના અકબર ફરીથી ચકુ-બ-ચક દાખલ થયો, અને તેણે તે છોકરીને ફરીથી તે ઓરડામાં જોઇ. સુરીયા બેગમ પલંગપર અરધી લેટેલી હતી, તેના પગો જુહલતા હતા, અને તે નનના ખુબસુરત પગોની આગલ બેસીને પેલી છોકરી બીન વજાડતી અને સંગીતના સરોદ કાઢતી હતી. સુરીયા બેગમ તે સંગીતના એક એક લવઝને સાંભલવામાં ગોયા એટલી તો મશગુલ હતી કે પાદશાહ અકબરનાં પગલાં તેણે સાંભલ્યા નહીં.

અકબરે ત્યાં ઉભા રહીને થોડો વખ્ત સુધી બેઉને જોે યાં કીધાં. અને તે પછી પલંગ તરફ ધસી જઇને તેણે મોટેથી તીખા આવાઝે કહ્યું:

"ફરીથી! આ ગાનારને ત્હારા ઓરડામાં હું કેમ જોઉં છું?"

સુરીયા પોતાના ખાવીંદનો આવાઝ સાંભલીને પલંગ ઉપરથી એકદમ ઉઠી, અને તેની આગલ દોડી જઇને તે બોલી." જેહાંપનાહ, મ્હને માફ કરો. મેં ત્હમને ઓરડામાં દાખલ થતા સાંભલ્યા નહીં."

"તેં મ્હને ઓરડામાં દાખલ થતો સાંભલ્યો હોય કે નહીં હોય" અકબરે હવે નફરતની નઝરથી કહ્યું, જ્યારે તેની આંખોમાં તેણે ગુસ્સાથી જોયું "આ ઔરતને ફરીથી અહીં કેમ ગાતી બેસાડી? મેં

તુંને કહ્યું હતું કે ત્હારા ઓરડામાં એ ફરીથી નહીં આવે, અને તું મ્હારા હુકમને નાફરમાન થઈ."

"જનાએ આલી, મ્હારા ખાવીંદ, મ્હારા વ્હાલા સ્વામી, સાંભલો, હું અર્ઝ કરૂં છું." પોતાના પતિના ગુસ્સાથી ગભરાઇને સુરીયા બેગમ કાલાવાલા કરવા પડી.

મગર. અકબર એટલો તો ગુસ્સે થઇ ગયો હતો કે તેણે તેના કાલાવાલા પર કશુંબી ધ્યાન આપ્યું નહીં. "હું ત્હારૂં કાંઇબી સાંભલવા માંગતો નથી" તે બોલ્યો "ત્હારી નાફરમાની પુરતી થઇ છે. તું અને ત્હારી ગાનારી જે પ્રમાણે ગુંટાયલા રહો છો તે ઉપરથી ખાત્રીથી કહુંછું કે એ ગાનારી એક છોકરી નથી પણ છુપા લીબાસમાં ત્હારો આશક છે, અને તેથી તું મ્હારી તરફ એક બેવફા મ્હેરદાર છે."

સુરીયા બેગમ તો તે સાંભલીને ધાસ્તીથી ગોયા ફાટી ગઇ! તેના હોટો ગભરાટથી ખુલ્લા થઈ ગયા, અને તેણે આગલ વધીને પોતાના બંને હાથોમાં અકબરનો હાથ પકડીને કહ્યું "ઓ મ્હારા ખાવીંદ! ઓ પાદશાહ સરતાજ! એ તહ્મે શું બોલો છો?"

ગુસ્સે થયલા અકબરે તેના હાથો પછાડી નાખ્યા. "ત્હારા શબ્દોનું જાદુ હવે વધુવાર ન ચાલશે. હું જે બોલુંછ તેજ પાછું બોલી સંભલાઉંછ કે આ ગાનારી એક છોકરી નથી પણ ત્હારો આશક છે." અને સખ્ત શબ્દોના તીરો અકબરના મુખથી નીકલવા લાગ્યા. પોતાના બન્ને હાથો એકબીજામાં મેલવીને પોતાની છાતીપર મુકી દઇ મૌત આવ્યું હોય તેવા ફીકા ચહેરાએ સુરીયા બેગમે પોતાના ખાવીંદ અકબરના તે સખ્ત કડવા શબ્દો વહેશતથી સાંભલ્યા. અકબરે

પોતાના સખ્ત શબ્દો કહી કહીને આખીરશમાં તે બોલ્યો "મ્હને ખાત્રી છે કે આ એક ઝનાના નથી મગર એક મર્દાના છે, બીન વગાડનારના સાહચામાં ત્હારો આશક છે," અને સુરીયા બેગમની ધાસ્તી અને અજાયબી વચ્ચે તે બીન વગાડનારે આગલ વધી આવીને કહ્યું: "જેહાંપનાહ હઝરત, સાચ્ચા છે. હું એક મર્દ છું."

સુરીયા બેગમના દીલના ઉંડાણથી એક કારમી ચીખ બહાર પડી!

સુરીયા બેગમ અકબરના પગો પાસ પડી ગઈ. "જેહાંપનાહ, મ્હારા સ્વામી, મ્હારા નાથ, આ બીન વગાડનાર એક મર્દ છે તે વાત હું જાણતી નહીં હતી."

અકબર એક બેરહમ હસવું હસ્યો અને તે સુરીયાથી દુર હટીને બોલ્યો "હું તે જાણું છું."

"મ્હારી વાત સાંભલો. તમો બન્નેની આગળ મ્હને ખુલાસો કરવા દો." તે બીનવગાડનારે માંગી લીધું.

"બન્નેની આગલ ખુલાસો!" અકબરે નફરતથી પડઘો કીધો, "આ એક ઠીક ગોઠવેલો દેખાવ છે, છતાંબી, મ્હારે એ દેખાવની આખીરી સુધી જવું જોઇશે. આગલ બોલ." તેણે તે બીન વગાડનારને હુકમ કીધો.

"પાદશાહ સલામત" તે જવાને અદબાના અદાથી શુરૂ કીધું "જ્યારે સુરીયા બેગમ પોતાના બાપીકા મહાલમાં એક નનની છોકરી હતી ત્યારથી હું દર સ્હાંજના રાજમહાલમાં જતો અને મહાલમાંના રાજકુંવરો અને રાજકુંવરીઓ સાથે રમતો. સુરીયાથી અજાણ અને કોઇથીબી અજાણ હું સુરીયાને બચપણથીજ એક દેવી

મીસાલ પુંજવા લાગ્યો, અને તેમ આજ સુધી રહ્યું છે. પાછળથી જ્યારે હું મોટો થયો ત્યારે મહાલના ઝનાનામાં મ્હને દાખલ થતો અટકાવવામાં આવ્યો, મગર હું મ્હારી દેવીને ભુલ્યો ન હતો અને તેની શકલોસનમ હું મ્હારી સાથમાં લઈ ગયો. પછી, રાજમાં જ્યારે એવી વાત ફેલાઈ કે તે ત્હમો જેહાંપનાહની મ્હોરદાર થનારી છે, અને તેના પીતા તેની સાથમાં મોકલવા માટે એક બીન વગાડનાર છોકરીને માંગે છે ત્યારે મેં પોતે કોઈબી જોખમે તે બીન વગાડનાર બની જવાનો ઠરાવ નકકી કીધો. હું મારી યુકિતમાં ફાવ્યો. કોઇનેબી તે વાતની ખબર પડી નહીં અને કોઈનીબી એ બાબદમાં મેં મદદ લીધી નહીં. મ્હારો કોઈ ઉપર વીશવાસ નહીં હતો. હવે, તેથી, આપ જોઇ શકો છો કે સુરીયા બેગમ આ બાબદમાં બીલકુલ બેગુન્હા છે. સીર્ફ મ્હનેજ ઠપકો મલવો જોઇએ. ત્હમો અકેલાજ સુરીયા બેગમનું તમામ અંતકરણ ધરાવો છો. હું તો એમના ચર્ણોની પાસ બેસી રહેતો અને સંગીતના સરોદ નીકાલી બીન વગાડતો. મ્હને માનો, જેહાંપનાહ હઝરત, મેં જે કહ્યું છે તેનો અકેક લવઝ સાચ્ચો છે."

તે થોભ્યો, અને અકબર ગુસ્સાથી બોલ્યો: "ત્હમો ત્હમારા ખુલ્લા અપકારમાં પકડાઇ આવ્યાં છો. ત્હમે બેઉ શું એમ વિચારો છો કે હું આ બનાવટી વાત માનીશ?"

"જેહાંપનાહ, મ્હારી વાત માનો યા ન માનો, લેકીન તે તમામ સાચ્ચી છે. મ્હારા સ્વાંગથી સુરીયા બેગમ અજાણ હતી. કોઇબી બુરાઇથી એ બાનુ નીર્દોષ છે. અને, જો સુરીયા બેગમ, મ્હારા અંતકરણની પવીત્ર મુર્તી, ત્હમને ચાહતી નહીં હતે તો, જો કે ત્હમે

પાદશાહ છો છતાંબી, હું ત્હમને ગયલા શકનો અફસોસ કરવા દેને. લેકીન, તે ત્હમને અને સીર્ફ ત્હમનેજ ચાહે છે, અને તેથી હું ત્હમો જેહાંપનાહ પાસે અને ત્હમારી બેગમ પાસેથી માંગી લઉં છું કે મેં ત્હમો બન્નેની સુખી ઝીંદગીમાં જે એક પડછાયો નાંખ્યો છે તે માટે માફ કરો."

તે બીન વજાડનારે તેટલું બોલીને ગુડન્વે પડેલી સુરીયા બેગમ તરફ ઘણા દુખથી જોયું. તે પછી તે ફરી ગયો, અને પોતાના બીનને લઇને તે તે ઓરડો છોડી ગયો.

જે અચંબો પમાડનારી વાત અકબરે સાંભલી હતી તેને તે માની ન શકયો. તેણે પોતાની રડતી મ્હોરદાર તરફ ફરીને કડવા શબ્દોમાં કહયું: "હું એમ વિચારતો હતો કે તું મ્હને ચાહતી હતી, હું એમ માનતો હતો કે તું મ્હને વફાદાર હતી, મગર તે સઘલો વખ્ત તું મ્હને ઠગતી હતી, અને હું તો તુને ચાહતોજ હતો."

"મ્હારા સ્વામી, મ્હારા નાથ, મ્હારૂ માનો" સુરીયા રડી રડીને બોલી "તે બીન વજાડનારે ત્હમારી આગલ જે વાત કીધી છે તે સાચ્ચી છે. હું નહીં જાણતી હતી કે મ્હારી બીન વજાડનાર ઝનાના લીબાસમાં એક મર્દાના હતી. હું ત્હમને ચાહું છું, મ્હારા સરતાજ, હું સીર્ફ ત્હમનેજ ચાહું છું." અને તેણે ફરીથી અકબરનો હાથ પકડવાની કોશીશ કીધી.

અકબર તેનાથી દુર હટી ગયો અને તેણે સખ્ત રીતે કહયું: "મ્હારી પાસ ન આવ, મ્હને ન છુ. હું ત્હારા મક્રોછળને વધુ વાર માંગતો નથી. હું ત્હારી જવાની અને નીર્દોષ સુરતને માનતો હતો,

ત્હારીપર જાનો મનથી ખુશ હતો, મગર તેં મ્હારા વીશવાસનો ધાત કીધો."

"નહીં, નહીં મ્હારા નાથ" ડચકાં ખાઇ ખાઇને સુરીયા બેગમ બોલી "હું ત્હમારી વફાદાર મ્હેરેદાર છું. મ્હારો પ્યાર તમામ ત્હમારોજ છે. જ્યારે મ્હારા વ્હાલા માબાપને છોડીને હું અહીં ત્હમારી મ્હેરદાર થવા આવી ત્યારે મ્હારૂં અંતકરણ ગમગીર હતું. મગર, જ્યારે મેં ત્હમને જોયા ત્યારે ત્હમારીપર મ્હારો પ્યાર દોડવાને લીધેજ મ્હારો ગમ દુર થયો અને હું સુખી થઇ. અને જ્યારે મેં જાણ્યું કે ત્હમે પોતેબી મ્હને ચાહતા હતા ત્યારે મ્હારા સુખમાં મોટો વધારો થયો. મ્હારૂં માનો, મ્હારા નાથ, હું ત્હમારીજ છું. મેં ત્હમનેજ ચાહયા છે, અને ત્હમનેજ ચાહુ છું. મ્હારા સ્વામી, ત્હમે તો મ્હારી ઝીંદગીના ખુરશીદ છો."

"ત્યારે તું મ્હને ના ફરમાન કેમ થઇ? મેં તુને ના કહયું છતાં તેં તે બીન વજાડનારને ત્હારા ઓરડામાં કેમ લીધો?"

"હું તો જાણતી નહીં હતી કે તે મર્દ છે. હું સંગીતને પસંદ કરૂ છુ. જેહાંપનાહ ત્હમે મ્હારેથી દુર હોવ ત્યારે સુનસાન કલાકો પસાર કરવા માટે સંગીત મ્હારી મજાહ હતી. અને ત્હમને યાદ હશે, મ્હારા સ્વામી, કે છેલ્લા જ્યારે ત્હમે મ્હને તે બીન વજાડનારને મ્હારા ઓરડામાં નહીં લેવાનો હુકમ આપ્યો ત્યારે મેં ત્હમારા કાલાવાલા કીધા અને તે પછી ત્હમે કાંઇબી નહીં બોલ્યા. ત્હમારી ખામોશીને હું રઝામંદી સ્હમજી. ત્યાં મ્હારી ભુલ હતી. મગર બીજી કોઇબી રીતે મેં ભુલ કીધી નથી. હું ત્હમારી બાવફા મ્હેરદાર છુ, બેવફા નથી. ત્હમે જે કહો છો તેમ હું દોષીત નથી, નીર્દોષ છું,

મ્હારા સ્વામી."

"નહીં, નહીં" અકબરે કહયું "હું માનતો નથી, તુને માની શકતો નથી. હું હવેથી કદીબી ત્હારી મુલાકાત લઇશ નહીં, હું હવેથી કદીબી તુને જોઇશ નહીં."

"અરે, અરે, એમ ન બોલો," સુરીયા બેગમ ઝોરથી રડીને બોલી "તમે મ્હારા પ્રાણ છો, નાથ. હું તમારા વગર જીવી શકીશ નહીં. મ્હારૂં માનો, મ્હારામાં વીશવાસ લાવો. મને આગલનીજ માફક ચાહો, મ્હારા પ્રાણપ્રીય સ્વામી."

"નહીં. ત્હારી દીલફરેબી હવે વધારે વાર મ્હારી આગલ ન ચાલશે. હું તુને કદીબી માફ નહીં કરીશ." અકબરે કહયું, અને તેની તરફ જોયા વગર તે ફર્યો અને તે ઓરડો ઝડપથી છોડી ગયો.

અકબરને પોતાના ઓરડાના દરવાઝાની બહાર જતો ફાટે ફાટે ડોળે જોઇને પછી ગુહન્ગે પડેલી સુરીયા ભોંયે તમામ પછડાઇ પડતાં બોલી "અફસોસ."

થોડે વખ્તે સુરીયા બેગમ ઝમીનપરથી ઉઠી. તેનો ખુબસુરત ચહેરો મોત આવ્યું હોય તેવો ફીકો હતો, અને તેની મોટી કાલી આંખો તેના આત્માપર પડેલો આઝાબ પ્રગટ બતાવી આપતી હતી.

પાદશાહે જે રાઝ, જે ભેદ, શોધ્યો અને તેથી તે સુરીયા બેગમ પર ગુસ્સે થયો હતો તે ખબર પાદશાહી ઝનાનામાં ફેલાઇ ગઇ. થોડે વખ્તે સુરીયા બેગમની સાહેલીઓ અને પાદશાહી ખાનાની બાનુઓ તેના ઓરડામાં ગઇ અને સુરીયા બેગમે તેમના તરફ જોયું, ત્યારે તે કરૂણારસ જે સુરીયાની આંખોથી ટપકતો હતો તેણે તે બધીઓને ચુપ કરી દીધી.

"મ્હારે માટે એક કાગઝ અને કલમ લઇ આવ" સુરીયાએ પોતાની સાહેલીઓમાંની એકને કહયું, અને તે છોકરી તેના ફરમાનને તાબે થઇ. અને તે પછી જાણે પોતાની આસપાસ ઉભેલી સાહેલી-ઓને તે કહેતી હોય તેમ, ગમમાં દબાઇ ગયલા આવાઝથી સુરીયા બોલી "હું મ્હારા સ્વામી તરફ મ્હારો પ્યાર પુરવાર કરવા માંગુ છું."

ઝડપથી તેણે પોતાનો હાથ ખુલ્લો કીધો અને પોતાની કમર-બંદના મુખમલી પટામાંથી એક ખંજર ખેંચી કાઢીને તેણે પોતાના તે હાથમાં ભોકી દીધું અને પોતાની હાથની ઘોરી નસ ખુલ્લી કીધી. પોતાના પ્રાણના વહેતા લહુમાં કલમને ડુબાડી કાઢીને તેણે કાગઝપર લખ્યું "મ્હારા નાથ અને મ્હારા સરતાજ, મ્હારી પાર-સાઇ, મ્હારૂં પતિવ્રતાપણુ પુરવાર કરવા હું મરૂં છું."

કોઇબી તે હાથને અટકાવવાની હીમત કરી ન શકી. તે પતિ કે જેને તે સાચ્ચી હતી અને જેને તે ચાહતી હતી તે પતિ તરફની તેની તે જાનનીસારી હતી. તે બીચારી પુરવાર કરવા માંગતી હતી કે તેની હૈયાતીની રજરજ, તેના લહુનું એકેક ટીપું તેના સ્વામી પાદશાહ અકબરનું અને સીર્ફ તેનુંજ હતું. તે રાજપુત કુળવંતી હતી, અને રાજપુતોને તેમની આબરૂ આલા અને પ્યારી છે. બેશક, એજ મીસાલ દુન્યાની તમામ ઔરતોને પોતાની આબરૂ પ્યારી હોવી જોઇએ, અને તેને આલામાં આલા કીમતી ગણવી જોઇએ. અઝીઝ વાંચનાર, એક ઔરતને, એક મ્હોરદારને, તેની આબરૂ-વગરની ઝીંદગી બીલકુલ નીકામી છે.

પોતાના પ્રાણના લહુથી લખાએલા શબ્દોવાળું તે કાગઝ પોતાની સાહેલીને તેણે આપ્યું. "આ પાદશાહ સરતાજના પોતાના

હાથમાં આપજે અને તેમને મ્હારી આખીરી સલામ કહેજે." તે બોલી. અને, તે પછી, તે પોતાના પલંગપર પછડાઈ પડી. તે પતિવ્રતા બાનુ મોતને કરીબ થતી હતી.

સાહેલી પેલો પયગામ લઇને તે ઓરડામાંથી દોડી ગઈ, અને તેની ફાટેલી આંખો અને ગભરાયલા ચહેરાને જોઇને પાદશાહ સમજી ગયો કે કાંઇબી અસાધારણ બન્યું છે. અકબરની ગુસ્સાભરી આંખોએ તે પયગામ તરફ પહેલાં તો નફરત નાખી, મગર પછી તેણે તે પાછો વાંચ્યો અને તે વખ્તે તેના દીલમાં તે ભયાનક સચ્ચાઇ ગોયા સુઇ મીસાલ ચુભાઈ ગઇ. રાજપુતોના સ્વભાવથી તેનું રૂએરૂઉ માહીતગાર હતું. અને હવે તેના અંતકરણમાં સુરીયા બેગમની વફાદારીના ઠોકા વાગ્યા. અકબર હવે ગમમાં ગર્ક થઇ ગયો, તે ગભરાયો. અને સુરીયા બેગમના ઓરડામાં અતી ઝડપથી ચાલી ગયો.

બેગમના ઓરડાના દરવાઝા નઝદીક ઉભેલી બાનુઓ અને સાહેલીઓએ નમીને દુર થઇ જઇને પાદશાહને અંદર જવાનો માર્ગ આપ્યો. અકબર સુરીયા બેગમના પલંગ ઉપર વાંકો વળ્યો અને તેણે પોતાની મ્હોરદારના ફીકા અને તમામ થતા આકારને પોતાના હાથોમાં લીધો, અને પોતે જે બેવફાઈ ધારી લીધી હતી તે માટે હવે તે સુરીયા બેગમની માફી માગવા લાગ્યો. અકબરના હાથોના સ્પર્શથી અને તેના આવાઝથી સુરીયાની જુલમાઇ જતી આંખો ખુલી અને તે આંખો અકબરની આંખોમાં મલી. સુરીયાનાં ઝર્દ હોટો થોડા હાલવા લાગ્યા, મગર અફસોસ કે તેમાંથી આવાઝ નીકલી ન શકયો. તે કમરંગ ચહેરા ઉપરથી હસવાનો એક પડછાયો પસાર થઇ ગયો, તે બીચારી તે હસવાથી ગોયા એમ કહેવા

માંગતી હતી કે "પાદશાહ સરતાજ, મ્હારા પ્યારા સ્વામી. ત્હમે મ્હારી વફાદારીને સાચ્ચી જ્યારે માની છે ત્યારે હવે હું સુખથી મરૂં છું."

અને, ત્યાર પછી, એક ડચકું, એક ઠંડી સાંસ, એક ધ્રુજારી, અને તે પારસા વફાદાર જાન પાક ખુદાની પવીત્ર જનાબમાં સીધાવ્યો. હયરત ખાઇ ગયલી સાહેલીઓ તે જોઇને તે ઓરડામાંથી ચાલી ગઇ અને પાદશાહને ત્યાં પોતાની મ્હેરદારની લાશ સાથ છોડી ગઈ.

પાદશાહ અકબરનો ખુબસુરત ચહેરો ઘણા દીવસો સુધી પોતાની વફાદાર પ્યારી મ્હેરદાર સુરીયા બેગમના મોતના ગમમાં અતીબ્ય ગીરફતાર રહયો. તેણે તે મ્હેરદાર કે જેને ઘણી ચાહી હતી અને જેની વફાદારી ઉપર તે ઘણો શક લઇ ગયો હતો તેની લાશની ઉપર એક રોજો ઉઠાવ્યો અને તે તુરબતના તખ્તાપર ચાલીસ રાત સુધી એક ચીરાગ તેણે રોશન રાખ્યો.

ઘણા દીવસો સુધી અરધી રાતને વખ્ત તે કબ્ર પાસેથી વાજીંત્રનો લહેરી આવાઝ અને સંગીતનો મીઠો સરોદ આવતો હોય તેવું અકબરને સંભળાયું, અને તે વખ્તે અકબરની આબઆલુદા આંખોથી આંસુના ટીપાં ટપટપ તુટી પડતાં હતાં.

## વાર્તા ચોથી.

# ઔરંગઝેબની બેટી–
# ઝેબુન્નીસા.

૧૬૩૭ના સાલના મે મહીનાની સાતમી તારીખ તે હતી જે દીવસે આગ્રા ખુશી અને ખુર્રમીથી ગાજીવાજી રહયું હતું, કારણકે પાદશાહ શાહજેહાનના ત્રીજા બેટા ઔરંગઝેબની શાદી હતી. પાદશાહ શાહજેહાનની દરબારના અરકાનોમાંના એક અમીર નામે શાહનવાઝખાન જે ઇરાનના શાહી તુખ્મથી ઉતરી આવેલો હતો તેની ખુબસુરત બેટી દીલરસબાનુ સાથે ઔરંગઝેબ પરણતો હતો.

આપણી વાર્તાની શુરૂઆતની રાત્રે મેંહદીના સુખ રસથી વરરાજાના પગોને રંગીને હીનાબંદીની ક્રીયા કરવાની હોવાથી ખાન સાહેબ શાહનવાઝખાન ઘણા ઠાઠોઠીકતથી પાદશાહ શાહજેહાનના મહાલ પર હીના મોકલતો હતો, અને તે દમામદાર વરઘોડો જોવા માટે દરેક ઘરમાંથી મર્દો અને છોકરાઓ દરીઆબના મોજાની મીસાલ રસ્તાપર ધસતા હતા, અને દરેક ઘરની અગાસી અને બારીપર બાનુઓ અને છોકરીઓ જમાવ થયલી હતી.

વાજીત્રોનાં ખુશ સરોદોથી અને મસાલની ભભુકેદાર રૌશનીથી રસ્તાઓ ગોયા ઝીન્દા અને સુખભર્યા થયા હતા. સુન્હેરી અને રૂપેરી

તબાકોમાં કીમતી નવાઝીશો ભરેલી ખચખચ હતી, જે ખુમચાઓ ઝરકસબથી ભરેલા ઉંચા કપડાં પહેરેલા નૌકરો અને ગુલામો ઉચકીને ચાલતા હતાઃ પહેલા આવી તે હીનાની તબાક આવી, પછી દુલ્હાને વાસ્તેનો છોકરીના બાપે કીધેલો ઘણો ઉંચો પોશાક આવ્યો, પછીની નબાકોમાં તેને માટે શણગાર સજવાની ચીઝો આવી જેમાં અત્ર અને બીજી ખુશબુદાર પ્રવાહીથી ભરેલી સુન્હેરી શીશીઓ અને તરેહવાર નકશીની ગુલાબદાનો હતી, તે પછી શીરીની (મીઠાઇ), નબાત (સાકર), સુકકા મેવા, પાનની તબાકો આવી, અને પછી આતશબાઝીની ચીઝો પસાર થઇ. આ આતશબાઝી ખાસ ઇરાન અને હીન્દુસ્તાનથી મંગાવવામાં આવી હતી જેમાંથી તરેહદાર ચીઝો જેવી કે માહતાબી, ફુલજરી, અનારદાના, હાથફુલ, કલમ, મોર, રોથી, છછુંદર, ચર્ખી, બુએઅનાર, ગોટાખરા, દીપક, રંગમહતા, પેટારા, ચદ્દર, હથનાલ, જાહજુની, બુઇનચંપા, જાહરી, સુકબંદા, નારી, લોટન, ગુલરેઝ, મંદીરાબાઝી, બાંસબાઝી, આરાબાઝી, લુકા, સીતારા વીગેરે વીગેરે બનનાર હતાં અને જે જોવા માટે આખ્ખી રાત આગ્રા તમાશબીનોથી ઉભરાઇ જનાર હતું. તે પછી પાદશાહી કુટુંબ માટેની સૌગાતોથી ભરેલી તબાકો આવી જેમાં ઉંચી ઝરદોઝીની રેશમી ઓઢણીઓ, મુખ્ખમલી બંદીઓ, જહવેરાતવાલી જુતીઓ. અને ટોપીઓ હતી. દુલ્હન દીલરસ બાનુની તરફના કુટુંબીઓ અને દોસ્તો સગા-સ્નેહીઓ, મોટા જમેલામાં મલીને વરઘોડામાં શામીલ થયાં હતાં જેમાંની બાનુઓ બંધ ગાડીઓમાં અને પાલકીઓમાં હતી અને મર્દો ઘોડા પર અથવા તો ખુલ્લી ગાડીઓમાં બેઠા હતા. અસાબરદાર યાને ચોબદારો તેમની આજુબાજુમાં ચાલતા હતા અને તે હીનાનો વરઘોડો આગલ વધતો ગયો કે દરેક રસ્તેથી

ખુશી, ખુશ-આમદી, અને મુબારકબાદીના ખુશનુદી આવાઝો ઉઠી રહયા.

તે મુબારક જમેલો પાદશાહી મહાલમાં પહોંચ્યો કે તેને દીવાને ખાસમાં ઘણો આનંદી આવકાર આપવામાં આવ્યો. શાહઝાદો ઔરંગઝેબ જ્યાં બેઠેલો હતો તે જગ્યાની નઝદીકમાં પરદાની પાછલ પાદશાહી કુટુંબની બાનુઓ જમાવ થયલી હતી. તે પછી પરદાની પાછલથી ગોરા ખુબસુરત હાથો બહાર નીકલ્યા, અને તે હાથોએ દુલ્હા ઔરંઝેબના પગો અને હાથો પર હીનાથી રંગ આપ્યો. તે બાદ ઔરંગઝેબને કીમતી લીબાસથી સજાવ્યો અને તેને સરતાપા ઇત્ર અને ખુશબુથી ભરી નાંખવામાં આવ્યો. ઔરંગઝેબની માદર પાદશાહબેગમ મુમતાઝમહલની તે વખ્તે બીચારી હતી નહીં, તે તો જન્નતમાં સીધારી હતી, તેથી તેને બદલે તેની બેટી, ઔરંગઝેબની વડી બ્હેન, પાદશાહઝાદી જેહાનઆરાએ પોતાના ભાઇના મોંહામાં સાકરનો એક ટુકડો મુકયો અને દુઆ ચાહી કે તે સાકર મીસાલ તેની પરણેલી ઝીંદગીબી મીઠી નીવડે. બીજી બાનુઓએ તે પછી ઔરંગઝેબની બલૈયાં લઇ દુઆ પ્રચ્છી, અને તે પછી અયશમહાલમાં બધાં ઝીઆફતે ગયાં.

બીજી રાત્રે, સ્હવાર પડવાની થોડાજ કલાક આગમજ, શાદીની ક્રીયા થઇ. તે બાદ આગ્રામાં કેટલાક અઠવાડયાંઓ ખુશીમાં ગુઝાર્યાં પછી શાહઝાદો ઔરંગઝેબ આગ્રા છોડીને પોતાના હોદ્દાપર દખ્ખણ પાછો ફર્યો. ઔરંગઝેબ દખ્ખણમાં નીઝામત ધરાવતો હતો, યાને તે ત્યાંનો સુબાદાર ( વાયસરોય ) હતો.

એક વરસ પછી દવ્લતાબાદના કીલ્લામાં દીલરસ બાનુ બેગમથી

છુટવા માટે દુખ ખમતી સુતી હતી, જ્યારે ઔરંગઝેબ દીવારની ચારો તર્ફ ફરીફરીને તેને માટે દુઆ ગુઝારતો હતો જેને તે ઘણોજ ચાહતો હતો. મગરેબની નમાઝનો આવાઝ ઇબાદતખાહથી ઉઠી રહ્યો ત્યારે ઔરંગઝેબ કીલ્લાપર ઉભો રહીને ખુરશીદને ગુલાબી રંગમાં ગુરૂબ થતો જોતો હતો, તે વખ્તે તેને માટે ખુશ પયગામ આવ્યો કે દીલરસ બાનુ હંમેલથી છુટી હતી અને તેણે એક બેટીને જન્મ આપ્યો હતો. તે પછી ઓરંગઝેબે પોતાના હાથમાં પોતાની બેટીને જ્યારે લીધી ત્યારે તેણે તે નનની બચ્ચીના ગુલકલી મીસાલના ચહેરાને જોઇને પોતાની મ્હોરદાર તરફ ફરીને કહયું "પ્યારી, આપણી બેટી કેટલી બધી ખુબસુરત છે? આપણે એને ઝેબુન્નીસાનાં પ્યારા નામથી બોલાવીશું, કારણ કે એનો નનનો ખુબસુરત ચહેરો ગવાહી આપે છે કે ખુબસુરત બાનુઓની વચ્ચે એ અતી ઘણી ખુબસુરત લાગશે."

તેથી તે છોટી બચ્ચીનું નામ ઝેબુન્નીસા મુકવામાં આવ્યું. ઔરંગઝેબ પોતાની આ પ્યારી બેટીને ઘણા વ્હાલથી ચાહતો ચહતો અને તે પોતાની તે ખુબસુરત લડકી સાથ એક બચ્ચાની માફક રમતો હતો.

તે પછી ઔરંગઝેબ અને દીલરસ બાનુને ત્યાં બીજા છોકરાં જન્મયાં, પણ ઝેબુન્નીસાજ પોતાના પીદરની ઘણી લાડકી હતી. ઝેબુન્નીસાની ઝીહન અને દાનાઇ ઘણી હતી, અને તેણે બચપણથીજ અભ્યાસનો શૌક બતાવ્યો. તેથી ઔરંગઝેબે પોતે પોતાની બેટીને શીખવવા માંડી, અને તેની હુસ્યારી જોઇને ઘણું વધારે શીખવવા માટે તેણે તેને માટે એક આલા કેળવણી પામેલી બાનુને રોકી. તે

બાનુનું નામ હાફીઝા મરીયમ બીબી હતું, જે પોતાની ચેલીના અભ્યાસ પાછળ સખ્ત મહેનત કરતી હતી. કુરાન શરીફનો પાકો અભ્યાસ જ્યારે ઝેબુન્નીસાએ કીધો, અને તે આખ્ખી કુરાન શરીફ મોંઢેથી બોલી ગઇ ત્યારે ઝેબુન્નીસા, હાફીઝા મરીયમ બીબી, દીલરસ બાનુ, અને ઔરંગઝેબની ખુશીના દરીઆબનો ગોયા કીનારો નહીં હતો. ઔરંગઝેબ પોતાની બેટીની હુસ્યારીથી એટલો બધો તો ખુશી થઇ ગયો કે તેણે તેને તેજ વખ્તે ત્રીસ હઝાર સોનામોહોર ભેટ આપી દીધી.

ઝેબુન્નીસા જેમ જેમ બચપણથી જવાનીમાં બહરતી ગઇ તેમ તેમ ઔરંગઝેબની મગરૂરી ખીલતી ગઇ. ઘણીજ ખુબસુરત ઝેબુન્નીસા હતી, રેશમ જેવા તેના લાંબા ઝુલ્ફો તેના અબરૂને વધારે ખુબસુરતી આપતા હતા અને ઔરંગઝેબે જેવું નામ મુકયું હતું તેવીજ રીતે તે છોકરી ખુબસુરત બાનુઓથીબી વધારે ખુબસુરત થતી હતી. દીલરસ બાનુ પોતાની પ્યારી બેટીને ઇરાની તૌરનો લીબાસ સજાવતી અને તેને જવાહીરાત પહેનાવતી. મગર, ઝેબુન્નીસા સારા સારા કપડાં કે કીમતી જહવારીતની દરકાર થોડીજ કરતી, તેનું તો ધ્યાન શીખવામાંજ તમામ રોકાયલું હતું.

ઝેબુન્નીસા જેમ મોટી થતી ગઇ તેમ તે પોતાના પીતાપર ગોયા રાજ કરવા લાગી, તેનો એકબી સખુન ઔરંગઝેબ નામંઝુર રાખતો નહીં.

જ્યારે ઝેબુન્નીસા ઓગણીસ વરસની થઇ ત્યારે તેની માદર દીલરસ બાનુ મરણ પામી, અને જ્યારે તે વીસ વરસની થઈ ત્યારે ઔરંગઝેબે પોતાના બાપ શાહજેહાનને ગાદી ઉપરથી ઉઠાડી મુકી

તેને કેદ કર્યો અને પોતે તખ્તપર બેઠો. ઔરંગઝેબે પોતાના પીદરનું ખુન કરવાનો ઇરાદો કીધો, મગર ઝેબુન્નીસા કે જે તેની સાથેજ આગ્રા આવી હતી તેને તે છળની ખબર પડી ગઈ અને તેથી તે વગર ધાસ્તીએ પોતાના પીદર ઔરંગઝેબ આગલ ગઈ અને તેના કાલાવાલા કરીને તેણે પોતાના બપાવા શાહજેહાનની ઝીંદગી માગી લીધી. ઔરંગઝેબ ઝેબુન્નીસાની માગણીને તુચ્છકારી શકયો નહીં, અને તેણે પોતાની બેટીને વચન આપ્યું કે વૃદ્ધ પાદશાહ શાહજેહાનને મારી નાંખવામાં નહીં આવશે.

વલી, ઝેબુન્નીસાના મમાવાને પણ મારી નાખવાનો ઇરાદો ઔરંગઝેબે કીધો, મગર તેબી ઝેબુન્નીસાના કાલાવાલાથીજ બચી શકયો. લેકીન ઔરંગઝેબ પોતાના સસરાને કેદ કરવાને તો ચુકયો નહીં, ત્યારે ઝેબુન્નીસાએ ખાવાનું છોડી દીધું અને પોતાના મમાવાને છોડી દેવામાં નહીં આવે તો ભુકમરાથી પોતે મરી જવાનો વિચાર મજબુત કીધો, આથી ઝેબુન્નીસા ન્માબ્બા ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી ખાધા વગર રહી. ઔરંગઝેબે તેને ઘણુંબી સમજાવી, મગર તે એકની બે નહીં થઈ. આથી ઔરંગઝેબે ગભરાઈ જઇને પોતાના સસરાને કેદથી રીહા કીધો અને તેની ઉપરાંત વલી તેણે તેને એક પ્રાંતનો હાકેમ બનાવ્યો. મગર તેણે તે હુકમ આપતાં આપતાં ગુસ્સાથી કહયું "મ્હને એને છોડવાનો અને હોદ્દાપર મુકવાનો હુકમ ફર્જીયાત આપવો પડયો છે, લેકીન એ માટે પાછળથી ઘણો સંભાલભરેલો વિચાર કરવામાં આવશે."

પાદશાહી મહાલમાં ઝેબુન્નીસાને બે ઘણાજ મોટા અને ઘણાજ આરાસ્તા ઓરડાઓ આપવામાં આવ્યા હતા, જેમાંના એકમાં તેણે

પોતાની કીતાબોનો મોટો સંગ્રહ ગોઠવીને ઓરડાને એક કુતુબખાનામાં ફેરવી નાખ્યો. ઇતિહાસ, ભાશાઓ, કાયદા, અને મુસલમાન ધર્મની પવીત્ર કીતાબોથી ઝેબુન્નીસાનું કુતુબખાનું ભરપુર હતું અને તેમાં દરરોઝ તે કેટલાક કલાકો સુધી ગુંટાઇ રહેતી હતી અને જ્યારે તે ત્યાં વાંચતી બેઠી હોય ત્યારે જઇને તેને અડચણ કરવાની કોઇનીબી હીમત ચાલતી નહીં હતી.

તે જાણતી હતી કે પોતે પરણી શકનાર નહીં હતી, કેમન્કે પાદશાહ ઔરંગઝેબ જેવા એક મોટા મોગલ પાદશાહની વડી બેટી માટે કોઈનેબી લાયક ગણવામાં આવે તેમ હતું નહીં, અને તેથી ઝેબુન્નીસા પોતાનો સઘલો વખ્ત અભ્યાસમાં ગુઝારીને તેનાથી પ્રખ્યાત થવા માંગતી હતી. રાજકારોબારના કાયદાઓનો અભ્યાસ તેણે ખાસ રીતે કર્યો હતો. અને કેટલીકવાર પાદશાહી દીવાને ખાસના અમલદારો કાયદાની બારીકી માટે પાદશાહ-દુખતર ઝેબુન્નીસાની સલાહ લેવા જતા હતા, અને તે વખ્તે તે કાયદાની ચોપડીમાં જોયા વગર એવી તો સરસ સલાહ આપતી કે બધા સંતોષ પામી ખુશી થઇ જતા. ઝેબુન્નીસા સલાહ લેવા આવનાર અમલદારોની મુશકીલી શું હતી તે સાંભલતી, સાંભલતી વખતેજ તે વિચાર દોડાવતી, અને લગભગ સવાલના ખતમ થતાજ જવાબ આપી દેતી, અને તેનો તે ચુકાદો ઘણો દુરઅંદેશ, કાબેલ્યતથી ભરેલો અને ઘણોખરો હંમેશા ખરોજ નીવડતો.

પાદશાહીખાનાની ખીદમતકાર બાનુઓ ઝેબુન્નીસાને ઘણી ચાહતા હતા, કેમન્કે તેઓમાંની કોઇબી માંદી પડતી ત્યારે એક માદરની માફક તેમની માવજત પાદશાહઝાદી કરતી હતી અને તે

તેમને દરેક મદદ આપતી. મુફલીસ અને લાચારો તેની આગલ મદદે આવતાં, અને ઝેબુન્નીસા સખ્ત પરદો રાખનારી નહીં હોવાથી તેની આગલ જવાને મુશકીલી પડતી નહીં.

જો કે ઝેબુન્નીસાને એટલી બધી ચાહવામાં આવતી, છતાંબી તે પોતાનો આલા દરજ્જો ભુલતી નહીં. ઔરંગઝેબ પોતાની બેટીના તે આલા દરજ્જાની રવીશોથી ખુશ થતો, અને તે કોઇવાર બોલતો "હા, હું પાદશાહ છું એ બીના મ્હારી બેટી ઝેબુન્નીસા કદાચ કોઇવાર ભુલીબી જશે, મગર ઝેબુન્નીસા પોતે એક પાદશાહની બેટી છે તે વાત કદાબી ન ભુલશે."

ગ્રંથકારો અને દસ્તેકારીગ યાને હુન્નરવાળા આસામીઓને ઉત્તેજન આપવામાં ઝેબુન્નીસા એક મોટામાં મોટી મૌજ માનતી હતી. ઝેબુન્નીસા પોતે પવીત્ર કુદરતની બક્ષેશ ધરાવનારી એક શાયરા હતી, અને બીજાઓ કવિતા લખે યા ગ્રંથ રચે તે જોઇને તે ઘણી ખુશ થઇ જતી. એક વખ્તે એક વીદવાન મુસલમાન એક ફારસી કીતાબનો પોતે કરેલા તરજુમામાની કોઇ ખામી સુધારવા છેક કશમીરથી ઝેબુન્નીસા પાસે આવ્યો હતો, જે કીતાબનું તે ધર્મ-ગુરૂએ "તફસીરે-કબીર" નામ આપ્યું હતું. પાદશાહઝાદી ઝેબુન્નીસાએ તે તરજુમાની ખામી દુર કરીને તે તરજુમાને એવી સફાઇથી સુધારી આપ્યો કે પેલો શીખેલો ધર્મગુરૂબી તઅજ્જુબ થઇ ગયો અને તેણે પોતાની કીતાબનું નામ બદલી નાંખી ઝેબુન્નીસાના માનમાં તે કીતાબનું નામ "ઝેબત-ઉલ-તફસીર" આપ્યું. વલી બીજા ઘણા ગ્રંથકારોએ પોતાની કીતાબો પાદશાહઝાદી ઝેબુન્નીસાને અર્પણ કરી હતી, જેઓને તે શાહઝાદીએ કીમતી મદદ કરી હતી.

ઝેબુન્નીસાની ઝીંદગીની જવાનીમાં તેના અંતકરણની અંદર એક છુપો ગમ દાખલ થયો: જ્યારે તેનો પીદર દખ્ખણનો સુબાદાર હતો ત્યારે તે પાદશાહઝાદીનું દીલ એક છત્રપતિએ ચોર્યું હતું, જેની હુસ્યારીના વર્ણનોથીજ માત્ર ઝેબુન્નીસાનું દીલ તેના પોતાના હાથથી ગયું હતું. તે ઘણો ચાલાક જવાન હતો, મગર તે હીન્દુ હતો! તેજ, તેજ એક છુપો ગમ ઝેબુન્નીસાના અંતકરણમાં પયદા થયો હતો. તે ચાલાકી પર નીસાર થઇને તે છત્રપતિને ચાહતી થઇ હતી, મગર બન્નેની ઝાન જુદી હોવાથી મોટી હરકત હતી. તેથી, તે પ્યાર છુપો હતો, ખામોશ હતો, અનબોલો હતો. આ છત્રપતિ કોઇજ નહીં, પણ શીવાજી હતો.

સુરવીર શીવાજીનું નામ હજુણુગી હીન્દુસ્તાનમાં સર્વેથી ઝલકતા મરાઠાઓના રૂસ્તમ તરીકે મશહુર છે. રૂસ્તમ ઝોરમાં પુર બળ હતો, જ્યારે શીવાજી ચાલાકીથી એક કીર્તીવંત નામના કરી ગયો. શીવાજીના દાદા માલોજી ભોંસલે એક કુળદીપક મરાઠા હતો જે દોલતાબાદમાં રહેતો હતો. માલોજી ભોંસલેને ત્યાં વરસો સુધી કાંઇબી બચ્ચું થયું નહીં. અને તેણે બહુ બહુ માનતાઓ કીધી છતાંબી કાંઇજ વલ્યું નહીં. આખીર, શાહ શરીફ નામના મોહમેદન ફકીરની દુઆ માલોજીએ લીધી અને પાક ખુદાના હુકમથી તેને ત્યાં એક છોકરો પયદા થયો. માલોજીએ તે ફકીરના નામ પરથી પોતાના બેટાનું નામ શાહ પાડયું, અને તે નામ આગલ જીનો ઉમેરો કરીને તેને શાહજીના નામથી બોલાવવા લાગ્યો.

શાહજી ભોંસલે પોતાની જવાનીમાં બીજાપુરના રાજાની નોકરીમાં રહયો, અને ત્યાં તે પોતાની હુસ્યારીથી એટલો બધો તો વધી ગયો કે બીજાપુરની દરબારમાં તેણે મોટો હોદદો મેલવ્યો. આ શાહજીને

ત્યાં એક છોકરો જનમ્યો જેનું નામ શીવાજી મુકવામાં આવ્યું, અને તે છોકરાએ એક મરાઠા બ્રાહ્મણના હાથ નીચે તઅલીમ લેવા માંડી, જે બ્રાહ્મણે તેને પોતાના દેશ અને હીન્દુ ધર્મ માટે ઘણો ઉંચો છાપ બેસાડીને કેળવણી આપવા માંડી.

શીવાજીની માતા એક મરાઠા સરદારની છોકરી હતી જે સાફ રાજપુત કુળથી ઉતરી આવેલી હતી. શીવાજી જવાન ઉમરમાં આવ્યો ત્યારે તેના બાપ શાહજીને પુનાની પાસે એક મોટી જાગીર મલી. શાહજીનું કુટુંબ તાનજોરમાં રહેતું હતું જ્યાં તેની પાસ એક કીમતી ઝમીનદારી હતી. ઝમીનદાર અને જાગીરદાર શાહજીના પુત્ર શીવાજીને તાનજોર અને પુનામાં પોતાની ચાલાકી ચલાવવાનો મૌકો મલ્યો. શીવાજીની માતાના રાજપુત લહુથી અને તેના પીતાના સીપાહાના પ્રાક્રમોથી શીવાજીમાં લડાયક જુસ્સો પ્રગટી નીકલ્યો, અને તે એક ચાલાક સીપાહ બચ્ચા તરીકે જવાનીથીજ મશહુર બનતો ગયો. ઉદેપુરના રાણાની સુરવીરતાથી પોતે હતો અને સુર્યવંશી કુળથી દીપતો હતો એમ કહેલાવવામાં શીવાજી પોતે મગરૂર થતો હતો. તેણે રફતા રફતા સીપાહાના ખસલતના જવાનોની એક ટુકડી તૈયાર કીધી અને તેઓ સાથ તે પહેલાં તો છોટે છોટે પ્રાક્રમો કરવા લાગ્યો. જે પછી તેણે કેટલીક ટેકડીઓપરના કીલ્લાઓનો કબજો લેવા માંડ્યો અને આહીસ્તા આહીસ્તા બળ વધારતો ગયો. શીવાજીની સુરવીરતાની વાતો દખ્ખણમાં ફેલાઇ જ્યાં ઔરંગઝેબ તે વખ્તે સુબાહદાર હતો અને તેની લાડકી લડકી ઝેબુન્નીસા જવાની તરફ ઢળતી હતી. શીવાજીના પ્રાક્રમોની વાતો ઔરંગાબાદની સુબા-હદારી દરબારમાં ઔરંગઝેબ આગલ તેના અમલદારો કરતા હતા અને તે વાત જ્યારે ઝેબુન્નીસાને કાને પડતી ત્યારે તે મનમાં વખાણ

કરતી હતી. ઔરંગઝેબ શીવાજીના પ્રાક્રમો માટે નાખુશ થઇ કચવાતો, જ્યારે ઝેબુન્નીસા તે સુરવીર મરાઠા જવાનની ચાલાકી માટે ખુશ થઇ શાદમાની માનતી હતી ! ઝેબુન્નીસા તો શીવાજીને જોયા વગરજ તેની ઉપર પ્યારમાં પડી હતી, તેના પ્રાક્રમોની અજાયબ કરનારી વાતો ઉપર કલાકોના કલાકો સુધી તે ખુશ સ્વપ્નાઓ જોતી હતી, અને શીવાજીને પહેલવાન અને રાજાનો છલકાબ મનમાં અને મનમાં તે આપતી હતી.

ઝેબુન્નીસા જ્યારે વીસ વરસની થઇ ત્યારે દૌલતાબાદની દરબારમાં મોટી ઉઠલપાઠલ અને તૈયારીઓ થઈ રહી. ઔરંગઝેબે પોતાના પીતા શાહજેહાનને ગાદીએથી ઉઠાડી મુકવા માટે આગ્રા જવાનો ઠરાવ નકકી કર્યો હતો. તે નવા નીકળેલા મરાઠા સુરવીર શીવાજીથી ગભરાતો હતો કે કદાચ તે જઇને પાદશાહ શાહજેહાનને મદદ કરશે. તેથી તેણે શીવાજીને પહેલાથી પોતાનીજ પક્ષમાં લઈ લેવાનો વિચાર કર્યો અને તે વિચારથી તેણે શીવાજી પર પયગામ મોકલ્યો કે તેણે (શીવાજીએ) તેની (ઔરંગઝેબની) સાથમાં આગ્રા જવું. હવે, ઝેબુન્નીસાનું અંતકરણ ખુશીથી ફુલતું થયું, કેમજે તે માનતી હતી કે શીવાજી ઔરંગઝેબ આગલ આવશે અને તે વખ્તે તે પોતે તેના મનમાં માની લીધેલા પ્યારાને જોઇને ખુશી થશે.

મગર, ઝેબુન્નીસાની આશ પુરી ન થઇ. તેનું સર્દદીલ અને તેના બાપની ઉશકેરાત ત્યારે થઈ કે જ્યારે પયગામચીએ આવીને કહ્યું કે શીવાજીએ ઔરંગઝેબના કાગળને ધીકકારથી વાંચી ફેંકયો હતો, તે કાગળને કુતરાની પુછડીએ બંધાવીને, પોતાની હુઝુરમાંથી તે કુતરાને દુર કરાવ્યો હતો. ઔરંગઝેબ પોતાના પયગામની હીણ-

પસ્તી આ રીતે થયલી જાણી ગુસ્સાથી ગરમ આગ થઈ ગયો અને તેજ વખ્તે તેણે કસમ ખાધા કે તે "પાહાડી ઉંદર" ઉપર જુરૂર વેર લેશે.

તે પછી તો આપણને ખબર છે કે ઔરંગઝેબ આગ્રા ગયો, તેણે પોતાના પીતાને ગાદીએથી ઉઠાડી મુકયો, તે પીતાને તેણે કેદ કરાવ્યો અને તેનુ ખુન કરવા જ્યારે તે ગયો ત્યારે ઝેબુન્નીસાએ તેને સમજાવીને તે ખુની વિચારથી દુર કીધો. હવે, ઝેબુન્નીસ પોતાના પીતા ઔરંગઝેબની પાદશાહી વખ્તે જો કે ઘણી વખણાતી હતી અને પ્રખ્યાત હતી છતાંબી તે પોતાના ઉંચા દરજ્જાનો વિચાર બાજુએ રાખીને પોતાના પ્યારની તો તે પરસ્તાર થઇ જતી હતી: શીવાજીને તે છુપી ચાહતી હતી. આગ્રા અને દેહલીમાં સુરવીર શીવાજીના પ્રાક્રમોની વાત આવતી ત્યારે પાદશાહ ઔરંગઝેબ ગુસ્સાથી તેને કચડી મારી નાખવાના શબ્દો બોલતો, અને તે ગુસ્સો જાણી લઇ શીવાજી કદાચ પકડાઇ જાય તો તેના જાનપર જે આઝાબ ગુઝરે તે ખ્યાલથી ઝેબુન્નીસા મનમાં ધ્રુજતી હતી.

પાદશાહઝાદી ઝેબુન્નીસા પોતાનો પ્યાર છુપાવવા માંગતી હતી, પણ તેનું દીલ તેમ માની શકતું નહીં હતું. તે દીલ તો પોતાના ઉભરાઓ કવિતા અને ગાયણોથી બહાર કાઢતું હતું: ઝેબુન્નીસા ફારસી, અરેબીક, અને ઉર્દુ ભાષાઓ અચ્છી રવેશે જાણતી હતી અને તે તે ત્રણે ભાષામાં પોતાના પ્યારના ગાયણો જોડીને ગાતી હતી.

એક દીવસ ઔરંગઝેબ ઝેબુન્નીસાના ઓરડાની આગલથી અગાસીપરથી પસાર થતો હતો ત્યારે તેણે વાજીંત્ર ઉપર પોતાની બેટીને ગાયણુ ગાતી સાંભલી. તે તે મીઠા ગાયણને સાંભલતો ત્યાંજ

છુપો ઉભો રહયો, અને ઝેબુન્નીસા વાજીંત્ર અને ગાયણમાં એકદમ લીન થઇ જઇને પોતાના પ્યારનું ગાયણુ ગાતી હતી.

પોતાની બેટીનો ભેદ ઔરંગઝેબે આ વખ્તે કાંઇક જાણ્યો. તે મરાઠા છત્રપતિની વાતો જ્યારે ચાલતી ત્યારે ઝેબુન્નીસાના ચહેરાપર જે રંગ ચઢ ઉતર થતો ઔરંગઝેબે જોયો હતો તેની મતલબ તે આજે સ્હમજી શકયો. હવે તેની ખાત્રી થઇ હતી. તે તે ઓરડા પાસેથી ખસી ગયો, અને દરવાઝો ઘણીજ હળવેથી બંધ કરીને તે ત્યાંથી ચાલતો થયો.

તે પછી એક દીવસે શીવાજીના એક ઘણા મોટા પ્રાક્રમની વાત ઔરંગઝેબને કાને પડી જેથી તેનો ગુસ્સો એકદમ ચઢી ગયો અને તેણે રાજા જ્યસીંગ નામના એક મોટા અફસરને લશકર આપી શીવાજીની સામે લડવા મોકલ્યો.

એક સ્હાંજના ઝેબુન્નીસા બેઠી હતી અને તેના બાલ તેની કનીઝ (સખી) સીંગારતી હતી. પાદશાહઝાદીની આજુબાજુમાં બધી તરહેવાર કીમતી અને ખુશબુની ચીઝો મુકેલી હતી. તે ઓરડામાં રૂપાના કોચો અને કુરસીઓ હતાં જેપર કીમતી ઝરદોઝી સાથની મુખમલ બીછાવી હતી. ઝેબુન્નીસાના અતી ખુબસુરત ચહેરા સામે આઇનો હતો જેમાં તે ચહેરાનો બીજો મુકાબલો રૂજુ થતો હતો! ગુલદાન, ઇત્રદાન, ગુલાબદાન, પાનદાન અચ્છી આરાસ્તગીથી ગોઠવેલા હતા. બુલબુલો અને ચલ્લીઓ સુન્હેરી પીંજરમાં ગાતી હતી અને નીચેના ગુલકયારાઓમાંથી ફુલોનો બહેકબહેકાત ઉપર આવતો હતો. આવી બધી ખુશનુમાં ચીઝોની વચ્ચે ઝેબુન્નીસા બેઠી હતી છતાંબી તેના ચહેરાપર ઉદાસી હતી, તેનો વિચાર મરાઠા છત્રપતિ

શીવાજી સાથે હતો, અને તે ઇચ્છતી હતી કે તે મોગલ લશકરથી ન્હાસી છુટી પોતાના કોઇ પાહાડી મકાનમાં છુપાઇ રહે.

કનીઝે ઝેબુન્નીસાના બાલ સાથ રેશમનો ટુકડો સીંગાર્યો કે તેજ વખ્તે એક બીજી કનીઝ ત્યાં દોડી આવી કે જે ઝેબુન્નીસાના પ્યાર માટે બધું જાણતી હતી "શાહઝાદી સાહેબા, શીવાજી પકડાયો છે, અને તેને દેહલી લાવવામાં આવે છે."

"કેવી રીતે પકડાયો?" ગભરાત છતાંબી ઝેબુન્નીસા ઘણીજ ઘણીજ ધીમેથી બોલી.

"રાજા જયસીંગની ફોજ ઘણી મોટી હતી, અને તે જોઇ શીવાજી પોતાના માણુસો સાથે એક પાહાડી કીલ્લામાં ભરાયો. જયસીંગે તે કીલ્લાને ચારે બાજુથી ઘેરી લીધો અને શીવાજીએ જ્યારે જોયું કે ન્હાસવાનો કોઇજ માર્ગ નહીં હતો ત્યારે તે એક શર્તે શરણ થયો. શીવાજીએ એવી શર્ત કીધી કે જો તેના માણુસોને જવા દેવામાં આવશે તો પોતે ખુશીથી મોગલ પાદશાહના કૈદી તરીકે શરણે થશે. હવે, જયસીંગે પાદશાહ સલામતપર આજેજ પયગામ મોકલ્યો છે કે તે શીવાજીને ગીરફતાર કરીને અહીં લાવે છે."

ઝેબુન્નીસાએ તે સઘલું ગુપચુપ સાંભલ્યું. તેના અંતકરણમાં એ વીચાર ઘુમી રહયો હતો: "હું મ્હારા પહેલવાન, મ્હારા છત્રપતિને જોઇશ, અને જો મ્હારેથી બની શકશે તો હું તેને મદદ કરીશ."

થોડા દીવસ પછી જીતાયલો અને કૈદ પકડાયલો શીવાજી દેહલી આવ્યો, અને ઔરંગઝેબે તેને પોતાના પગોપર પડવા તથા રાજા જયસીંગને ઇનામ આપવા માટે એક દરબાર ખાસ ભરી.

દરેક જણુ તે મોટા મરાઠા સરદારને જોવા માંગતું હતુ, અને દીવાને-આમ તેથી ચીકાર ભરાઇ ગયું હતુ. ઉંચાણુ પર પાદશાહી તખ્ત હતું અને તેની હાર કટારમાં મોટા અમીર ઉમરાવો અને સરદારોની જગ્યા ચઢઉતર હતી જેમાં બધા આવીને ગોઠવાઇ ગયા હતા. તખ્ત સુફેદ દુધ જેવા સંગેમરમરનું હતું જે તરેહવાર રીતે સણગારેલું હતું. પાદશાહના ખીદમતકારો તખ્તની પાછલ ગોઠવાઇ ગયા હતા અને પાદશાહ આવે તેની રાહ જોતા હતા. એક પરદાની પાછલ પાદશાહી ખાનાની બાનુઓ અને અમીર ઉમરાવોની બાનુઓ બેઠેલી હતી. આ પરદાખાનાની પહેલી હારમાં તેવીસ અને પંદર વરસની પોતાની બે ખુબસુરત બ્હેનો સાથે પાદશાહઝાદી ઝેબુન્નીસા બેઠેલી હતી જેમની આસપાસમાં તેમની ત્રણ ફુઇઓ :જેહાંનઆરા, રૌશનઆરા, અને સુરીયા બાનુ જે મરહુમ જન્નતનઝીર મુમતાઝ ઝમીનીની લડકીઓ હતી તેઓ બેઠી હતી.

થોડેવારે તખ્તની પાછલનો પરદો ખસી ગયો અને પાદશાહ ઔરંગઝેબ અંદર દાખલ થયો અને તે આવીને મોરના આકારના તખ્તપર બેઠો.—આખી દરબારનો તે દેખાવ ઘણોજ દમામદાર લાગતો હતો. ઔરંગઝેબનો કરડો દેખાવ જોઇને ઝેબુન્નીસા શીવાજીની ઝીંદગી માટે ધાસ્તી કરવા લાગી.

પાદશાહ ઔરંગઝેબ બેઠો કે તુરતજ દરબારનું કામ બરા બક્ષીએ શુરૂ કીધું. મરાઠા સરદારને જીતનાર જયસીંગને પહેલા ઇનામ આપવામાં આવ્યું અને તેના વખાણુ કરવામાં આવ્યા. તે પછી ઔરંગઝેબે શીવાજીને મંગાવ્યો જેને તખ્તના પગ પાસ લાવવામાં આવ્યો.

ઝેબુન્નીસા પોતાનો તે પ્યારો કે જેણે ઘણા વરસોથી તેનું દીલ છુપું ચોરી લીધું હતું તેને પહેલવહેલી વાર જોવા માટે પરદા પાછળથી વાંકી વલી. શીવાજી જો કે હવે જવાનીથી વધારે ઉમર તરફ ઢળતો જતો હતો, મગર તેનું શરીર બાવળની ગાંઠ જેવું સીપાહાના લાગતું હતું. તેનો દેખાવ ઘણો દમામદાર હતો. તેણે એક મરાઠા લડવૈયાના જેવો પોષાક પહેર્યો હતો. તેની કમરબંદમાંથી ખંજરનો હાથો જાંકી જાંકીને બહાર જોતો હતો. તેની શમશીર તેની બાજુમાં લટકતી હતી. તેની ઢાલ તેના હાથ પર હતી અને તે બેદરકાર ઢબે દમામ અને રૂઆબથી મોગલ દરબારને નીહાલતો હતો. તેના મનમાં એક મકકમ વિચારે ઘર કર્યું હતું, જે તેના પહોળા કપાળ પરથી દેખાઇ આવતું હતું. તેની કાલી આંખોમાંથી ધીક્કારના ચમકારા નીકલતા હતા.

વખાણનો એક મુંગો ગણુગણાત આખી દરબારની છાતીમાંથી ઉઠી રહયો, અને બાનુઓના પરદા પાછલની ઝેબુન્નીસાએ પોતાના ધડકતા અંતકરણ ઉપર પોતાનો હાથ દાબ્યો. પોતાના પીતાની દરબારમાં ઝેબુન્નીસાએ ઘણા દેખાવડા મર્દો જોયા હતા, મગર શીવાજીની સુરત તો તેની આંખોમાં હદથી ઝીઆદા ખુબસુરત જણાઇ. ઝેબુન્નીસાની ઉમર હમણાં અડાલીસ વરસની હતી, અને તે ભરજવાનીની ગુલકલી હતી. તે કુંવારી પાદશાહજાદીનું મગજ ઘણુંજ ઉત્તમ કેળવાયલું હતું, અને તેણે શીવાજીને જોવાથીજ તેના સીપાહાના શરીરે ધુપ અને છાંવની શું અસર ખાધી હતી તે એકજ નજરમાં જોઈ લીધું. પોતાના છોકરીપાના ઝમાના વખ્તે ઝેબુન્નીસાએ જે જે ગાયણો તેના પ્યારા શીવાજી માટે જોડયા હતા તે ગાયણોના મીઠા મીઠા અલ્લફાઝો હવે તેની જવાનીના આ વખ્તમાં ગોયા તેને

પ્યારની ગરમીથી ગુંગલાવા લાગ્યા. ઝેબુન્નીસા હવે પોતાના દીલોજાનથી શીવાજીને જોવા લાગી. મગર, દરબારની એક હીલચાલે તેને પ્યારની નીંદથી જગાડી.

પાદશાહ ઔરંગઝેબે શીવાજી આગલ ઉભેલા આદમીને હુકમ કીધો કે શીવાજીને કહેવું કે તે તખ્તને નમે, પાદશાહને જુહકે.

મગર, શીવાજીએ મગરૂરીથી તેમ કરવાની સાફ ના પાડી. તે જોઈ ઔરંગઝેબ મીસ્લે આતીશ ગરમ આગ થઈ ગયો.

શીવાજી મગરૂરીના ગુમાનમાં ખડો હતો, ઔરંગઝેબ આતીશ મીસાલ ગરમ થતો ગુસ્સાથી બેઠો હતો, અને હવે શું થશે તેને માટે ધડક ધડક ઉડતી છાતીએ ઝેબુન્નીસા જોઇ રહી હતી.

શીવાજીને તુરતજ દીવાને-આમથી લઈ જવામાં આવ્યો, ઔરંગઝેબ ગુસ્સાથી ચુપ બનેલો બેસી રહયો. પાદશાહખાનાની બાજુઓમાં શીવાજીના દેખાવ અને તેની હીમતના વખાણની ધીમી વાત જે ચાલી રહી તે ઝેબુન્નીસાના કાનોપરબી આવી અકડી, તેથી ઝેબુન્નીસાની છાતી ખુશી અને ગમના નીસાસાથી ઉંચકાતી રહી. મગર, દરબારમાંની એક બીજી હીલચાલે તેને બીજીવાર ગોયા જાગૃત કીધી, અને તે શું બનાવ બને છે તે જોવા સારૂ પરદા પાછલથી વાંકી વલી, દરબારમાના કેટલાક ઉમરાવો શીવાજીની ઝીંદગી બચાવવા માટે પાદશાહ ઔરંગઝેબના પગો પાસ પડીને કાલાવાલા કરતા હતા, અતી ગુસ્સો ચઢેલો છતાં ઔરંગઝેબે તેમનું સાંભલ્યું, અને પછી દીવાને-આમ તે છોડી ગયો.

ઝેબુન્નીસા પોતાના ઓરડામાં પાછી ફરી, મગરે તેનું મન

પ્રાણું અશાંત રહયું, જેથી જ્યાં સુધી તેનો બાપ ઝનાનખાનાની તરફ આવેલો તેને જણાયો નહીં ત્યાંસુધી છેક બપોર તુલીક ઝેબુન્નીસાએ પોતાના ઓરડામાં બેચયનપણે ફેરા ખાધા કીધા. પાદશાહની આમદ ઝનાનખાના તરફ થયલી જાણીને ઝેબુન્નીસા તુરતજ તેની પાસ દોડી ગઇ. "જેહાંપનાહ," તે બોલી "આપની ચાલ એક ખુશરવી ચાલ ન કહેવાશે•અગર ત્હમારા જેવા એક મોટા મોગલ પાદશાહ કે જેનું નામ તખ્તનું જહવાહીર છે અને જે દુન્યાના જીતનારનો ખેતાબ ધરાવે છે તે એક હીમતવાન માણસ, એક ખરા સીપાહાના ખસલતના શખ્સ, સાથ જો ધીકકારથી વર્તશો તો." અને ઝેબુન્નીસા તેમ બોલીને પોતાના પીદરની પીઠપર હાથ ફેરવતા તેનો બાપીકો પ્યાર જીતતાં આગલ બોલી "અઝીઝ પીતાજી, તલવાર અને ઝોરથી દુન્યા જેટલી જીતાતી નથી તેટલી તે દયા અને માયાથી જીતી શકાય છે. ગરમીથી કામ બનતું નથી, નરમીથી જો ચાલો તો એક મોટો પાહાડ એક કમઝોર બાલથી ખેંચાઈ આવે છે. માટે, ખ્યાલ કરો, મ્હારા પીતા, અગર જો શીવાજી જેવા એક બહાદુર ખસલતના સુરવીર સાથ ત્હમે ગયરવાઝબી ચાલ ચલાવશો તો જાહોજલાલી ભરેલી દેહલીની પાદશાહાના દરબારપર સદા સુધીનો એક ડાઘ રહી જશે" અને તેમ બોલી રહીને ઝેબુન્નીસા પોતાને ગુડન્વે પડી, "પીતાજી, દયા, દયા."

"અઝીઝ લડકી" ઔરંગઝેબે દયાશીલ બની જતાં ઝેબુન્નીસાનો હાથ પકડી લઇ કહયું "મ્હારી અઝીઝ બેટી, હું બધું સ્હમજી ગયો છું અને ત્હારે ખાતીર હું તેનીપર દયાળુ અને મ્હેરબાન થવા માંગુ છું. શીવાજી અગર જો ઇસલામી ધર્મ અખત્યાર કરે તો હું તેને માફ કરવા ઉપરાંત ત્હારો હાથ તેને નીકામાં આપવા તૈયાર છું."

પાદશાહઝાદી ઝેબુન્નીસા તે સાંભલીને ગુઠણપરથી એકદમ ભડકી ઉઠી અને ગભરાતથી પોતાના પીદર તરફ જોવા લાગી. તેણે તો એકાદ બે પોતાની વીશવાસુમાં વીશવાસુ કનીઝો સીવા કોઇનીબી આગળ પોતાના તે પ્યાર મારે વાતજ કરી નહીં હતી અને હીંયા તો તેના પીદર તેનો હાથ શીવાજીના હાથમાં મુકવાની વાત કરતો હતો! લજ્જા અને શર્મથી લાલ અને ગભરાયલી બનેલી ઝેબુન્નીસા પીદરને તુરતજ છોડીને પોતાના ઓરડામાં ચાલી ગઇ.

બીજે દીવસે ઝેબુન્નીસા તરફથી એક બેગમ ઔરંગઝેબને મલી અને તે શીવાજીને જ્યાં નઝરકૈદ રાખવામાં આવ્યો હતો ત્યાં ગઇ. ત્યાં જઇને તેણે શીવાજીને ઝેબુન્નીસાના પ્યારથી વાકેફ કર્યા બાદ પાદશાહ ઔરંગઝેબના વચન અને શર્તની વાત કહી. અજાયબ કરનારી ચુપકીદી સાથ શીવાજીએ તે બધી બીનાની વીગત સાંભલી. તે વાત એકદમ અને ન ધારેલી હોવાથી શીવાજી કેટલીક મીનીટો સુધી તો કાંઇબી બોલી શકયોજ નહિ. પેલી બેગમે શીવાજીની ચુપકીદીનો એ અર્થ સ્હમજી લીધો કે તે પોતાની કૈદી હાલતના સબબથી મુરઝાયલો હતો અને તેથી તેણે ધ્યાનથી તેની વાત સાંભલી ન હોય અને તે કારણે તે કાંઇબી બોલતો નહીં હતો. તેથી તેણે પોતાના શબ્દો ફરીથી બોલી સંભલાવ્યા શીવાજી પોતાની જગ્યા પરથી ઉઠયો અને બારી આગલ ગયો. બેગમે જોયું તો તેમ કરતાં શીવાજીએ પોતાની આંખોમાંથી નીકલેલાં આંસુના બે ટીપાં ખંખેરી કાઢયાં હતાં. અને વલી ચાલતાં ચાલતાં ધીમેથી બોલ્યો હતો "આ બનવું શું શકય છે કે ઔરંગઝેબની બેટીએ પોતાનું અંતકરણ મ્હને આપ્યું હોય? તે એક મુસલમાન અને હું એક હીન્દુછું." કેટલીક વખ્ત સુધી શીવાજી બારી આગલ ચુપચુપ ઉભો

રહયો. તે પછી બેગમ તરફ ફરીને તે બોલ્યો "કુલવંત બાનુ સાહેબા, ત્હમારી પાદશાહઝાદીએ મ્હને અતીશ્ય મોટું માન આપ્યું છે. હું તેના પ્યારને લાયક ક્યાંથી?" અને તેટલું બોલતાંજ શીવાજીએ એક ઉંડી સાંસ ભરી અને તે નીસાસા સાથ અંદરના એક ઓરડામાં ચાલી ગયો.

તે પછીને બીજે દીવસે દરબાર ફરીથી ભરાઇ અને ત્યાં શીવાજીને લઇ આવવાનો પાદશાહ ઔરંગઝેબે હુકમ આપ્યો. એકવાર ફરીથી તે મરાઠા સુરવીર ઔરંગઝેબના તખ્ત સામે ઉભો રહયો અને તે મોગલ પાદશાહને મગરૂરી ભરી આંખોથી જોવા લાગ્યો. ઔરંગઝેબ તરફથી એક નીશાની થઇ અને શીવાજીની પાસે ઉભેલા નાઝીરે શીવાજીને કહયું કે પાદશાહને નમવું.

શીવાજીએ ઘંટના આવાઝ મીસાલ બોલતાં મગરૂરીથી કહયું: "હું એક છત્રપત તરીકે જન્મેલો છું અને મ્હને એક ગુલામની મીસાલનું કામ કરતાં આવડતું નથી."

ઔરંગઝેબે ગુસ્સાથી જવાબ આપ્યો "એક હારેલો શખ્સ પોતાના કીસમતના હારવા સાથ પોતાનો દરજ્જોબી ખોહે છે. તલવારે શીવાજીને મ્હારો ગુલામ બનાવ્યો છે અને તેથી શીવાજીએ પોતાના ફેરવાયલા ચક્કરને તાબે થવુંજ જોઇએ."

આ શબ્દો સાંભલીને તો શીવાજીએ પાદશાહ ઔરંગઝેબ તરફ પીઠ કરી દીધી. તે પછી તેના મનમાં એક બીજો વિચાર દાખલ થયો અને તેથી તેણે તુરતજ ફરી જઇને ઔરંગઝેબ તરફ ચહેરો કીધો અને બોલ્યો "ત્હમારી મોટી છોકરીનો હાથ લગ્નમાં મ્હને

આપો અને હું ત્હમને એક પીતા તરીકે માન આપીશ. મગર, કીસમતના ફરવા સાથ મ્હારા મનની સ્વતંત્રતા કાંઇ ફરી નથી અને તેથી હું એક ગુલામ તરીકે તો મ્હારા ગુઠણો પર કદીબી નહીં પડીશ."

શીવાજીએ તેને માન આપવાની ના પાડવાથી અને ભર દરબારમાં મગરરીથી પાદશાહઝાદીનો હાથ લગ્નમાં માંગવાથી ઔરંગઝેબ ગુસ્સાથી ગોયા જલી ગયો. તે પોતાના પાદશાહી જોશો ખરોશમાં આવી ગયો અને તેણે તે "પાહાડી ઉંદર"ને પોતાની નઝરથી દુર કરવા અને સખ્ત કૈદમાં નાંખવાનો હુકમ આપ્યો.

પરદા પાછલથી ઝેબુન્નીસા આ વખ્તેબી જોતી હોવાથી શીવાજીને જ્યારે ઘસડી લઇ જવામાં આવ્યો ત્યારે તેનું દીલ ગોયા ટુકડા ટુકડા થઇ ગયું. થોડીક પળ સુધી તે હોશ ફરામોશ થઇને પોતાના મગઝથી બેમગઝ થઇ જઇ તે જાન વગરના એક પુતલાની મીસાલ ઉભી રહી. તેની ફુઇઓએ અને તેની બ્હેનોએ તેની સાથ વાત કીધી, મગર તે તો તેમના બોલવાનો એક શબ્દબી સાંભલી કે સ્હમજી શકી નહી. પછી તેની બ્હેનોએ તેની ગરદન આસપાસ હાથ વીટાલ્યા ત્યારે તે હોશમાં આવી અને તેમની તરફ જોઇને હસી, પોતાની ફુઇઓ સાથે બેચાર શબ્દ વાત કીધી, અને પછી તે દરબાર છોડી ગઇ. મગર, તેને અશાંતી અને અસુખ લાગવાથી તે પોતાના ઓરડામાં આંટાપર આંટા મારવા લાગી, એક વજીંત્ર મુકીને બીજા વજીંત્રને હાથમાં લેવા લાગી, વલેકીન કશામાં તેને મગાહ ન મલી.

ત્યાર પછી તે પોતાના બાગીચામાં ફેરા ખાતી ખાતી મનમાં

બોલી "મેં તેને શા માટે જોયો હશે? અરે, તેને જોવાથી તો મ્હારા છુપા અને અજાણ પ્યારે આગનું રૂપ લીધું છે અને હવે તે મ્હારા અંતકરણમાં બળે છે. મ્હારા પીદરના ગઇ કાલના શબ્દોથી આશાએ મ્હારા મગઝમાં એક વીજળીની મીસાલ ચમકારો કર્યો છે. અને, ત્યારે, શા માટે મ્હને ગમગીર અને ઉજડ બનાવવા મ્હારેથી તે પ્યારી આશાને છીનવી લેવામાં આવે છે? મ્હારા પ્યારના દરખ્તને શું ફળ નહીંજ લાગશે? બચપણથી મેં શીવાજીને વખાણ્યો અને ચાહયો છે. શું તે સઘળી વખાણ અને ચાહ ફોકટ જશે? મગર, તેણે આજે મ્હારા હાથની માંગણી શા માટે કીધી? શું એ ખરૂં હશે કે તે પોતેબી મ્હને ચાહે છે? અરે, મ્હારા છુપા પ્યાર, મ્હારા દુખી દીલ! મ્હારે કોશીશ કરવીજ જોઇએ, હીમતવાન બનીને ખમવું જોઇએ, અને આખીર મ્હારા આંસુઓમાં મ્હને રાહત મલશે." અને તેટલું બોલતાં ઝેબુન્નીસા રડી અને ડચકાં ખાવા લાગી.

થોડા દીવસ પછી એક સ્હાંજના ઝેબુન્નીસા પોતાની કેટલીક સખીઓ સાથે બાગમાં ફરતી હતી, જે વખ્તે એક સખીના હાથમાં શીવાજીના ચહેરાનો એક ચીતાર હતો જે જોઇ જોઇને બીજીઓ તે ઉપર વાદવીવાદ ચલાવતી હતી! ઝેબુન્નીસાએ તે ચીત્ર પોતાના હાથમાં લીધું અને સખીઓથી દુર થઇ જઇને તે ફુવારા પાસે જઇ ઉભી. ખુરશીદ મગરેબમાં ગુરૂબ થતો હતો અને તે આલીશાન આફતાબ પોતાના ઝરરીન કીરણો ઝેબુન્નીસાના ચહેરાપર નાખી રહયો હતો જે ચહેરો પેલા ચીત્રમાં ગોયા ગુરૂબ થતો હતો.

અહહ! તે ખુબસુરત આંખોથી આંસુઓ નીકલી નીકલીને તે ચીત્રને ભીજવી નાખતા હતા. તે આબઆલુદા આંખોને જોઇને

ફુવારા પાસે ઉગેલા નરગીઝના ફુલોણી દીલસોઝીની ખુશબુ નીકાલી નીકાલીને પાદશાહઝાદીની હુઝુરમાં પેશ કરતા હતા. અને ઠંડી ઠંડી હવાની લહેરો ઝેબુન્નીસાના તે આંસુઓને સુકવી નાંખવા માટે તેની પ્યારી પ્યારી આંખોને ચુમતી હતી. આખીર તે બોલીઃ "મ્હારા પ્યારા, હું કેવું ઇચ્છું છું કે તુને જોઉં અને ત્હારી મદદમાં આઉં."

તેજ વખ્તે તેના હાથપર એક નર્મ આંચકો લાગ્યો જેથી તે પોતાના વિચારોથી ચોંકી. તેની સઉથી વીશવાસુ કનીઝ તેની પાસે આવી ઉભી હતી. "ઉમ્રદરાઝ પાદશાહઝાદી" તે બોલી "મ્હને ત્હમને મદદ કરવા દેશો? ચાલો, હું ત્હમને શીવાજી પાસે લઇ જવા તૈયાર છું."

તે રાતના જ્યારે પાદશાહ ઔરંગઝેબ નીંદમાં હતો અને મહાલ શાંતિમાં વીંટલાઇ ગયું હતું ત્યારે તે કનીઝ પાદશાહઝાદી ઝેબુન્નીસાના ઓરડા તરફ ગઇ. થોડીજ વારમાં તમામ બુરકાપોશ થયલાં બે આકારો મહાલના એક ખાનગી દાદરપરથી નીચે બાગમાં ઉતર્યા. આ આકારો રાતની અંધારીમાં ગોયા બેમાલુમ થઇ ગયાં, અને સંત્રીઓ તેમને માટે કાંઇબી જાણી શકયા નહીં.

ત્યાર પછી મહાલથી થોડે છેટેના રાજકેદીઓના કેદખાનાના દરવાઝા આગલ બે બાનુઓ બુરકાપોશ ઉભેલી જણાઇ અને જ્યારે બંદીખાનાના દારોગાએ તેમના હાથોના ધોકાથી દરવાઝો ખોલ્યો ત્યારે તે બેમાંની આગલ વધીને ઉભેલીએ કહયું "અમે મરાઠા શીવાજી સાથે વાત કરવા માગીએ છીએ, અમને દાખલ કર."

"જેહાંપનાહ પાદશાહ સલામતના હુકમ સીવા કોઇબી તે મરાઠા સાથે વાત કરી શકે નહીં" દારોગાએ કહયું અને પછી તે

ઔરતના સઘળા બોલવા આગળ જાણે તે બહેરો થઇ ગયો. તે જોઇને પાછલ ઉભેલી બાનુ આગળ વધીને ઝોરભર્યા આવાઝથી બોલી "ખોલ" અને તેણે રૂઆબથી કહયું "હું પાદશાહની બેટી છું."

વાદલ પાછલ છુપાયલો ચંદ્ર હવે બાહાર નીકલી ચુકયો હતો અને તેની ખુબસુરત ઠંડી રોશની પાદશાહઝાદીના ખુબસુરત ચહેરાપર પડી, દારોગાએ નીકાબથી રીહા થયલો તે ચહેરો જોયો, અને ઓલખ્યો. તેણે દરવાઝો ખોલ્યો, અને તે બેઉ બાનુઓને દાખલ કીધી. તે દારોગો બીજે દીવસે પોતાને ઘર એક તવંગર માણસ તરીકે ગયો, મગર ઝેબુન્નીસાના સુન્હેરી સીકકાઓએ તેના હોટો બંધ કીધા હતા.

*　　　　*　　　　*　　　　*

થોડા દીવસ પછી શીવાજીએ બીમાર બનવાના ઢોંગ કીધાં, મગર તે જેમ એકાએક બીમાર થઇ ગયો હતો તેમ અચાનક સાજેબી થઇ ગયો! અને પોતે સારો થયો તેથી તેણે પોતાની માનતા પુરી કરવા સારૂ ગરીબોને દર ગુરૂવારે મીઠાઇ વહેંચવાનો ઇરાદો ઝાહેર કર્યો. પાદશાહ ઔરંગઝેબ તેનો ઇરાદો પુરો નહીંબી કરતે, લેકીન ઝેબુન્નીસાની સ્હમજાવતથી તે પીગલ્યો.

મીઠાઇ તો વહેંચાવા લાગી, મગર દર અઠવાડયે ગરીબો વધતા ગયાં અને મીઠાઇનો કરંડયો મોટો થતો ગયો! તે કરંડયો રફતા રફતા એટલો મોટો આવતો ગયો કે ત્રણથી ચાર માણસો તેને ઉચકતા ત્યારે તે કેદખાનામાં લઇ જઇ શકાતો હતો. તેને શીવાજી પોતાનો હાથ લગાડતો, અને તે પછી તે પાછો બહાર લઈ જઇને

તેમાંની મીઠાઇઓ છેરના એક મયદાનમાં બેઠેલાં ગરીબોને વહેંચવામાં આવતી.—ઔરંગઝેબ તે વાત સાંભલીને ખુબ હસ્તો અને મનમાં બોલતો "એ પાહાડી ઉંદરે મેળવેલી હરામની સોનામોહરો મ્હારા રાજ્યના ગરીબોમાંજ ખર્ચાય એ ઘણુંજ સારૂ."—પેલી તરફ ઝેબુન્નીસાબી તે વાત સાંભલીને ખુબ હસ્તી અને મનમાં બોલતી "મેં શીખવેલી તાલથી અને કીધેલી બનાવતથી મામલો તો ઠીક રંગપર જતો જાય છે, મીઠાઇનો ટોપલો દર અઠવાડીએ ફુલતો જાય છે, અને પછી——" મગર, તે વધુ વિચારવાને બદલે મોટેથી હસી પડી.

હવે ઝેબુન્નીસા આગલી ખુશીમાં પાછી આવતી હતી તેમ તેની ફુઇઓ અને બહેનો જોવા લાગી, અને તેઓએ એ બધું ધ્યાનથી જોયું કે જ્યારેબી શીવાજીની ખયરાતની વાત મહાલમાં ઝેબુન્નીસાને કાને આવી અઢડતી ત્યારે ઝેબુન્નીસા મોટેથી ખડખડાત હસી પડતી.

અઠવાડયાઓના અઠવાડયાઓ મીઠાઇનો તે ટોપલો બહારથી અંદર અને અંદરથી બહાર જતો અને હવે સંત્રીબી તે તપાસવાની થોડીજ દરકાર કરતો હતો, તેને કાંઇ શીવાજીની યુકિતની ખબર થોડીજ હતી જે! શીવાજીના મીઠાઇ લાવનાર જાતવાલાઓએ તેનો ભેદ રાખ્યો હતો અને શહેરની દીવાલની બહાર નદી આગલ કેટલાક મરાઠા ઘોડેસ્વારો છુપા રહેલા હતા તે વાતની કોઇને ખબર નહી હતી. કોઇને ખબર નહીં હતી, સીવા ઝેબુન્નીસા અને તેની પેલી વીશવાસુ કનીઝને! સંગીતના પોતાના ઓરડામાં ઝેબુન્નીસા વજીંત્રપર ગાતી અને વજાડતી, મગર વારંવાર તે ગાયણુમાંથી ઉઠીને તે ઓરડાની બારી આગળ જતી અને નદી તરફ જોતી. પછી પોતાના હોટોપર

હસવાનો છાપ લઇને અને પોતાના અંતકરણ પર પોતાના બન્ને હાથો મેલવી ઝોરથી દબાવી દઇને તે હસીને જઇને પેલી વીશવાશુ કનીઝ આગલ બેસતી.

એક સ્હવારે ઝેબુન્નીસા અને તેની પેલી કનીઝ બારી આગળ સાથે ઉભેલી હતી. તેઓ કાંઇ ધ્યાનથી જોતાં હતાં અને બોલતાં હતાં. થોડે વારે પાદશાહઝાદીએ ધીમેથી પોતાની સખીને કહયું "મહાલમાં કાંઈ ગડબડ ચાલે છે. તું જા અને જો કે કાંઇ ખબર મલે છે કે?"

સખી ગઇ અને થોડીવારમાં પાછી ફરીને પાદશાહઝાદીની પાસે વાંકી વલીને ધીમેથી બોલી "સઘળું બરોબર પાર ઉતર્યું છે. શીવાજી આસાનીથી છટકી ન્હાઠો છે."

ખરેખર, શીવાજી ન્હાસી ગયો હતો. મીઠાઇનો મોટો ટોપલો તે દીવસે અંદર આવ્યો કે તેમાંની મીઠાઇ કાઢી બાજુએ મુકીને ટોપલામાં શીવાજી ઉતરી બેઠો, તપાસ કરનારે રાખેતાની બેદરકારી વાપરી, બહાર જવા બાદ થોડે છેટે જઇને રસ્તો બદલી નાખવામાં આવ્યો, અને મૌકાપર ટોપલામાંથી નીકલીને તૈયાર રાખેલા ઘોડાપર સ્વાર થઇને શીવાજી મોગલ હદમાંથી ન્હાસી ગયો. અઝીઝ વાંચનાર, શીવાજીને ન્હસાડનાર ઝેબુન્નીસા હતી. તે પાદશાહઝાદી પોતાનો ઇસલામી ધર્મ છોડીને શીવાજીને પરણી શકતી નહીં હોવાથી તેણે પ્યાર કરતાં ધર્મને વ્હાલો ગણ્યો. અને મરાઠા છત્રપતિ શીવાજી-એ ખી પોતાના હીન્દુ ધર્મને પ્યારો ગણ્યો, તે ઇસલામી ધર્મમાં વટ-

લાઇને એક મોટા મોગલ પાદશાહની બેટીને શાદીમાં લેવા કરતાં પોતાના પ્યારા હીન્દુ ધર્મને વલગી રહયો. અથાક મઝબુત પ્યાર કરતાં ધર્મને વ્હાલા ગણનાર તે એ વ્હાલાંઓ આખીર છુટાં પડયાં.

મગર, તે પ્યારીએ પોતાના પ્યારા તરફ વફાદારી કીધીઃ ઝેબુન્નીસાએ શીવાજીને કેદમાંથી ન્હસાડયો. ઔરંગઝેબ સહમજયો કે શીવાજી પોતે પોતાની હીકમતથી ન્હાસી ગયો હતો, અને જયારે તેણે તેના ન્હાસવાની ખબર જાણી ત્યારે તે ગુસ્સાની આગથી જલી જતો હતો.

ઝેબુન્નીસા જાણતી હતી કે હવે ફરીથી તે કદીબી શીવાજીને જોઇ નહીં શકશે. તે વારંવાર પોતાના વજીંત્રને લઇને બારી આગળ બેસતી અને પોતાના પ્યારના જોડેલા ગાયણો ગાતી. જ્યારે તે ગાતી ત્યારે તેની આંખોથી નવધાર આંસુના ટીપાં તપકીને તેના વજીંત્રને ભીંજવી નાંખતાં હતાં.



વાર્તા પાંચમી:

# મીહરૂન્નીસા

ઉર્ફે

## ઇરાનનો સીતારો—

## હીન્દનો માહાતાબ.

## પ્રકરણ ૧ લું.

### ગરદીશ.

પરવરદીગારે પાકનો છુપો હાથ એક ઝમીનદોસ્ત થયલા આદમને ટેકો આપી ઉઠાડવામાં તુરત મદદે આવે છે. ભોંયપર પડેલાં કદીબી ભોંયે પડયાં રહેતાં નથી, તેમને ગારેબી વખ્ત એવો આવે છે જે તેમના બખ્તપર સુખનો ખુરશીદ ચમકાવે છે. માણસને સબ્ર જોઇએ, ધીરજ વગરજ માણુસ નાશુક્રગુઝાર બની જાય છે અને પાક ખુદાના પવીત્ર કામને કોઇ વાર તે ગયરઇન્સાફી માની લે છે! મગર, થોડી સબ્ર જોઇએ; પાક બારીતાલા હમેશાં ઇન્સાફી છે. આપણી વાર્તામાં ઝમીનપર પડી જતી એક બાળકને પાક રબ કેવા

મીઠી મદદનો મુબારક હાથ આપી ઉઠાડે છે અને તેને કેવા આલા દરજ્જાની બુલંદીએ બેસાડે છે તેનો એક દાખલો બતાવ્યો છે:

અઝીઝ વાંચનાર, આપણે રાવી નદીપર આવેલા લાહોરમાં દાખલ થઇશું જ્યાં હીન્દુસ્તાનનો મહાન પાદશાહ અકબર પોતાની દરબાર ભરતો હતો. દેહલી અને આગ્રાની સાથે લાહોર પણ અકબરને પ્યારા હતા, અને તેણે એક ખાસ આરાસ્તા મહાલ લાહોરમાં બંધાવ્યો હતો.

પાદશાહી મહાલથી થોડે દુરના એક ઘરના મકાનની અગાસી પર એક મોગલ બેઠો હતો જેના હાથમાં ઇરાનથી આવેલું એક કાગલ પકડેલું હતું. આ મોગલ અસીફખાન નામનો એક અમીર હતો જે થોડા વરસોની વાતપર ઇરાનથી હિન્દુસ્તાન પોતાનું નસીબ આઝમાવવા આવ્યો હતો. અસીફખાનનો ઉમરાવી દેખાવ અને અદબના અદાઓપર અકબરનું ધ્યાન ખેંચાયું, અને તે પછી તેની કેળવણી અને હુસ્યારીઓથી ખુશી થઇને અકબરે તેને પોતાની પાસમાં રાખ્યો. અને, રફતા રફતા અસીફખાન એટલો તો વધી ગયો કે લાહોરના ઓમરાઓમાંનો એક આગેવાન અમીર તે થયો.

અમીર અસીફખાનના હાથમાં જે કાગલ હતું તેમાં તેના ઇરાનના એક સગાએ પોતાની વીપતીઓની વીગત દરશાવી હતી. કાગલના લખનારે ઇરાનની દરબારમાંના પોતાના દુશમનોથી ડરીને હીન્દુસ્તાન આવવા પોતાનો ઇરાદો થયલો છે એવી મતલબનું લખ્યું હતું અને લાહોરમાં જો કોઇ આબરૂદાર નોકરી યા રોઝગાર હોય તો પોતાને માહીતગાર કરવા જણાવ્યું હતું.

"ઠીક" કાગલની આખીરીએ પહોંચતા અસીફખાન મનમાં

બોલ્યો "ખ્વાજા ઐયાશ લીયાકતદાર અને હુન્નરમંદ આદમી છે, તો તેને માટે હીન્દુસ્તાનમાં સારી જગ્યા મલશે. હું તેને વાસ્તે કાંઇબી કરી શકાશ ખરો."

અસીફખાન હીન્દુસ્તાનમાં તે કાગલ વાંચતો હતો તેજ વખ્તે ખ્વાજા ઐયાશ પોતાનો જાન બચાવતો ઇરાની દરબાર છોડીને હીન્દુસ્તાન આવવા નીકલીબી ચુકયો હતો! ખ્વાજા ઐયાશને ઇરાનના શાહે મોટા દરજ્જાપર ચઢાવ્યો હતો, મગર તેમ થતાંજ ઐયાશના દુશમનોની સંખ્યા ઘણી વધી ગઇ અને તેઓ તેને ફસાવવાની હીકમત કરવા પડયા. વાત જ્યારે ઘણીજ આગલ વધી અને પોતાનો જીવ જવાનો વખ્ત આવેલો ઐયાશે જોયો કે તેજ વખ્તે તે ન્હાઠો.

રસ્તો લાંબો અને મુશકીલ હતો. અને ઐયાશની બાનુ અઝીઝમ બીબી હમેલદારીના પુરા દીવસોમાં હતી એટલે આહીસ્તા આહીસ્તા આગલ વધવાનું હતું. ન્હાસવાનું હતું તેથી સાથે ઘણી ચીઝ લઇ શકાય નહીં અને ખુરાકીનો લીધેલો ન્હાનો જથ્થો બી રફતા રફતા ખતમ થવાપર આવતો હતો. અધુરામાં પુરૂં, અઝીઝમ બીબી જે ઘોડાપર બેઠેલી હતી તે ઘોડો દુબળો હતો.

જંગલ અને રણ જેવી જગ્યાઓ પસાર કરીને તેઓ એક દીવસે એક પાહાડી જગ્યાપર આવી પહોંચ્યા જ્યાં થોબતાં ખ્વાજાએ પોતાની બીબીને કહયું "પ્યારી, જો હું ભુલતો નહીં હોઉં તો હવે એકાદ દીવસની મુસાફરી પછી આપણે કંદહાર તરફની સરહદપર જઇ પ્હોંચીશું જ્યાં આપણને આસાએશ લેવાની જગ્યા મદદ સાથે મળશે."

અઝીઝમ બીબીએ તે સાંભળ્યું અને તેની આંખોમાંથી આંસુના ટીપાં સરી પડયાં. તે ખુબસુરત બાનુ થોડાં દીવસોમાં સખ્ત ગરદીશ નીચે દબાઇ હતી અને તેબી તેના અતી ઘણા નાઝુક વખ્તમાં! તે એક નીસાસો નાંખીને બોલી:

"શૌહર અઝીઝ, પ્યારા સરતાજ, હવે વધુ વાર હું ખમી શકતી નથી. આપણા બચ્ચાનો જન્મ થવાનો વખ્ત બહુજ નઝદીક આવતો જાય છે અને તેથી હવે મ્હારે હીંયાંજ ઉતરીને આરામ લેવો જોઇશે."

"અફ્સોસ! અફ્સોસ!" એયાશે નીસાસો કર્યો "અરે, આપણે કેવી ખરાબ હાલતમાં આવી પડયાં છીએ. હીંયા કોઈ ઘર કે એક ઝુંપડીબી નથી કે તેની છાયામાં બેસીએ. આ પાહાડની ટેકડીઓ સીવા હીંયા કાંઇબી નથી."

"અને આપણે હીન્દુસ્તાન પહોંચ્યે તે અગાઉ તો મરી જઇશું." એક ડચકું ખાઇને અઝીઝમ બોલી "મગર, હવે મ્હારે ઘોડાપરથી ઉતરી પડવુંજ જોઇએ. ઓ! થોભો, થોભો, હવે મ્હારાથી વધુવાર ખમાતું નથી."

એયાશે પોતાની મ્હેરદારને ઘોડાપરથી ઉંચકી લીધી અને એક ટેકડીની પાછલની થોડી છાયામાં તેને સુવાડી. અકેલી, દાયા-દાસીની મદદ વગર, બીચારી અઝીઝમે કષ્ટથી એક બેટીને જન્મ આપ્યો.

બે જણાં મુશકીલીથી તે રસ્તો કાપી શકતાં હતાં તો આ ત્રીજો બોજો આવ્યો! ને બાળકનો રડવાનો સાદ તેમની ન્હાસભાગના છુપા રસ્તામાં એક મોટી નડતળ સમાન થઇ પડશે એમ એયાશે

જોયું અને તે ઘણી ફીકરમાં પડયો. ઝમાનાની ગરદીશના અતી બીકત સંકજામાં ઐયાશ અને તેની મહોરદાર સપડાયલાં હતાં અને ખાવાના પુરતા ખુરાક અને પીવાના પુરતા પાણીથીબી તેઓ મહો-તાંજ હતાં. ઘણી દયાજનક હાલતમાં તેઓ હતાં અને તેમનું બચ્ચું તેમની ન્હાસભાગની આસાનીમાં એક કાંટા સમાન સુબશે એથી ગભરાઇને ઐયાશે વીચાર કીધો કે તે બચ્ચીને ત્યાંજ તજી દેવી. ઘણી કંગાળ રીતે નબલી થઇ ગયલી અઝીઝમ ખડકને અઢેલીને બેઠી હતી અને તેના હાથમાં તેની બચ્ચી હતી ત્યાં ઐયાશ ગયો અને બોલ્યો:

"અઝીઝ, આપણને હીંયા વધુવાર થોભવું જોઇએ નહીં. આપણે હવે આગલ જઇશું."

"હવે તો આપણને આપણી ગરદીશીમાં એક વધુ ભાગીદા-રનો મેલાપ થયો છે." અઝીઝમ બીબી નબળા આવાઝથી બોલી "અરે! મ્હારામાં એટલી તો શકતી કમ છે કે આ બચ્ચાને પુરૂ દુધબી મલી શકતું નથી. જુઓ, એ ભુકથી રડે છે." અને તેટલું બોલતાં અઝીઝમની આંખો આંસુમાં તરી રહી.

"ઇરાનના આ પાહાડોમાં એ બચ્ચી એક કમનસીબ કાંટા સમાન છે." ઐયાશે કહયું.

"એમ ન બોલો." અઝીઝમે ડચકું ખાધું "જુઓ, આપણી બેટી મ્હને તો ઘણીજ ખુબસુરત લાગે છે. હમણાંથીજ મ્હારી નઝરોમાં તો તે અતી ખુશનકશ છે. એ એક કાંટો નથી ગોયા ઇરાનનો સીતારો છે."

"મગર, એ એક ઝાંખો સીતારો છે." ઐયાશે કહયું.

"પાક પરવરદીગાર એ સીતારાને ચલકાત આપે." અઝીઝમ બોલી.

"અઝીઝમ, આપણને હવે આગલ વધવુંજ જોઇએ, અને આપણી બેટીને હીંયાજ છોડી જવી જોઇએ."

"બચ્ચાને છોડું!" મુરઝાયલો તે ચહેરો વધુ કુમલાયો "પ્યારા સરતાજ, તે કેમ બને?"

"બનવુંજ જોઇએ." અને ઐયાશે તેના કારણો પોતાની મ્હોરદારને સહમજાવ્યાં. મગર, અઝીઝમે પોતાના જીગરને છોડવાની નાજ પાડી.

આખીર, તેઓ આગલ વધ્યા અને અઝીઝમ બીબીએ પોતાના ખોળામાં પોતાની રડતી બચ્ચીને લીધી. થોડાક કદમો સુધી તેઓ આગળ વધી શકયા. લેકીન, તે પછી અઝીઝમ પોતેજ બોલી "સરતાજ, હું બચ્ચા સાથે સ્વારી કરી શકતી નથી. મ્હેરબાની કરીને બચ્ચાને તહમે લો."

ઐયાશે અઝીઝમને તે બોજથી છોડવી અને તેઓ દીલગીરી ભરી ચુપકીદીમાં થોડુંક વધુ આગલ ચાલ્યાં. થોડે દુર જવા પછી ઐયાશને ઠોકર વાગી અને તે પડયો. અઝીઝમ પોતાના પ્યારા શૌહરને ઝમીન સાથ ઝોરથી અફલાયલો જોઇને રડી પડી. પણ તેની મદદમાં જવા માટે તેને શકતીજ નહીં હતી.

"પ્યારી, પ્યારી!" ઐયાશે ડચકું ખાતા કહયું "આપણી બચ્ચીને છોડી જવા દે. તું તેને લઇ શકતી નથી, તેમજ હુંબી હવે તેને લઇને ચાલી શકતો નથી. તહારામાં તેમજ મ્હારામાં એકમાં હવે ઝોર નથી, નાતવાન અને કમતાકત થઇ ગયાં છીએ. આપણે

બચ્ચીને લઇશું તો આપણા જાન ગુમાવીશું. આપણા જાન બચાવવા હોય તો બચ્ચીને મરવા દે."

અઝીઝમ કમકમી. મગર, તેમની ઝીંદગીના કમરાના દરવાઝાને મૌતના હાથો ખટખટાવી રહ્યા હતા. તે વાત તે ભુલી જઇ શકી નહીં. તે એકદમ રડી પડી, તેણે પોતાની બચ્ચીને ગળે લગાડી લીધી, અને બોલી "બચ્ચી, ખુદા હાફીઝ. તુને છોડી જતાં મ્હારૂં જીગર ટુકડા ટુકડા થઇ જાય છે, મગર લાચાર છું." અને તેણે પોતાનો ચહેરો પોતાના શૌહર તરફ ફેરવીને કહ્યું:

"મગર આ ખડકપર તો નહીં, આ ઉજડ ખડકપર તો નહીં." તે કાલાવાલા કરવા પડી "આપણા બચ્ચાને કોઇ જાનવર ખાઈ જશે, મ્હારી ઓરણી લો અને એમાં વીટાલીને એને પેલા ઝાડપર મુકો. અરે, હું મ્હારી બેટીને સીર્ફ આ ઓરણીજ આપી શકું છું અને બીજું કાંઇજ નહીં! અફસોસ, હું ઘણીજ કમનસીબ છું, કંગાલ નસીબની એક માદર છું." અને તે ડચકાંપર ડચકાં ખાવા લાગી.

નાતવાન ઐયાશ ધસડાઇને તે ઝાડ નીચે ગયો અને ઝાડપર મુશ્કીલીથી ચઢીને તેણે તે ઝાડના એક જાડા ડાંખલાપર તે બચ્ચાંને બાંધી મુકી.

તે પછી તે બેઉ ધણી–ધણીઆણી આહીસ્તા આહીસ્તા પોતાની કંટાલા ભરેલી મુસાફરી કરવા લાગ્યા.

અઝીઝમ ઘોડાપરથી ફરી ફરીને પોતાની બચ્ચી તરફ જોતી રહી ત્યાં સુધી કે જ્યાં સુધી તે ઝાડ જણાયું, પણ જ્યારે તે ઝાડ લાંબા તફાવતે દેખાતું બંધ પડ્યું કે તે કંગાલ માદરની છાતીથી

એક લાંબો નીસાસો નીકલ્યો, તેણે પોતાનો ચહેરો પોતાના હાથોમાં મુકી દીધો. અને મોટેથી રડી પડી. તે સાદ ઐયાશના કાનોપર પડયો કે તે પોતાની કંગાલ યાદના ખ્યાલમાં આવી ગયો, અને તેણે પુર ગમથી પોતાની મ્હોરદારના ચહેરા તરફ જોયું.

અઝીઝમ રડતીજ રહી, અને તે પછીથી જરા આગલ વધતા તેણે બુમ પાડી "પ્યારા, પ્યારા" અને ઐયાશે જોયું કે અઝીઝમ ઘોડેથી ઢલી પડતી હતી. ઐયાશે તુરત તેને પોતાના હાથોમાં ઝીલી લીધી.

"મ્હારૂં બચ્ચું, મ્હારૂં બચ્ચું!" તે ઐયાશને ગળે વળગી ગલગલા આવાઝથી બોલી "પ્યારા સરતાજ, હવે આપણે જીવી શકીશું નહીં, માટે ચાલો. ચાલો, આપણા બચ્ચા આગલ ચાલો, કે આપણે ત્રણ જણાં એકબીજાની સાથમાં મરતી વખ્તે રહીએ."

ઐયાશે પોતાની મ્હોરદારને સહમજાવવાની કોશીશ કીધી, મગર વ્યર્થ. ઐયાશના પોતાના અંતકરણમાંથી બાપીકો પ્યાર જોશ ખાઈ રહયો હતો. અને તેથી, ઐયાશના આંસુઓથી તેની મ્હોર-દારના આંસુઓમાં મલી ગયાં.

"અફસોસ, અફસોસ!" તે રડતાં બોલ્યો "શું આપણને કાંઇબી આશા નથી? આપણ ત્યારે મરીજ જઇશું. આવી ઉજ્જડ જગ્યાપર?"

"ચાલો આપણી બચ્ચી આગલ જઇએ અને ત્યાં જઇને ત્રણે સાથે મરીએ" અઝીઝમ ફરીથી બોલી "અરે મેં મ્હારા બચ્ચાને છોડયુંજ નહીં હતે તો કેટલું સારૂ થતે."

ઐયાશે ઘોડાને પાછો ફેરવ્યો, મગર હવે તેનામાં તે શક્તી નહીં હતી કે જેથી અઝીઝમને ઉંચકીને ઘોડાપર મુકે. તેથી, ઘોડાને ત્યાંજ છોડી દીધો. અને તેઓ ઘસડાતાં પેલા ઝાડ પાસે ગયાં. ઝાડ પાસે જઈ પહોંચતાં તેઓએ જોયું તો એક મોટો નાગ ઝાડના તે ડાંખલા પર વીંટલાઈ ગયો હતો અને તેણે પોતાની ફેણ તે બચ્ચાના માથા પર પહોલી કીધી હતી. ઐયાશ અને અઝીઝમના પગલાંથી તે નાગે પોતાની વીંટ છોડી દીધી અને ત્યાંથી ચાલી જવા ગયો કે નબળા ઐયાશને જાણે સુર આવી ગયું, તેણે પોતાનું સઘળું ઝોર જમાવ્યું, અને પેલા નાગને પોતાના હાથમાંની લાકડીથી મારી નાખ્યો. પછી તે ઝાડપર ચઢી ગયો અને તેણે તે બચ્ચાને બાંધેલું છોડયું અને તેને તેની માદરના હવાલામાં આપવા ગયો. મગર. અઝીઝમ પાસે આવતાં તેણે અઝીઝમને ઝમીનપર પર પડેલી જોઇ! તેણે અઝીઝમને બોલાવી, મગર તે જ્યારે નહીં બોલી ત્યારે ઐયાશે તેને મરણ પામતી ધારી.

"અફસોસ!" બચ્ચાને બાજુએ મુકી દઇને તે કપાલ ઉપર હાથ મારી બોલ્યો "કમતાકતીને લીધેજ એ મૌતને કરીબ થવા પામી. અરે, મ્હારી ખુબસુરત મહોરદાર, તું મહને છોડી ગઈ? આપણા મકાનપર તહારી ખીદમતમાં દાસીઓ રહેતી હતી, તું મુખમલના બીછાણા પર સુતી હતી, અને તુને આરામો આસાએશની દરેક ચીઝ મલતી હતી. મગર, હીંયા તો તહારા દાકેલા શરીરની લાશ પત્થરોની ઝમીનપર પડી છે, ઉજડ જગ્યા ઉપર પડી છે, અને હીંયા હવે તહારાં મોંહામાં રેડવા માટે પાણીનું એક ટીપુંબી નથી, ખુરાક નથી, કોઇ મદદબી નથી. અરે, મ્હારી પ્યારી બચ્ચકી મહોરદાર, મ્હારી વફાદાર નેક બાનુ, તુને આવી હાલતમાં જોવી એ

અતીષ્ય દીલગીરીભર્યું છે."

તે પોતાની ધણીઆણીને ઘણો ચાહતો હતો અને તે પોતાના દુખમાં મોટેથી પુકાર પાડી રડતો હતો, મગર, એક નાતવાન હાથ લંબાયો અને તેથી તેના દીલમાનો બુજ્નાઇ જતો ચીરાગ પુર રોશનાઈમાં આવ્યો. તે અઝીઝમનો હાથ હતો, તેની આંખો પણ ખુલી ગઈ, અને તે ફીકું હસવા લાગી.



# પ્રકરણ ૨ જું.



## મદદ.

તેવામાં એકાએક તે ઉજડ પાહડી જગ્યાપર ત્રણ ઘોડેસ્વારો આવી લાગ્યા, જેઓ એમથી તેમ થોડુંક તે તરફ કાંઈ શોધવા સારૂ ફરતા જણાતા હતા, અને તે ત્રણમાંનો એક જે વૃધ્ધ હતો અને જેનો લીબાસ ભપકાભર્યો હતો તે બુમ પાડી બોલ્યો "આએ તે ઝાડ છે!" અને ઘોડેથી ઉતરીને તે તે ઝાડ પાસે ગયો. અને ત્યાં જવા પછીથી તેણે ખુશીના આવાઝથી પુકારી કહ્યું "અને તેજ નાગ છે." તે પીરમર્દની બુમથી તેની હમરાહના બે જવાનો દોડી ગયા, એકે ઘોડાઓને પકડી રાખ્યા જ્યારે બીજો પોતાના શેઠની પાસે જઈ ઉભો. ત્રૈવાશે જે નાગને માર્યો હતો તે નાગને તેઓ તપાસવા લાગ્યા. થોડીવારે પેલા બુઢ્ઢા શખ્સે કહ્યું "આ નાગને

કોઇએ હમણાજ મારેલો લાગે છે અને હું ધારૂંછું કે આ તરફમાં કોઇ માણસ હમણાં હશેજ. મ્હારી ઝીંદગી જેને બચાવી છે તેની તપાસમાં જવાની આપણી ફર્ઝ છે. હું આ નાગને મારી મારો જાન બચવનાર શખ્સને જરૂર બદલો આપીશ."

અઝીઝ વાંચનાર, ગરદીશીમાં સપડાયલા તે ત્રણને બચાવવા માટે પાક પરવરદીગારે પરદા પાછલથી પોતાનો પ્યારો મીઠો હાથ મદદમાં તે અઇન વખ્તપર બહાર કાઢયો હતો: અહહા! પાક ખુદાની શાન!—થયું એમ, કે કંદહાર અને ઇરાનની વચ્ચે વેપાર ચલાવનાર એક બુઝોર્ગ વેપારીને (ઐયાશ અને તેની પ્યારી મ્હોરદાર અને બેટી જે વખતે ભુક અને પ્યાસથી મરી જવાની અણી ઉપર આવ્યાં હતાં) તે આગલી રાત્રે એક સ્વપ્નો આવ્યો. વેપારીએ ખાબમાં પોતાને એક પાહાડની જગ્યા આગળ ફસેલો જોયો. અને ત્યાંના એક ઝાડપરથી એક નાગને પોતાની તરફ ડંખ મારવા આવતો જોયો. તે દેખાવથી વેપારીને ઉંઘમાં એટલી તો ધાસ્તી લાગી કે તે ઝબકી ઉઠીને જયારે બીછાણામાં બેઠો ત્યારે તેનું શરીર તમામ ધ્રુજતું હતુ. તુરતજ તેણે પોતાના સ્વપ્નાની તાસીર મનમાં વાંચી અને તે બક બકયો "તે નાગ મ્હારો દુશમન છે અને જો તેને મારી નાખવામાં નહીં આવશે તો જરૂર તે કોઇ ને કોઇ દીવસે મ્હારો જાન લેશે. તેથી સ્વપ્નામાં જોયલા પાહાડ તરફ હું જાઉં અને તે નાગને મારી નાંખુ."

પરવરદીગારે પાક દુખમાં ફસેલા આદમીઓને કોઇ ને કોઇ વાતે મદદ પહોંચાડે છે: પેલા પીરામર્દનું સ્વપ્નું તો સીર્ફ એક બહાણું હતું! અને તે બહાણાથી પેલાને વહેમ ગયો, તે પોતાના માણસો

સાથે સહવારના પહોરમાંજ બહાર પડયો, સ્વપ્નામાં જોયલા પહાડને શોધતાં ચાર પાંચ દીવસબી થઇ જાય તે માટે તેણે ખુરાક અને પાણી પુરતાં જથ્થામાં સાથે લઇ લીધું, અને જ્યાં એયાશ હતો ત્યાંજ તે થોડીજ મુસાફરી પછી આવી લાગ્યો.

નાગને મારનારને શોધવા માટે તે મુઝોર્ગ શખ્સને બહુ દુર જવું નહીં પડયું, નઝદીકમાં પાહાડની આડમાં ભુકમરાથી મરવા પર આવેલાં તે ત્રણે હતાં.

"પેલા ઝાડની નીચે પડેલા નાગને કોણે માર્યો તે તહમે જાણો છો?" પેલા વૃધ્ધે અઇયાશને પુછયું.

"તે નાગને મેં માર્યો" અઇયાશે પડતાં પડતાંબી ઉઠીને પેલા મુઝોર્ગને ઇજ્જત આપીને કહયું "આ મ્હારી છોટી લડકીના શરીર આસપાસ ત વીટલાઇ ગયો હતો જેને મેં માર્યો."

તે મુઝોર્ગ બોલ્યો: "અમીરી ખસલહતના નેક શખ્શ, હુ એમ સ્હમજું છું કે તે નાગને મારવામાં તેં મ્હારો જાન બચાવ્યો છે" અને તેણે પોતાના સ્વપ્નાની વાત કહી "હું તહમને તેનો બદલો આપવા માંગુ છું. તહમને કેવી રીતે હું મદદ કરી શકું તે તે મ્હને આપ જણાવી દો. હું આપને બહુ તકલીફમાં જોઉં છું."

"ખુરાક. પાક પરવરદીગારને ખાતીર થોડો ખુરાક અને થોડું પાણી આપો." અઇયાશ એકદમ તે પીરમદના પગો ઉપર પડીને બોલ્યો "મ્હારી મહોરદાર બીચારી ભુકથી મરે છે."

તુરતજ તે ધણી-ધણીઆણીને ખાવાપીવા માટેની ચીઝો આપવામાં આવી જે તેઓએ અતી ધણી ઉતાવળથી ખાઇ પી પાક

ખુદાના શુકરાના કીધાં.

પેલા વેપારીએ પોતાના નોકરોના ઘોડાપર ઐયાશ અને તેની મ્હોરદારને બેસાડયાં અને ઐયાશે પોતાની* બેટીને પોતાના ખોળામાં મુકી લીધી. તે વેપારીના મકાન તરફ જવા સારૂ હવે તે છની મુસાફરી શુરૂ થઇ. થોડાક માઇલો કાપવા પછી તેઓ તે મુઝોર્ગ વેપારીના એક ઓળખીતાને ત્યાં જઇ લાગ્યા કે જે શખ્સ રમલ નાંખનાર હતો. તે શખ્સને બધી વાત કહેવામાં આવી, જેણે કહયું કે ઉજડ જગ્યાપર જન્મેલી અને માબાપથી તજી દેવાયલી તે બાળકી એક મોટી પાદશાહ બેગમ થનાર હતી અને ખુબસુરતીમાં ઘણી આલા નીકલનાર હતી.

ઐયાશ અને અઝીઝમે તે ભવિષ્યવાણી હસ્તાં હસ્તાં સાંભલી, અને ઐયાશ બોલ્યો "અમે ત્રણે ભુકથી મરી જતાં હતાં, અને મ્હારી બેટી એક મોટી પાદશાહબેગમ થશે એ વાત ખચ્ચીતજ હસ્વા સરખી લાગે છે. અમે બન્ને તો માત્ર એવી દુઆ કરીએછ કે અમારૂં એટલું બચ્ચું જીવતું રહે, બસ."

"આ વાત હસ્વા સરખી નથી." તે રમલ નાંખનારે કહયું "સીતારાની ચાલ ખોટી પડતી નથી. ઓ અમીરી ખસલહતના નેક ઐયાશ, તહમારી બેટી ઇરાનના સીહા પાહાડમાં સુફેદ સીતારા મીસાલ જન્મી છે, મગર એક દીવસે તે કોઇ મોટી પાદશાહતની રાણી થશે, તખ્તની બુલંદીપર બીરાજશે."

---

# પ્રકરણ ૩ જું.

## બુલંદ બખ્ત.

પોતાના મદદગારનો ઘણો ઉપકાર માની અઇયાશ હવે હીન્દુસ્તાનની મુસાફરીએ નીકળ્યો, અને થોડા દીવસ પછી લાહોરમાં મ્હોરદાર અને બેટી સાથે આવ્યો. અઇયાશ પોતાના સગા અસીફખાનને ઘર રહયો, તે અસીફખાનના હોદ્દાના કારોબારમાં મદદ આપવા લાગ્યો, અને થોડા વખત પછી અઇયાશને પાદશાહ અકબરની રૂબરૂમાં જવાનો મૌકો મળ્યો.

કોઇની બી સાથ ભલાઇ કીધેલી કદીબી ફોકટ જતીજ નથી એવો પવિત્ર કુદરતનો નીયમ છે. અઝીઝ વાંચનાર.—પાદશાહ અકબરના પીદર હુમાયુનને પોતાના દુશમનોથી બચીને જ્યારે ઇરાન જવું પડયું હતું ત્યારે આ અઇયાશના પીદરે હુમાયુનને મદદ કીધી હતી. અકબર તે વાત જાણતો હતો, અને તેથી હમણાં જયારે અઇયાશ તેની રૂબરૂમાં આવ્યો ત્યારે પોતાના બાપને અઇયાશના બાપે કીધેલી મદદ પાદશાહને યાદ આવી. પાદશાહ અકબરે અઇયાશને મોટી ઇઝઝત આપી, અને તેને પાદશાહીખાતાના કારોબારપર નેમ્યો, રફતા રફતા તેને ખઝાનચી બનાવ્યો, અને ઇરાનથી હીન્દુસ્તાન આવ્યા પછીના થોડા વરસમાં તો તે અકતામાદ-ઉદ-દઉલ્લાનો ખેતાબ મેલવવા પામ્યો.

પેલી છોટી બચ્ચી જે હવે મોટી થતી હતી તેનું નામ મીહરૂન્નીસા યાને અઉરતોનો આફતાબ મુકવામાં આવ્યું. તે ખુબસુરત

છોકરી ગુલાબના ફુલની પ્યારી પ્યારી કલીની માફક ઉછરતી ઉછરતી હતી, અને તેનું મગઝ પણ તેજ મીસાલ અકલમંદીમાં બીલકુલ ગુલાબસા ખુશબુદાર હતું. જેમ સુર્ય પોતાના ચલકતા તેજથી બધા સીતારાને ઢાંકી દે છે તેજ મીસાલ મીહરુન્નીસાની ખુબસુરતી બધી ખુબસુરતીઓને દબાવી દે તેવી ચલકી. તે ખુબસુરત છોકરી પોતાની સાથમાં રમનાર બધી છોકરીઓની સરદારી લેતી હતી, અને લાહોરના પાદશાહી બાગમાં ખેલની વખ્તે મીહરુન્નીસા બધી છોકરીઓની રાણી થતી હતી.

અઇયાશ અને અઝીઝમ પોતાની અતી ખુબસુરત છોકરીની કેળવણી પાછળ ઘણું ધ્યાન આપવાં લાગ્યાં. પાદશાહ અકબરના રાજ્યમાં કેળવણીનું બી ઘણું સુખ હતું અને તે કેળવણીના પ્રતાપે અમીર અઇયાશની બેટી મીહરુન્નીસા હીન્દુસ્તાનની અતી કેળવાયલી પાદશાહબેગમ તરીકે વખણાઇ ગઇ હતી. પાદશાહી ઝનાનામાં મીહરુન્નીસા જતી હતી, અને ત્યાં અકબરની વડી બેગમ રોખીઆ સુલતાના અને સલીમની માદર પ્રખ્યાત જોધબાઈ તેને પ્યારથી પોતાની પાસે રમાડતાં અને કેળવતાં. ચાલાક મીહરુન્નીસા તે પાદશાહબેગમોની સાથમાં થોડો થોડો વખત રહેવાના સબબથી ઘણી હુસ્યાર થઇ અને પાદશાહીખાનાના રસ્મો રવીશોથી માહીતગાર થઇ.

કેળવણીમાં તમામ પ્રકારે ખુબસુરતીનો તે આફતાબ મીહરુન્નીસા બહરતો ગયો: તે સંગીતમાંબી કમાલ કરતી હતી, અને જવાન તે છોકરીના નાઝુક ગલાંમાંથી જે મધુરો આવાઝ નીકલતો હતો તેનીપર તો સલીમની માદર જોધબાઇ ગોયા પરવાના મીસાલ દીવાની બનતી!

પોતાની છોકરીની જવાની અને અતી ખુબસુરતીને લીધે તેને કોઇ જાળમાં ગીરફ્તાર કરે તેથી ગભરાઇને અઝીઝમ પોતાના શૌહરને કહેતી "પ્યારા, આપણી બેટીની ખુબસુરતી કોઇનેબી ઘાયલ કરવાને પુરતી છે, અને હવે જો જલદીથી એનાં શાદી કરીએ તો સારી વાત થશે."

પાદશાહ અકબરની દરબારમાં એક તુરકોમાન અમીર હતો, જેનું નામ આકૃતા જીલો હતું. આ અમીરે એક વખ્તે પોતે એકલાએજ હત્યાર વગર સીંહને ચીરી નાખ્યો હતો અને તેથી પાદશાહે ખુશી થઇને તેને "શેર અફ્ઘન" નો ખેતાબ આપ્યો હતો. આ ખેતાબ પછી આકૃતા જીલો નામ ભુલાતુ ગયું, અને તે બાહાદુર શખ્સને બધાં શેર અફ્ઘનના નામથીજ ઓલખવા લાગ્યાં હતાં.

આ હીમતવાન અને પ્રખ્યાત અમીર જે પાદશાહ અકબરની દરબારમાં ઘણો માનીતો હતો તેની સાથે અઇયાશ અને અઝીમની અતી ખુબસુરત લડકી મીહરુન્નીસાને અદરાવવામાં આવી.



# પ્રકરણ ૪ થું.

## નીરાશ થયલો શાહજાદો.

પાદશાહ અકબરના રાજ્યમાં નવા વરસ યાને નવરોઝની રાત્રે પાદશાહી મહાલના ઝનાના બાગમાં મેળો ભરવામાં આવતો હતો, જે મેળામાં દરબારના અમીરોની, રાજાઓની, ઝમીનદારોની અને પાદશાહતના તમામ તાલુકદારોની ધણીઆણીઓ પોતપોતાની તરફથી દુકાનો ખોલીને બેસતી. તે બાનુઓ પોતપોતાને ગામથી નવી નવાઇની ચીઝો લાવતી જેથી નવરોઝી મેળામાં તરેહવાર નવી અને કીમતી•અચ્છી ચીઝો મલી શકતી. મજકુર ચીઝોના ખરીદદારો પાદશાહ પોતે, તેની પાદશાહબેગમો અને રાણીઓ, અને પાદશાહી કુટુંબની બાનુઓ હતી. આ નવરોઝ બાઝારની અંદર સીર્ફ એકજ મર્દ જઇ શકતો હતો અને તે પાદશાહ અકબર પોતે હતો. જે બાનુઓનો ચહેરો હંમેશા નીકાબ પાછલ છુપાયલો રહેતો હતો તે સુંદર ખુબસુરત ચહેરાઓના દર્શન તે રાત્રે અકબરની આંખોને થઇ શકતાં હતાં. જે વખ્તે કેટલીક અર્ઝ થતી અને કેટલીક રઝામંદીઓ અપાતી હતી.

પાદશાહ અકબરની વડી બેગમ રૈખીઆ સુલતાનાએ નવરોઝ બાઝારમાં અઝીઝમ બીબીને અત્તરની દુકાન ખોલવા કહી હતી. ગુલાબનું અત્તર બનાવવામાં અકતીમાદ-ઉદ-દઉલાની તે ખુબસુરત મ્હોરદાર ઘણી જાણીતી થઇ હતી, ઇરાનથી એ હુન્નર તે શીખી આવી હતી, અને તેણે નવરોઝી મેલામાં ગુલાબના અત્તરની એક

આરાસ્તા દુકાન ખોલી, જ્યાં પગ મુકતાંજ માણસનું દીમાગ તે પ્યારા પ્યારા ખુશબુથી તાઝગીમાં તર થઇ જાય.

તે અત્તરની દુકાનપર પોતાની માદર અઝીઝમ સાથે મીહરુન્નીસા પણ બેઠી હતી. થોડે વખ્તે મેળામાં વાત ફેલાઇ રહી કે પાદશાહ આવી પહોંચ્યા છે. અકબર પોતાની માનીતી બેગમ સાથ મેળામાં ફરતો હતો, પોતાની પાદશાહતની જંજાળો ભૂલી જઇને તે એક દુકાનથી બીજી દુકાનમાં ફરી ડક્કાની મસલીન, કશમીરની ઝરદોઝી, અને ગામગામોની હુન્નરમંદી જોતો હતો. આખીર તે ત્યાં આવ્યો જ્યાં અઝીઝમ બીબીની દુકાન હતી. અઝીઝમ રેખીઆ સુલતાનના સાથ વાતે વલગી હતી, તેવામાં રેખીઆ અકબરની આગલ વધી કહેવા લાગી "જેહાંપનાહ, અકતીમાદ-ઉદ-દઉલાની બાનુએ જે હુન્નરમંદીથી ગુલાબનું અત્તર બનાવ્યું છે તે ખરીદવાની હું આપ સરતાજને અર્ઝ કરૂંછું."

અકબરે અઝીઝમ બીબીની દુકાનમાંના તમામ અત્તરનું વઝન પુછ્યું અને તે વઝનની બરોબરનું સોનું આપીને તે સઘલું ખરીદી લીધું. તે વખ્તે અકબરની આંખો મીહરુન્નીસાના ચહેરાપર પડી જે છોકરી પોતાની નવજવાનીના બહારમાં સત્તર વરસની ગુલેનવચા હતી. અકબરે એક પીતાની માફક તે લડકીના ખભાંપર હાથ મુકીને તેને મુબારકબાદી આપતાં કહ્યું "બેટી, મ્હારી દરબારમાં શેર અફ્ઘન ઘણો મોટો હોદેદાર છે અને હું પોતેબી ત્હારા જેવી એક બેટીનો હાથ તે અમીરના હાથમાં મુકવાને વાસ્તે એક પળબી થોભું નહીં. અચ્છી લડકી, ત્હારા જેવી ખુબસુરતીની સંભાલમાં એક મઝબુત અને ઝોરાવર સરદાર જોઇએ. પાક ખુદા ત્હારા

સંભાલનાર તો છે, મગર શેર અફ્ઘનની લાયકીઓને લાયક તું બેટી છે. જે શેર અફ્ઘન જેવા બાહાદુર અને લાયક અમીરની બસી મ્હોરદાર થવા માટે પાક પરવરદીગાર ત્હારો મદદગાર થાય."

મીહરૂન્નીસા લજ્જાથી લાલ થઇ ગઇ. જ્યારે પાદશાહ અકબર ત્યાંથી પસાર થઇ ગયો કે તે પોતાની માદરની પાસેથી સટકીને મેળામાંના ગુલાબજળથી ઉડતા ફુવ્વારા તરફ ગઇ. ઝરદોઝીથી કીમતી બનેલી પોતાની સપાટ ત્યાં કાઢીને મીહરૂન્નીસાએ પોતાના પગપર જુહલતાં કપડાંની રૂપેરી દામન સ્હેજ ઉંચકી પોતાના ગોરા ગોરા પગો તે ફુવ્વારાની ન્હાની તલાવડીમાં ડુબાડયાં અને છોકરીયાના અદાથી ગમત લેવા લાગી. માહાતાબનું ઠંડુ સુફેદ સુંદર અજવાળું મીહરૂન્નીસાના ખુબસુરત ચહેરાપર પડેલું હતું, તે ચહેરાના બબરૂપર પડેલા કાલાં ઝુલ્ફો ટરાની રીતથી પહેડેલી મોલીની સેરે જુદા થઇને ખભાંપર બેઉ તરફમાં જુહલતાં પડયાં હતાં, અને ગરદન આસપાસ તેવાજ કીમતી મોતીની એક માલા વીટલાઇને લટકતી હતી. પાદશાહ અકબરે શાદીની વાત કીધી હતી, લેકીન આ ગુલેનવ-ચાથી તો તે વાત ઘણી દુર હોય તેમ તે એક બાળકની મીસાલ ફુવ્વારાના પાણી સાથ ગેલ કરતી હતી!

આ વખ્તે શાહઝાદો સલીમ મેળામાં ફરતો હતો! તે ચોરી છુપીથી દાખલ થયો હતો, અને પોતાના પીદર મુલ્કની અચ્છામાં અચ્છી ખુબસુરતીઓને નીહાલતો તે વાતથી તેને અદેખાઇ ઉપજી હતી. સલીમે પોતાના મનમાં વિચાર કરી રાખ્યો હતો કે પોતે જ્યારે પાદશાહ થાય ત્યારે એવા એવા મેળા અનેક શુભ પ્રસંગે ભરાવવા. પોતાના વખ્તમાં એવા મેળાઓ કરવાના વિચારોના સ્વપ્નામાં

લીન થયલા ધ્યાનમાં ને ધ્યાનમાં સલીમ તે ફુવ્વારા પાસે આવી લાગ્યો જ્યાંના પાણીમાં બેધ્યાનપણે ખુલ્લા પગો ડુબાડીને મીહરૂન્નીસા ઉભી હતી. મીહરૂન્નીસાને જોઇને સલીમ છક થયો! તે ગોયા પત્થરના પુટલા મીસાલ સ્તબ્ધ થઇ ઉભો! તે ચહેરાની ખુબસુરતી અને તે શરીરનો દોલદાર અચ્છો ઘટમ તેણે કદીબી અગાઉ જોયો નહીં હતો. તે વીચારવા લાગ્યો કે તે પોતે સ્વપ્નો જોતો હતો, ખાબમાં હતો, યા ઝીન્દગીની બીદારીમાં?

"કેવી ખુબસુરત? કેટલી બધી ખુબસુરત?" મીહરૂન્નીસાનો હવે એકાએક તે તરફ ફેરવાયલો ચહેરો જોઇને તે મનમાં બોલ્યો. તે બેઉની આંખો એક થઇ ગઇ, ચાર આંખો એકમેકમાં દુરથી મલી ગઇ, અને મીહરૂન્નીસા કોઇ ખેંચાણથી ખેંચાઇને શર્મથી જુહકી ગઇ. તેણે પોતાની ચશ્મો નમાવી દીધી. તે છોકરીને કયાં ખબર હતી કે તેના બુલંદ કીસમતનો સીતારો તે ફુવ્વારા પાસે પહેલવહેલી વખ્ત તેની આંખોની સામે આવીને ઉભો હતો!

"ખુબસુરત બાનુ, આપ કોણ છો? કોઇ પરી છો કે જે બાહીસ્તથી ચોરીછુપીમાં ન્હાસીને આ દુન્યાપર ભુલી પડી છે?" સલીમે હસીને પુછ્યું, મગર તેની આંખો તો પ્યારની ઝંજીરમાં અસીર હતી.

મીહરૂન્નીસા હસી પડી. તેનો મીઠો વાજીંત્રીક ખુશ આવાઝ હોટોથી બાહાર પડયોઃ "નહીં, સાહેબ, હું પરી નથી, હું તો સીફ અકતીમાદ–ઉદ–દઉલાની લડકી છું."

"અકતીમાદની બેટી! ઓ, ત્યારે તું તેજ મીહરૂન્નીસા છે, જેની અતી ખુબસુરતીની વાત મ્હારા કાનોપર આવી પડી હતી.

સાંભળેલી વાતને હું સહરાધાતી સ્હમજતો હતો, લેકીન આજે હુ તે માનુંછું."

"આપ કોણ છો ?" શર્માઇને મીહરુન્નીસાએ પુછ્યું.

"હું ? હું, સલીમ. પાદશાહ અકબરનો બેટો." મીહરુન્નીસા તેને જોવા છતાં ઓળખતી નહીં હતી તે જાણીને અજાયબી સાથે સલીમે જવાબ આપ્યો.

"કોણ ? સાહેબ—આલમ !" મીહરુન્નીસાએ લગભગ ગભરાઇને કહયું; અને પછી સલીમને ઝુહકવા લાગી.

"ન ઝુલકો, હું આ બાગમાં એક સાધારણ માણુસની માફક આપને મલુંછું, માટે ન ઝુલકો." સલીમે તુરત કહી દીધું "ચાલો, મ્હારી સાથમાં આ બાગની અંદર થોડુંક ફરો."

મીહરુન્નીસા તે પાદશાહઝાદાના શબ્દોને અપમાન કરી ન શકી, તે તેની ઇચ્છા મુજબ થોડી હીંયાં ત્યાં ફરી, અને પછી બોલી "મ્હારે મ્હારી માદર પાસે હવે જવું જોઇએ" અને તે એક હરણીની માફક ત્યાંથી સટકી ગઇ, અને પોતાની માદરની પાસે જઇ ઉભી.

હવે, સલીમનું દીલ તેના હાથોથી ગયું! શરાબની નશામાં જેમ એક આદમી સરશાર બની જાય, તેમ સલીમ ,પ્યારની નશામાં ગોયા મદહોશ બની ગયો! તે રાત્રી પછી સલીમના દીવસો બસ "મીહરુન્નીસા—મીહરુન્નીસા—મીહરુન્નીસા" નાજ ખ્યાલોમાં પસાર થવાં લાગ્યાં.

એક દીવસે સલીમને વીચારમાં લીન થએલો જોઇને તેને બચ-

પુણથી દુધ પીવાડનાર તેની ખીદમત કરનાર ઔરત જેને તે "દુધ-મા"ના ઇલકાબથી બોલાવતો હતો તેને સલીમના માથાપર હાથ ફેરવીને કહયું "બેટા, શું વીચારમાં એટલો બધો ગીરફતાર છે?"

"દુધ-મા," સલીમ ગળગળા આવાઝથી બોલ્યો "તું અકતી-માદ-ઉદ-દઉલાની બેટીને ઓળખે છે?"

"હા, હું તેને ઓળખું છું" બારીક નઝરેથી સલીમને જોતી રહીને તે બુઢ્ઢી બોલી "તું તેને વાસ્તે શું કહેવા માંગે છે? તે તો શેર અફ્ઘન સાથ અદરાયલી છે."

"હું તેને ચાહું છું" સલીમ બોલ્યો "અને દુધ-મા, તમે મ્હને આ બાબદમાં મદદ આપજો. હું તેનીપર કાગલ લખવા માંગુ છું, અને તમે તે કાગળ લઇ જજો."

"પણ શેરઅફ્ઘન મીહરૂન્નીસા સાથે અદરાયલી છે." તે વૃધ્ધ બાનુએ કહયું.

"સાહેબ-આલમને માટે શેરઅફ્ઘન શું પોતાનો હાથ તે ખુબસુરતી ઉપરથી ઉઠાવી ન લે?" સલીમ બોલ્યો "દુધ-મા, તું જા, તું મ્હારો ખત લઇ જા અને તેનો જવાબ લાવ."

પ્યારના એકથી અનેક કાગલો લખાયા અને તેના જવાબો મલ્યા. અઝીઝમ બીબી પોતાની બેટી માટે ઉમંગી બની હતી, અને તે બુલંદ નઝર દોડાવતી હતી. અને, મીહરૂન્નીસાનું બી મન તખ્તની તરફ દોડયું! મગર, સલીમની દુધ-મા બીધી. તે બુઢ્ઢી જાણુતી હતી કે પાદશાહ અકબરની નઝરમાં શેરઅફ્ઘન અને ઐયાશ ઘણા માનવંત હતા. અને, આ કામની જો પાદશાહ, શેરઅફ્ઘન, કે ઐયાશ

કોઇનેબી ખબર પડી તો તેની પોતાની કમબખ્તી હતી! તેથી, સલીમની દુધ–માએ વધુવાર કાગલો નહીં લખવાની સલીમને સલાહ આપી, સલીમે છેવટનો એક કાગલ લઇ જવા ખુબ દબાણ કર્યું, અને જયારે તે બુઢ્ઢા તે લઈ જવા ખુશી થઈ ત્યારે સલીમે પરણવાને માટેનો પોતાનો છેવટનો બધો ઉભરો તે કાગલમાં ખાલી કરી દીધો!

ચીન્તા અને વસવસાને આધીન થઇને સલીમની દુધ–માએ તે કાગલ મીહરૂન્નીસાના પીદરને આપી દીધો અને ઐયાશ તે વાંચીને બેકરાર બની ગયો. તેણે તે કાગલથી પોતાની મ્હોરદારને વાકેફ કીધી, જયારે અઝીઝમે તેને સલીમ તરફથી મીહરૂન્નીસાપર આવેલા પ્યાર ભર્યાં બીજા કાગલોથી વાકેફ કીધો. ઐયાશ પોતાની મ્હોરદારની નઝર કઇ બુલંદીપર દોડતી હતી તે સહમજી ગયો. પાદશાહી ગાંઠ સંધાવામાં કેટલા પેચ વળના હતા તેથી ઐયાશ માહીતગાર હતો. વળી, ઐયાશ ઘણો અસીલ હતો, તે શેર અફધનને આપેલા વચનનો ભંગ કરવા માંગતો નહીં હતો. તેણે પોતાની બેટીને પોતાની નઝદીકમાં બોલાવીને કહયું "મ્હને સાંભલી લે, મ્હારી બેટી, કે શાહઝાદાએ તુને ચાહી છે તે તેણે તુને એક ઘણું મોટું માન આપ્યા સમાન છે, અને મ્હારી જગ્યાપર કોઇ બીજો બાપ હોય તો તે તુરતજ શાહઝાદા સાથે પરણવાની તુને રઝા આપે. મગર, હું જે બધું જોઉં છું તે ત્હારા માન અને સુખના ભવિષ્ય માટેજ. મ્હારી બચ્ચી, ત્હારીપર શાદીની માંગણી આવી છે-તે સીર્ફ શાહઝાદાની પોતાની તરફથી આવી છે, અને ત્હારે એટલુ યાદ રાખવું જોઇએ કે તેમાં પાદશાહ અકબરની ખુશી કે તેના હુકુમની રઝામંદી નથી. વલી, એટલુંબી યાદ રાખજે કે કઉલને પાલવાવાલો માણસ હું છું, મેં શેર-અફધનને કઉલ આપ્યો છે કે ત્હારો હાથ તેનાજ હાથમાં મુકવો.

આલા ખ્યાલાતોના અમીર અને બાહાદુર શેરઅફ્ધનની તું અદરાયલી મ્હોરદાર છે. શેરઅફ્ધનની મ્હોરદાર તરીકે તુંને ખાત્રી ભરેલી એક સારી માનવંતા જગ્યા મલશે, મગર શાહઝાદાનો હાથ જો તું પકડશે તો ત્હારા નસીબમાં વલી કોઇ જુદીજ જગ્યા રહેશે. શાહઝાદો તો અત્યાર અગાઉનો પરણેલો છે અને તેની મ્હોરદાર રેબાબેગમ તરીકે ઓળખાય છે. વલી, શાહઝાદા સલીમની તે મ્હોરદાર રેબા બેગમને ખુશરૂ નામનો એક છોકરોબી થયલો છે, જે છોકરો અને રેબા બેગમ પાદશાહ અકબરના બહુ માનીતાં છે. બેટી, શાહઝાદાને પરણવાથી તુને કાંઈ શાહઝાદાના ઝનાનખાનામાં પહેલી જગ્યા ન મલશે, અને હજુણગી ભવિષ્યમાં શાહઝાદો બીજી મ્હોરદારો નહીં કરે તેનીબી કોઇ ખાત્રી નથી. અને તેથીજ, તું શાહઝાદાની ઘણી બેગમોમાંની એક તરીકે ઓળખાશે. વીચાર કર, મ્હારી અચ્છી બચ્ચી, વીચાર કર, તું ત્હારી ઝીંદગીનો નાશ કરે અને મ્હારા વચનનો ભંગ કરે તે અગાઉ ખુબ વીચાર કર."

પોતાના પીતાના શબ્દોની સચ્ચાઇ હવે મીહરૂન્નીસા સમજી ગઈ, અને શાહઝાદાને પરણવાથી તે તેની બીજી એવી કયકાંઇ ન્હાની બેગમોમાંની એક કહેવાશે તે કારણે તેનાં મનમાં વસાવેલો ખ્યાલબી પળટીને ટળી ગયો. તેથી, મીરૂન્નીસાએ શાહઝાદાનું તે છેલ્લું કાગલ તેની ઉપર પાછું મોકલતાં કહેવડાયું કે " અકમીતાદ ઉદ-દઉલાની બેટી મીહરૂન્નીસા તો અત્યાર અગાઉની પ્રખ્યાત શેરઅફ્ધનની મ્હોરદાર થવા માટે અદરાઇ ચુકી છે."

મગરૂર સલીમ તે જવાબને હીકારતની નઝરથી જોવા લાગ્યો, મગર તે તુરત પોતાના પીદર અકબર પાસે ગયો અને તેણે સઘલી

વાત કહી દઈ પોતાના પ્યારથી તેને વાકેફ કીધો. અકબરે તે બાબદમાં વચ્ચે પડવા સાફ ના પાડી અને સલીમને તેની પોતાનીજ પ્યારી મ્હોરદાર રેઆબેગમના ચાહમાં સુખ માનવા કહયું.

નાસીપાસ થયલા સલીમે પોતાના પીદરના ઓરડામાંથી બાહાર નીકલતાં દાત નીચે હોટને દબાવ્યો, અને મીહરુન્નીસાના પેલા જવાબના કાગઝપર ગુસ્સાથી હાથ માર્યો.—હજુબી સલીમ ખામોશ ન રહયો. તેણે પાદશાહ નામવરની છુપેથી શેરઅફ્ઘનને પોતાની પાસ બોલાવ્યો. અને મીહરુન્નીસાપરથી હાથ ઉઠાવી લેવા કહયું. શેરઅફ્ઘનેબી સાફ ના પાડી. સલીમે શેરઅફ્ઘનને ડરાવવા માટે તેને ધમકીઓ આપી. તે ધમકીઓનીબી કાંઇ અસર શેરઅફ્ઘનપર ન થઈ. વલી, સલીમે ઐયાશનેબી ધમકી આપી.

શેરઅફ્ઘન અને ઐયાશને મલેલી ધમકીઓની ખબર પાદશાહ અકબરને થઇ તેથી તેણે શેરઅફ્ઘનને તુરતજ શાદી કરવાનો હુકમ આપ્યો અને તે બર્દવાનમાં જઇ રહે તેથી તેને ત્યાંની એક કીમતી જાગીર ભેટ આપી. અકબરે, વલી, શાહઝાદા સલીમને અલાહબાદમાં હોદો આપ્યો અને વગર ઢીલે અલાહબાદ ચાલી જવાનો હુકમ કીધો.

સલીમ તુરતજ પોતાની માદર જોધબાઈ પાસે ગયો અને તેને સ્હમજાવવા લાગ્યો કે પાદશાહ પાસે જઇને તેણે (જોધબાઇએ) કાલાવાલા કરી શેર અફ્ઘનને સ્હમજાવી મીહરુન્નીસા પરથી હાથ ઉઠાવી લેવા કહેવું.

"મ્હારા બેટા, અઝીઝ બચ્ચા" જોધબાઇએ સલીમને

કહયું "મીહરૂન્નીસા બીજાને અદરાયલી છે તેથી તું તેને ભુલી જા. ત્હારી પોતાની મ્હોરદાર કેવી ખુબસુરત અને પ્યારી છે તેનો ખ્યાલ કર. ત્હારા બેટા ખુશરૂની માતા રેબા બીસાલની સાફ દીલ અને સ્વાર્થ વગરની એકબી બાનુ આ દુન્યાપર તુને નહીં મલશે. રેબાને મેલવવામાં તું ઘણોજ નસીબદાર છે, મ્હારા બેટા. રેબાને ત્હારી આંખોની સામે તું લાવ, અને અકતીમાદ-ઉદ-દઉલાની બેટીના અજાયબ ચહેરાને તું ભુલી જા."

"માદર" સલીમ બોલ્યો "તહમારા શબ્દો અકલપસંદ અને સારા છે, મગર ત્હમે પ્યારની અસરને ભુલી જાઓછો. મીહરૂન્નીસાને હું જાનોદીલથી ચાહું છું, તેની ખુબસુરતી તેને તખ્તની માલીક બનાવે તેવી છે, અને હું તેના સરપર તાજ મુકવા માંગુછું. રેબા સાફ દીલ અને ખુબસુરત છે અને ત્હમો કહો છો તેમ સ્વાર્થ વગરની છે, મગર તે સાધવી જેવી છે, તખ્તોતાજ કાંઈ સાધુ સાધવીઓ માટે નથી. મા, પ્યારી અમ્મી, તું મ્હારો પ્યાર જે મીહરૂન્નીસા માટે છે તેને કયાંથી સ્હમજે, તેથી હું ત્હારી સાથ તે બાબદપર વધુ બોલવા માંગતો નથી. મ્હારા પીદરે મ્હને કાલે અલાહબાદ ઉપડી જવાનો હુકમ આપ્યો છે, અને જયારે તુંબી મ્હારે માટે કાંઇ કરી શકતી નથી, તો સલામ, હું જાઉં છું."

સલીમ પોતાના પીદરના હુકમ મુજબ તુરત અલાહબાદ ગયો. અને મીહરૂન્નીસાના શેરઅફ્ઘન સાથ લાહોરમાં લગન થયાં. લગન પછી તે ધણી-ધણીઆણી બર્દવાનમાં ઘણા પ્યારથી રહેવા લાગ્યાં. સલીમ તેમના લગનથી ઘણોજ નાસીપાસ થઇ ગયો, અને તે નીરાશ થયલો શાહઝાદો શેરઅફ્ઘનનો દુશમન બની રહયો.

મીહરૂન્નીસાનું ઉંચુ મગઝ પોતાના બાહાદુર ધણી શેરઅફ્ઘનની પવીત્ર સેવા કરવામાં સદા ઢલતું, અને તે ધણી નમાની રહેવા સાથે પોતાના શૌહરના કામોમાં ઉપ્યોગી થઇ. થોડા વરસ પછી તેમને ત્યાં એક બેટી જન્મી. અગીઆર વરસો સુધી તે ધણી–ધણીઆણી પોતાના દુખમાં દુખી અને સુખમાં સુખી બાગીદારો તરીકે રહયાં, અને એકબીજાનાં પ્યારમાં ખુશ હતાં.

મગર, અગીઆર વરસો પછીના એક દીવસે બંગાલમાં ખબર મલી કે માહાન અને ભલો પાદશાહ અકબર જેના સુન્હેરી રાજ્યમાં હીન્દે શાંતી, આબાદી, અને એકસંપીની નેકી ચાખી હતી તે નેક પાદશાહ બીહીસ્તમાં સીધાર્યો હતો.

માહાન અકબર મરણ પામ્યો, અને તેના તખ્તપર તેનો બેટો સલીમ, જેહાનગીર યાને દુન્યાના જીતનારનું નામ ધારણ કરીને, બેઠો — સલીમના તખ્તપર આવવાથી શેરઅફ્ઘનના મૌતનો દીવસ નઝદીક અને નઝદીક આવતો હતો.

## પ્રકરણ ૫ મું.

### શેર અફ્ઘનનું ખુન.

સલીમના પાદશાહ જેહાનગીર તરીકે તખ્તપર આવવાના સબબથી ચાલીસ રાત અને ચાલીસ દીવસ સુધી આગ્રામાં મોટી

ધામધુમ અને ખાણીપીણી થઇ. પાદશાહતની દરેક જગ્યાપરના રાજાઓ અને અમીર ઓમરાઓ તાજપોશીની ક્રીયામાં શામીલ થવા આગ્રા આવ્યા હતા, અને જ્યારે તેઓ પોતપોતાના મકાનો મહાલ તરફ પાછા ફર્યા ત્યારે તેઓ પોતાના મગઝપર ભારી દબદબાનો છાપ સાથે લઇ ગયા. આ તાજપોશીના મૌકાપર સલીમે શેર અફ્ઘનને પણ ખાસ તેડું કીધું હતું, અને શેર અફ્ઘન પોતાની અતી ખુબસુરત મ્હોરદાર મીહરૂન્નીસા સાથે આગ્રા આવ્યો. તેના મનમાં શકનો ખ્યાલ પયદા થયો નહતો. મીહરૂન્નીસા માટે પાદશાહ જેહાનગીરે પોતાની શાહઝાદાઇ ઝીંદગી વખ્તે તલબ રાખી હતી તે વાતને વરસો ગુઝરી ગયા હતા અને બાહાદુર મગર ભોલા શેર અફ્ઘનના ખ્યાલમાંથી તે બાબદ ગોયા ભુલાઇ જવા પામી હતી, તેના અમીરી ખ્યાલાતોના મગઝમાં એવું હવે ન રહયું હતું કે જે તેને ખ્યાલ આપી શકે કે પાદશાહ જેહાનગીર એક પારકા મર્દની મ્હોરદારપર હજુણબી નઝર રાખતો હતો. ભોલો અને અમીરી ખસલતનો નેકદીલ શેર, તે શું જાણે કે તેના પાદશાહની આંખો તે વખ્તેબી તેની મ્હોરદારની ખુબસુરતીમાં ડુબી રહી હતી!

પાદશાહ જેહાનગીર મોજીલો, ઝીદદી, અને ધાટકી હતો. મીહરૂન્નીસાની ખુબસુરતીએ તેની આંખોમાં ગોયા જાદુ ભરી દીધું હતું, અને તે પરવાના બીસાલ વરસો સુધી તે ચીરાગના ખ્યાલમાં મુરજાયો હતો. અગીઆર વરસો સુધી મીહરૂન્નીસાની તસ્વીર જેહાનગીરના મનમાં સદા ખેંચાયલી રહી હતી, અને હવે તે પોતાને મૌકો મલેલો જોતો હતો. મગર, પાદશાહ જેહાનગીર પોતાની રૈયતને સ્હેજબી કારણે ઉશકેરવા માંગતો નહીં હોવાથી તે આ બાબદમાં ઘણો સંભાળભર્યો થવા ચાહતો હતો.

અંતકરણ પુર્વક માન આપતો હોય તે મીસાલ જેહાનગીરે શેરઅફ્ઘનને ઘણી મોટી ઇઝઝતથી પોતાની પાસમાં બેસાડયો, અને વાત ઉપરથી વાત કરતાં જેહાનગીરે જોઇ લીધું કે તે ભોલા તુરકોમાનના દીલમાં આગલી યાદનો ગોયા પડછાયોબી હસ્તી ધરાવતો નહીં હતો. પાદશાહ જેહાનગીરે હીકમતથી કામ લીધું: તેણે પોતાના એક મસલહતીને જાણે કશીમાં નહીં હોય તેમ શેરઅફ્ઘન પાસ મોકલ્યો, અને તેની મારફતે જાણવા ચાહ્યું કે તે (શેરઅફ્ઘન) પોતાની મ્હોરદારને તલાક આપવા ખુશી હતો કે? ઉત્તમ મગઝશકતીના શેરે પોતાના જાનનાં જોખમેબી પોતાની વ્હાલી મ્હોરદારથી દુર થવાની ના પાડી અને તલાકની સુચના કરનાર પેલા શખ્સને તેણે નફ્રતની નઝરથી જોઈ થોડાક ગુસ્સાના શબ્દો કહયા.—જેહાનગીરે તે જાણ્યું, અને તેણે ઘણો વધારે સંભાળભરેલો થવાની કોશીશ કીધી. શેર અફ્ઘન જેહાનગીરની પ્રજામાં એક પ્રખ્યાત પહેલવાન તરીકે મશહુર હતો અને લોકો તે ઉમરાવ ખસલહતના પહેલવાનને ઘણુા ચાહતા હતા.

પાદશાહ જેહાનગીરે જાણે પેલા શખ્સની વાત પસંદ નહીં કીધી હોય તેમ શેરઅફ્ઘનને મોંઢેથી તે ફરીયાદ ખાનગીમાં સાંભલતાંજ પેલાને (મનલભી ઢોંગથી) પોતાની દરબારથી દુર કીધો! શેરઅફ્ઘને તે જોઈને પાદશાહ માટે પોતાને પયદા થયલો સ્હેજ વહેમ મનમાંથી તુરતજ કાઢી નાંખ્યો, અને પાદશાહ જેહાનગીરે જ્યારે આગ્રાથી પોતાની દરબાર દેહલીમાં ખશેડી ત્યારે તેબી તેની સાથમાં દેહલી ગયો. જેહાનગીરે દેહલીમાં અનેક બ્હાણાથી શેરઅફ્ઘનને થોભાવ્યો અને રાખ્યો, અને ભોલો શેર પોતાની મ્હોરદાર મીહરન્નીસા સાથ દેહલીમાં દીવસો ગુઝારવા લાગ્યો. શેર અને

મીહર બેઉ ધણીધણીઆણી પોતાના અતી ઘણા વ્હાલમાં સુખી હતાં તેટલાં એક બનાવ બન્યો:

એક દીવસે દેહલીમાં ખબર આવી કે થોડેક દુરના એક ન્હાના જંગલમાં એક અસાધારણ કદનો બહુજ વીકાલ વાઘ જોવામાં આવ્યો હતો. પાદશાહ જેહાનગીરે આ મોકો સારો જોયો, અને તેણે પોતાની સાથમાં શેરઅફ્ઘનને અને પોતાના કેટલાક અમીરોને લીધા. પેલા વાઘની છુપાવાની જગ્યાની આસપાસ દુરથી કેટલાક માઇલો સુધીનો એક ગોળાકાર ઘેરાવો ભરી લેવામાં આવ્યો, અને પછી આગ સળગાવીને તથા ઢોલતાસાના આવાઝો કરીને પેલા વાઘને છેડી મુકવામાં આવ્યો. તે વીકાલ રાક્ષસે ગુસ્સાભરી એક ગર્જના જે કીધી તે કેટલાક અમીરોના હાંજાંજ ગગડી ગયાં અને તેઓએ ચાહયું કે તેઓ દેહલીની દરબારમાંજ પાછા જલદીથી જાય તો સારૂ. અમીરોનો ગભરાટ જોઇને જેહાનગીર હસ્યો. અને મસખરી કરતાં તેણે કહયું "છે કોઇ તમારામાંથી એવો એકબી બાહાદુર કે જે એકલો એ વાઘની સામે થાય?"

પાદશાહના શબ્દો સાંભલીને અમીરોના ચહેરા ફીકા થઇ ગયા, અને તેઓ એકબીજાના ચહેરા જોવા લાગ્યા. આખીર, તેઓ બધાની આંખો શેરઅફ્ઘનની તરફ ફરી. તે બાહાદુર તુરકોમાન ચુપચાપ ઉભો હતો. તે એટલો બધો તો નમાનો હતો કે બીજા અમીરોને શર્મીંદગી નહીં પહોંચે તે સારૂ તેમની ધાસ્તી તરફ હસ્તો નહીં હતો. મગર, તેણે વીચાર કીધો કે જો પાદશાહનો બોલ કોઇબી ઉપાડી ન લે તો તેણે પોતે ઉપાડવો.

ધાસ્તીભર્યાં મન છતાંબી ત્રણ ઉમરાવોએ પાદશાહના માનીતા

થવાની લાલુચ થોભાવી નહીં અને તેઓ આગલ વધીને જેહાન-ગીરને નમ્યા. તેઓએ પોતાના હત્યારો હાથમાં લીધાં અને પાદશાહની રજા માંગી. જેહાનગીરે તેમને રજા આપવામાં ધીલ કીધી. અને તે મનમાં ચાહતો હતો કે શેર અફ્ઘન વાઘ સામે જાય, વાઘને હાથ માર્યો જાય, અને તેની મ્હોરદાર મીહરૂન્નાસાને તે પોતાને હાથ લે! મગર, જ્યારે શેરઅફ્ઘન બોલ્યો અને હાલ્યો નહીં ત્યારે જેહાનગીરના ગલામાં ગુસ્સાનો ધુંવો ગુચવાયો. તે પોતાનો ગુસ્સો છુપાવવા માંગતો હતો, અને તેથી તેણે પેલા ઓમરાઓ સાથે વાત કરવા માટે ઝબાન ઉઘાડવા ઇચ્છી કે તેજ વખ્તે શેરઅફ્ઘનનો દમા-માદર આકાર તેની તરફ આવવા માટે હાલ્યો. જેહાનગીર તે જોઇને મનમાં ઘણો ખુશી થયો.

શેરનો સાફ આવાઝ નીકલ્યો, અને તેની હીમમતભરી વાત સાંભલીને ત્યાં ઉભેલા સર્વે અમીરો ગોયા પળવાર ડંગ થઇ ગયા: "એક વાઘની સામે હત્યારથી હુમલો લઇ જવો તે કામ બેસલાહ અને નામર્દાના છે. પાક પરવરદીગારે માણસોને, તેમજ વાઘોને, અબ્યવો અને નસો બક્ષી છે. માણસોને વધારામાં તે અકકલ બક્ષી છે જેનાથી હીકમતે તે પોતાનું ઝોર આઝમાવી ફત્તેહ મેલવી શકે."

તે ત્રણે ઓમરાએ તે વાત દહેશતથી સાંભલી. "નહીં, નહીં" તેઓએ વાંધો લીધો "ઝોરમાં તો સઘલા માણસો વાઘથી કમતર હોય છે. વાઘ તો સીર્ફ હત્યારથીજ મારી શકાય."

તે સાંભલીને શેરઅફ્ઘન મગરૂરીથી બોલ્યો: "તમારી ભુલ છે, તે માટે હું જો પાદશાહ નામવરનો હુકમ હોય તો ખાત્રી કરી આપું." અને પોતાની તલવાર અને ઢાલ ઝમીનપર ફેંકતા તે પેલા

ઘેરાવાની અંદર કુદીને વાઘના મુકાબલામાં જવા તૈયાર થયો. જેહાનગીર જોકે મનમાં તો ખુશ થઇ ગયો હતો, છતાંબી તેણે શેર અફ્ઘનનો હાથ પકડીને ખેંચતા કહયું "નહીં, નહીં, શેર, આ તો હું જે બહાદુરીની આશા રાખુંછું તેથીબી વધુ થઈ જાય છે."

મરહુમ પાદશાહ અકબરના વખ્તમાં એક સીંહને પછાડીને તેનું ડાચું ચીરી નાખનાર આ પહેલવાને હવે આજે પોતાની આબરૂ ધોલાઇ ન જવા દેવાની લાલુચ કીધી, અને તેથી તે પોતાના વીચારને દુર કરી શકયો નહીં. પાદશાહના હાથમાંથી નમનતાઇ ભરી અદાથી છુટો થઈ જતાંજ તેણે કહયું "પાક પરવરદીગાર મ્હારો મદદગાર." એટલું બોલીને શેરઅફ્ઘન તે વાઘની સામે જવા પેલા ઘેરાવાની અંદર કુદી પડયો.

અજાયબીથી જોનારાઓ ગોયા પત્થરના પુતલા મીસાલ થંભ થઇ ગયા. શેરઅફ્ઘનની હીંમત સારૂ બધાઓએ વખાણ કીધી, મગર તેના ભુલભર્યા કામ માટે તેઓ કમકમ્યા. હીમતવાન શેરઅફ્ઘને વાઘ સામે કુદતાનીસાથે વાઘના ચહેરાપર એક મુકકી ગુમાવી દીધી તે જોઇને પાદશાહ જેહાનગીરબી ઘડીભર પોતાના ઘાટકી તે મનસુબાને ભુલી ગયો. ગુસ્સે થયલો વાઘ પાછલ હટીને એક મોટી ગર્જના સાથ શેરઅફ્ઘનના શરીરપર કુદયો અને શેરઅફ્ઘન તે વાઘને લડીને દુર કરવા લાગ્યો! હત્યાર વગરના તે બાહાદુર પહેલવાન અને વાઘની લડાઈ પાદશાહ અને તેના અમીરોએ દમ રૂંધી નાંખનારી ચુપકીદીથી જોઇ. આખીર, ઝખ્મી અને લોહુલુવાન થયલા શેરઅફ્ઘને જ્યારે પેલા વાઘને પોતાના શરીરથી છુટો કરીને ઝમીનપર પટકી નાખ્યો અને તેના સરને ઝમીનપર અફાલી અફાલીને તેને મારી નાખ્યો ત્યારે ઓમરાઓએ, ખુશાલીની ચીખ અને તાલીઓની

જે અર્જના કીધી તેથી ગોયા પાદશાહ જેહાનગીરના કાનોએ બહેરા મારી ગયા! જેહાનગીરે દાંતમાં આગલી કરડી લીધી!

મીહરુન્નીસાએ પોતાના પ્યારા શૌહરે કીધેલા હઓલનાક પ્રાક્રમની વાત મગરૂરીથી સાભળી, મગર જ્યારે શેરઅફ્ઘનનું લોહુ-આલુદા શરીર પાલકીમાંથી બહાર કાઢવામા આવ્યુ ત્યારે તે ગભરાઇ કે તેનો ધણી તે ઝખ્મોથી મોતના હાથોમાં જઇ પડે. અઠવાડીયાઓના અઠવાડયાં સુધી મીહરુન્નીસાએ પોતાના ધણીની નારવાર ચાલુ ખંત અને ઝહમતથી કીધી, જે વખ્તે અનેક વાતો તેના કાનોપર આવી પડી. શેરઅફ્ઘન જ્યારે થોડો વખ્ત પછી વાત સાભલવા અને તેનો જવાબ આપવા પુર શક્તીમાન થયો ત્યારે મીહરુન્નીસાએ પોતે સાભલેલી વાતો તેની આગલ કહી દીધી અને દેહલીથો તુરતજ નીકલીને બર્દવાન જવાની ખુશી બતાવી. શેરઅફ્ઘન તે સાભલીને હસ્યો, અને તેણે મીહરુન્નીસાને ખાત્રી આપી કે તે સાભલેલી વાતો અફવા હતી. તેણે વલી વધારામા પોતાની ધણીઆણીને કહયું કે પાદશાહ તેઓનો ઘણો સારો દોસ્ત હતો.

શેરઅફ્ઘન જ્યારે ચાલવા હાલવાને શક્તીવાન થયો કે તે જેહાનગીરની દરબારમાં જેહાનગીરને માન આપવા ગયો. પાદશાહે તેને ગળે લગાડયો, અને કહયુ "મ્હારા મરહુમ પીતાજી નામવરે તમને "શેરઅફ્ઘન"નો ઇલકાબ આપ્યો તે તદ્દન ખરોજ છે." અને પછી જેહાનગીરે તેને ઇઝઝત આપીને બેસાડયો અને પોતાને મલવા બીજે દીવસે પાછો બોલાવ્યો.

બીજે દીવસે શેર અફ્ઘન જેવો પાદશાહી મુલાકાતે જવા ગયો કે મહાલની સામેના રસ્તાપર તેને એક છેડાયલો હાથ્થી મલ્યો.

અજાયબી તો એ હતી કે તે વખતે ત્યાં એકકી માલુમ જણાતુ નહી હતુ ! અને શેર અફગને પોતાને એકેયો પરતા હથીઆરની ગયરહા ઝરીમા તે હાથ્થી સામે ફરી ગયયો જોતો તેની પાસે તેના કમર-બંધમા મુકેલુ એક ખંજર હતુ જે તેણે ખેંચી કાઢયુ, જેવો પેલો હાથ્થી શેરઅફઘાનપર ધસી ગયો કે શેરે પોતાનુ તમામ બળ સોયા વાપરીને પેલા ખંજરથી તે હાથ્થીની સુંઢ છેક મુળ આગળથી કાપી નાખી. પહાડ જેવા તે મોટા જાનવરે દુખની એક ચીસ મુકી ને તમમર ખાવા લાગ્યો, અને મતિના તરફડીયા મારતો એક મોટા આવાઝ સાથ ઝમીનપર તે અફળાયો

પાદશાહ જેહાનગીર આ બનાવ મહાલની એક સબીમાંથી છુપાઈ છુપાઈને જોતો હતા તેણેજ શેરઅફઘનને મારી નખાવવા માટે તે હાથ્થીને તે વખતે ખાસ છોડી મુકાવ્યા હતા અને જ્યારે તેણે જોયુ કે બાઝી આ બીજીવાર પણ ધુળમા મળી ગઈ ત્યારે તેણે દાંતપર દંત કચકચાવ્યા અને ગુસ્સાથી પોતાના પગપર મુઠી મારી.

તે બહાદુર તુર્કમાન પોતાનુ ખંજર લઈ ઉઠ્યુ અને મહાલમા પાદશાહ જેહાનગીરને જઈને મળ્યો તેણે બેધ્યાનેવાર તે હાથ્થીનીજ વાત કહી અને પાદશાહી જાનવરખાનાના એક જાનવરને મારી નાખવા માટે તેણે પાદશાહની માફી માગતા કહેયુ 'જેહાપનાહ, મ્હારી ઝીંદગી બચાવવા માટેજ માત્ર મેં તેને માર્યો'

શેરઅફઘનની બાહાદુરી અને તાકતની તે વાત સાંભળી કાંઈક ગભરાયલો જેહાનગીર ટુંકમા બોલ્યો, અને તેણે શેરઅફઘનને જવાની જલદીથી રજા આપી. શેરઅફઘન ધીરે ધીમે પોતાના ઘર તરફ ગયો અને તેણે ઘર જઈને મીહરુન્નીસાને તે વાત જ્યારે કહી

ત્યારે તે ખુબસુરત ચહેરા અને આલા મગઝની બાનુએ પાદશાહ-પર પોતાનો શક જાય છે એવું ઝાહેર કીધું. બોલા શેરઅફ્ધને હસીને મીહરૂન્નીસાના ગાલપર આંગલી મારી કહ્યું "મ્હારી અચ્છી અઝીઝ, પાદશાહ તે ઝમાનાને ભુલી ગયો છે."

મીહરૂન્નીસાએ તે નહીં માન્યું, અને તુરતજ બર્દવાન ચાલી જવાની મર્ઝી બતાવી. પેહેલાં તો શેરઅફ્ધને બર્દવાન જવાની ના પાડી, મગેર મીહરૂન્નીસાએ જ્યારે કાલાવાલા કીધા ત્યારે શેર પીગલ્યો, તેણે બીજે દીવસે પાદશાહ જેહાનગીરની તે માટે રઝા માગવાનો ઇરાદો કીધો.—બીજે દીવસે શેરઅફ્ધને પોતાની બંગાલની જાગીર-પર જવાની જ્યારે પાદશાહથી રઝા માંગી ત્યારે જેહાનગીરે કાંઇબી બહાણાથી તેને રોક્યો નહીં. જેહાનગીરનું અંતકરણ તેના નીશફૂલ થયલા પાપી મનસુબાને યાદ કરીને ડંખવા લાગ્યું, જેથી તે શેરને રોકી શક્યો નહીં. તે દીન પછીને દીવસે તે એક ધણીધણીઆણી પોતાની બચ્ચી લયલાને લઇને પોતાને મકાન બર્દવાનમાં પાછા ફર્યાં.

૭ મહીના શાંતીમાં પસાર થયા, અને તે પછી વલી પાદશાહ જેહાંનગીરે શેરઅફ્ધનનો નીકાલ કરવાનો વીચાર મઝબુત કર્યો. તેણે કુતુબ નામના એક પોતાના મસલહતી અમીરને બંગાલાનો સુબો નેમ્યો. પાદશાહ જે બાબદમાં નીરાશ થયો હતો તેને અમલમાં મુકવા માટે કુતુબ તૈયાર થયો, તેણે શેરઅફ્ધનપર હુમલો કરવા અને તેને મારી નાખવા માટે ભાડેના લુચ્ચાઓને રાખ્યા. મગર, તે વાતની જ્યારે મીહરૂન્નીસાને ખબર થઇ ત્યારે તેણે પોતાના ધણીને બાહાર જવાઆવવા નહીં દીધો. છતાંબી શેરે પોતાના ઘરની આસપાસમાં તો બંદોબસ્ત રાખ્યોજ નહીં, કેમજે તે પોતાના બળ-પર મુસ્તાક હતો.

એક રાતના જ્યારે શેરઅફ્ઘન પોતાના કુતુબખાનામાં, કીતાબો રાખવાના કમરામાં, વાંચતો બેઠેલો હતો ત્યારે કુતુબના માણસોને લાગ મલ્યો. તેઓ તેની મોડી રાત સુધી વાંચવાની તબીઅતથી માહીતગાર થઇને ખાસ તે ઓરડામાં ઝનઝલાના વખ્તથી આવી છુપાયા હતા. વાંચતાં વાંચતાં શેરની આંખ લાગ ગઇ જે વખ્તે ખુનીઓએ બાહાર નીકલીને તેનાપર સામટો હુમલો કરવાનો વીચાર કીધો, મગર તેમાના એકે મોટથી કહ્યું "એક માણસપર આપણે બધા તુટી પડીએ એ નામર્દી છે, મર્દી તો તેમાં છે કે એને ઉઠાડીને એકેક માણસ એની સાથ લડીએ."

તે આવાઝ શેરના કાનોપર પડયો કે તે મીસ્લે શેર કુદી ઉઠયો. અને, તે બોલ્યો, "રાસ્ત ગોફ્તી." તેટલું બોલીને તેણે પોતાની શમશીર મ્યાનથી બાહાર ખેંચી કાહાડી અને લડવા માટે બાહાર આવવા પેલાઓને કહ્યું. પેલાઓ બાહાર નીકલ્યા પણ તેઓ તે બાહાદુર પહેલવાનને કાંઇબી ઇજા કરી શકે તે અગાઉ પોતેજ ઝખ્મી થયા અને જાન બચાવી ત્યાંથી ન્હાસી ગયા. જે શખ્સે શેરઅફ્ઘન સામે સામટો હુમલો નહીં લઇ જવાની પોતાના સાથીઓને સલાહ આપી હતી તેણે તે લરજઘરમાં બાગ નહીં લીધો હતો, અને તે શેરના ઓરડામાંજ ઉભો હતો. શેરે તેને શાબાસી આપી, તેને મોટું ઇનામ આપ્યું, અને તે ઘરજંગમાં તેના માણસોની કેવી હાર થઇ હતી, તેની ખબર કુતુબને કહેવા રવાના કીધો.

બાહાદુર શેરઅફ્ઘનની આ ચોથી વખ્તની મોટી બાહાદુરી હતી, અને જ્યારે તે વાતની લોકોને ખબર પડી ત્યારે તેઓએ તેની શેરદીલીપર આફરીનનો વરસાદ મોશા વરસાવ્યો. મગર, મીહરુન્નીસા અતી ફીકરમંદ બની રહી.

એક રાતના માહતાબના સુંદર ચાંદરણામાં શેરઅફ્ઘન અને મીહરુન્નીસા પોતાના બાગીચામાં ફરતાં હતાં જે વખ્તે ગુલાબના એક ઝાડની પાસે અટકી ઉભીને મીહરૂએ એક સુંદર મોટુ ફુલ તોડી એક મીઠા મીઠા હસ્વા સાથે પોતાના પ્યારા ધણીને આપ્યું. માહતાબની સુંદર ઠંડી રૈશની તે ખુબસુરત ચહેરાને અતી દમામદાર બનાવતી હતી જે જોઇને શેરઅફ્ઘને કહયુ "મ્હારા અંતઃકરણની રાણી ' મ્હારા આવા શાંત મકાન માટે ત્હારી ખુબસુરતી સરજાયલી નથી. ત્હારી ખુબસુરતીના બદલામા તો પાદશાહી મહાલ તુને જોઇતો હતો."

દુખનો એક મોજો મીહરુન્નીસાના ખુબસુરત ચહેરાપર ઉછલી રહયો અને તે અજાયબી સાથે બોલી પડી. "મ્હારા પ્યારા સરતાજ, કોઇ વખ્તે નહીં અને આજે તમે એવી વાત કેમ કરોછો ? હુ તમારા ઘરમા સુખી છુ તો મ્હારે પાદશાહી મહાલને શુ કરવુ છે ? પ્યારા સરતાજ, મ્હને તો તમારા શાંત મકાનમાંજ સુખનો સુર્ય દેખાય છે. હુ તો ઇચ્છુ છું કે પાદશાહ મહાગે ખ્યાલ મુકી દે. આજે તમે એવુ બોલીને મ્હારા દીલને દુખ દીધું છે. બોલો, પ્યારા સરતાજ, મ્હને વચન આપો કે ફરીથી કદીબી તમે એવા કહોર શબ્દો તમારા પ્યારા પ્યારા મુખથી નીકાલશો નહી."

ઉપલી વાતચીત પછીને થોડે દીવસે બંગાલાનો સુબો કુતુબ વર્દવાનમાં ચોકકસ બીલકતોની તપાસ માટે આવ્યો. તે આવ્યો તે દીવસે શેરઅફ્ઘન તેને મલવા જવા માટે તૈયાર થયો. મીહરુન્નીસાએ તેને નહીં જવા માટે ઘણો સ્હમજાવ્યો, મગર શેરે તેને પટાવી લઇને કહયું કે પાદશાહ જેહાનગીરના માનને ખાતીર તેન-

તમામ જપ્ત કરી લેવી અને તેના ધણીના ગુન્હાને માટે તેની બીબી મીહરૂન્નીસાને જવાબ આપવા સારૂ દેહલીમાં પકડી લાવવી!

મીહરૂન્નીસા! તેને પકડીને દેહલી લઇ જવામાં આવી

## પ્રકરણ ૬ ઠું.

### નુરમહાલ.

મીહરૂન્નીસાને દેહલી લઇ જવામાં આવી, અને ત્યાં મહાલમા મરહુમ પાદશાહ અકબરની વડી બેગમ અને પાદશાહ જેહાનગીરની સાવકામા રોખીઆ સુલતાનાએ તેને ઘણી ઇજ્જતથી પોતાની પાસે બેસાડી અને તેને પોતાની સાથમાં મહાલની અંદર રહેવા માટે કહ્યું. મીહરૂન્નીસાએ મહાલમાં રહેવાની ના પાડી.

મીહરૂન્નીસાની આમદ અને મહાલમાં રહેવાની તેની નામરજીની વાત પાદશાહ જેહાંનગીરને કાને પડી, અને તેથી તેણે તેને પોતાની પાસ ખાસ દરબારમાં બોલાવી. મીહરૂન્નીસાની પાલકી પાદશાહ-નશીનીના અયવાન તરફ લઇ જવામાં આવી અને તેને તે દીવાન-ખાનાના દરવાજાપર ઉતારી મુકી કે પાદશાહે મીહરૂન્નીસાને પોતાની હુજુરમાં જવાનો હુકમ કીધો. જેહાનગીર જ્યાં બેઠો હતો ત્યાં જુલકાવેલા સરથી મીહરૂન્નીસા આગલ વધી. પાદશાહે તેને પોતાની તરફ ચાલી આવતી જોઇ, અને તે વખતે તેને તે જમાનો યાદ

આવ્યો કે જ્યારે નવરોઝી બાઝારના ઝનાની મેળામાંના ગુલાબ-જળથી ઉડતા ફુવ્વારામાં છોકરીઓના ઝુંડથી મીહરુન્નીસા પોતાના પગો પાણીમાં ડુબાડીને મૌજ મેળવતી હતી. તે ઝમાનો ગુઝર પામ્યો હતો અને તેની હમરાહ મીહરુન્નીસાની લડકીયાના અદાઓ બી ગુઝર પામી હતી, હમણાં તો તે દમામદાર આકાર ખુબસુરત ઓઉરતી નકશો પેશે નઝર કરતો હતો. જો કે છેડેથી હવામાં ફડફડ ઉડતી નીકાબના કપડાએ તે આગલ વધતા આકારના નકશો સુરતને બંધ રાખ્યો હતો, મગર તે કપડું કાંઇ તે ખુબસુરત શકલનો હુસ્નને છુપાવી શકવાને સામર્થવાન થયું નહીં હતું. સાદી માદી મીહરુન્નીસાના દાગીના વગરના ખુબસુરત ઘાટમારા ગોલ હાથો ઉડતા નીકાબને પકડવાની કોશીશ કરી રહયા હતા, મગર તેનાથી તો અઓરબી જેહાનગીર ઝખ્મી બની રહયો હતો!

જેવી મીહરુન્નીસા તખ્તના પગો પાસ આવી ઉભી કે પાદશાહ જેહાનગીરે સ્હેજ આગલ નમીને કહયું "ખુબસુરત બાનુ, માદર રોખીઆએ મહાલમા આપેલા આલીશાન કમરામાં રહેવાની આપે ના પાડી છે એવું મેં સાંભલ્યું છે. બાનુ, આ તો સીર્ફ કામ ચલાઉ ગોઠવણ છે. મેં તો તમને દેહલી મ્હારી સાથ પરણવા માટે બોલાવ્યા છે, અને દેહલીમાંજ રહી સુખી થવા તમને હીંયા લાવવામાં આવ્યા છે."

પાદશાહ જેહાનગીરનો આવાઝ નીકલતાંજ મીહરુન્નીસાએ પોતાના સરને સ્હેજ ઉપર ઉઠાવ્યું હતું, મગર તેનો વાક્ય ખતમ થતાંજ તેણે મગરૂરીથી તે સરને ટટાર કીધું અને અજાયબીની ફાટી આંખોથી તે પાદશાહને જોવા લાગી. લગભગ બાર બરસોની

વાતપર જેહાનગીરનો સાદ સાંભળીને મીહરૂન્નીસા જે હસવું હસી હતી, તે હસ્વું હવે તેના ગાલમાં ખાડા પાડતું નહીં હતું. તખ્તના કદમો પાસ ઉભેલી મીહરૂન્નીસા એક ફીકા અને સ્તબ્ધ પત્થરના પુતલા મીસાલ તે વખ્તે લાગતી હતી, મગર જેહાનગીર તે આકારના જાદુમાં એવો તો જકડાઇ ગયો હતો કે તે તેને "મ્હારી મીહરૂ" કહીને બોલાવવા તત્પર હતો.

હવે તેનો આવાઝ જેહાનગીરના કાનો પર પડયો અને તેણે તે સાંભળ્યો "હઝરત, આપના મહાલમાં હું રહી શકતી નથી. મ્હારી સાથ પરણવાની વાત મહેરબાની કરીને આપ કરશો નહીં. મ્હારા ધણીને ઘાટકી રીતે મારી નાખવામાં આવ્યો છે અને હું જે કાંઇ માંગું છું તે સીર્ફ ઇન્સાફ છે."

"ગઇ ગુઝરી ભુલી જાઓ" જેહાનગીર બોલ્યો "તમે હીંયા છો અને તમને સુખી રાખવાને માટે હું મ્હારેથી બની શકતું સઘલું કરીશ. પરણવાની ઇચ્છા કરનાર હું છું. મીહર, તું મ્હારી અતી વ્હાલી મ્હેરદાર થશે, મ્હારી માનીતી પાદશાહ બેગમ થશે. આપણે ઘણા વરસો સુધી આ મૌકા માટે થોભ્યા છીએ અને હવે આપણે સુખી થઇશું." પાદશાહ જેહાનગીર વધારે આગલ જુહકયો. મગર, મીહરૂન્નીસા લલચાઇ નહીં. તે મગરૂરીથી બોલી:

"જેહાંપનાહ, હું એવા કોઈ મઓકા માટે થોભીજ નથી, હું તો મ્હારા અમીરી ખસલહતના ધણી સાથ સુખી હતી. અને હવે હું જે માંગું છું તે એટલુંજ કે મ્હારા ધણીના ખુનીઓની તપાસ ચલાવવી અને તેઓને તેમના ઘાટકી પાપી કામ માટે તેમને ગુરે કૂજે પોંહચાડવા."

"તે કામ તો આપણે મહારા ન્યાયધીશો પર છોડશું." ચમેલ્ક ખાન જેહાનગીરે ચીકણા ચોપડા લફ્ઝો વાપર્યા "આપણે માટે, તો આપણને આપણો વીચાર માત્ર કરવાનો છે. મહારા તખ્ત પર મહારી હમરાહ બેસવા માટે તું મહારી પહેલી બેગમ કહેવાશે. ત્હારા પ્યારા પ્યારા સરપર હું પાદશાહી તાજ મુકીશ, અને તમામ હીન્દુસ્તાન તુને માન આપશે અને પોતાની પાદશાહ બેગમ તરીકે તુને ચાહશે."

મીહરન્નીસાની આંખો ચમકી અને તે ઉપલા વાકયો પુરા થતાંજ જવાબમાં સાફ ધીકકારથી બોલી, "હું તાજ કે તખ્ત માટે દરકાર કરતી નથી. એક તાજ, જાહોજલાલી, એક મહાલ, કે તખ્ત મ્હારી આગલ શું છે? મ્હારૂં તો જે હતું, મ્હારો ધણી, તેનું ખુન થયું છે, અને તે ખુન માટે હું તહમારી પાસે ઇન્સાફ માગુંછ, ઇન્સાફની અર્ઝ કરૂંછ, ઇન્સાફ, સીર્ફ ઇન્સાફ ચાહુંછ, તે મ્હને આપો અને તેમ કરીને મ્હારી પર મ્હેરબાની કરો, અને મ્હેરબાની કરીને કીમતી વખ્તને છુછા જેવા ખાલી શબ્દો પર ન ગુમાવો."

તેના ધીકકાર, તેની સાફ નામરઝીથી પાદશાહ જેહાનગીર છેડાયો: "છુછા જેવા ખાલી શબ્દો!" તે ગુસ્સાથી પડઘો પાડી પુકારી પડયો "મ્હારા શબ્દો છુછા જેવા નથી અને તેમ નથી તે તું શીખશે. મેં તુને હીંયા બોલાવી કે તુને મહારી મહોરદાર બનાઉં, મહારી પાદશાહ બેગમ બનાઉં, તો તેં મ્હારી માગણીને તુચ્છકારી કાઢી છે. તુને નથી જોઇતો મહાલ, તુને નથી જોઇતી જાહોજલાલી, તો તેમાનું કાંઇબી તુને નહીં મલશે. કીલ્લામાંનો એક ઓરડો ત્હારૂં કયદખાનું બનશે, અને રાજ તરફથી નામોશી પામેલાંઓ જે ટુકડા

પામે છે તે તુને મલશે. જા, અને જઇને તે મેલવ." તેણે હુકમ કીધો અને તખ્તના મસનદમાં તેણે પોતાની પીઠ નાખી દીધી.

મીહરૂન્નીસા મગરૂરીથી ફરી ગઈ. મગર, તે દીવાનખાનું છોડી જતી હતી ત્યારે પાદશાહના શબ્દો તેના મગઝમાં ઘુમી રહયા અને જ્યારે તે પીલકીમાં બેઠી ત્યારે તે મનમાં બડબડી: "સીધું એક ઓરડો, એક કયદી, કીલ્લામાં, નામોશી! એમ બોલીને એ શું કહેવા માંગતો હશે? એ બધું મ્હારેથી કેમ સહન થશે?"

મીહરૂન્નીસાને દરબાર હોલથી લઈ જવામાં આવી, અને કીલ્લામાંની એક સઉથી અંધારી કોટડીમાં તેને કયદ કરવામાં આવી. તેનો સ્વભાવ મગરૂર અને ગુસ્સાબાઝ હતો, અને તેના આત્માએ તે પડતી અને કયદી હાલત માટે ગોયા બળવો ઉઠાવ્યો, અને તેની આંખો આંસુના દરીઆબમાં ડુબતી રહી. આખીર, સુલતાના રોખીઆ અને જોધબાઈ મીહરૂન્નીસાના ઓરડામાં જવાની રજા મેલવી શકી. અને, જેહાનગીરની માદર જોધબાઇ મીહરૂન્નીસાને તે અંધારી કોટડીથી પોતાના મહાલમાં લઇ જવા માટે પોતાના બેટાને સમજાવવામાં ફાવી શકી. તેથી, મીહરૂન્નીસા જોધબાઇની સાથે જઇ રહી. હીંયા તેણે ૭ વરસો પસાર કીધા.

આ ૭ વરસોના પહેલા બે વરસો સુધી તો પાદશાહ જેહાનગીરની માદર જોધબાઇ અને સાવકી માદર રોખીઆ સુલતાનાની સમજાવતથી જેહાનગીર તરફનો મીહરૂન્નીસાનો ધીક્કાર કમતી થતો ગયો. મીહરૂન્નીસા એ ૭ વરસો દરમ્યાન જોધબાઈ સાથે ફકટ ખાતી પીતી રહી, લેકીન તેણે કાંઇબી પૈસા મેલવ્યા નહીં. છતાંબી, તેણે ભરી ગુંથી, સીવીસાંધી, અને ચીત્ર કલાનો પોતાનો હુન્નર ચલાવી પૈસા

મેલવવા માંડયા. મીહરન્નીસાએ વળી એક નીશાલ કાઢી જેમાં તે બાનુઓને, છોકરીઓને, અને દાસીઓને ભરવા ગુંઠવાનું કામ શીખવવા લાગી. અને તેમ કરતા થોડાજ વખતમાં પોતાની હુશયારી અને હુન્નરથી મીહરન્નીસા મહાલમાંના તમામ પાદશાહી ઝનાનખાનામાં માનીતી થઇ અને સઘળીઓ તેને નુરમહાલના નામથી બોલાવવા લાગી. નુરમહાલ યાને મહાલની રોશની.

હવે મહાલમાંની નુરમહાલની હુશયારીઓની વાતો પાદશાહ જેહાનગીરના કાનોપર પડવા લાગી. મગર તે ધીકકાર સમુલગો ભુલી ન જઇ શકયો હતો, કે જે દરબારમાં તેણે અનુભવ્યો હતો!

વખ્ત; આખીર, વખ્તે મીહરન્નીસાને નરમ બનાવી અને હવે તે કાંઇ જેહાંગીરને યાદ કરવા લાગી. શાહઝાદા સલીમ તરીકે પહેલ વહેલી વખ્તે તેણે જેહાનગીરને જોયો હતો અને તે વખ્તે તેને કેવા પ્યારથી તે યાદ કરતો હતો, તેણે કેવા પ્યારભર્યા કાગલો મોકલાવ્યા હતા, તેણે પ્યાર માટે કેટલાં ફાંફાં માર્યા હતાં. અને દરબારમાંથી તેણે પ્યાર માટે કેવા શબ્દો ઉચ્ચાર્યા હતા તે બધું હવે નુરમહાલ યાદ કરવા લાગી. હવે તો તે પોતે જેહાનગીરને ચ્હાવા લાગી: તે પાદશાહને પોતાને હાથે બનાવેલો તુરો ભેટ આપવા એક દીવસ ગઇ, મગર જેહાનગીરે ચહેરો ફેરવી લીધો. વળી, નુરમહાલને હાથનો બનાવેલો મોરના પીછના ગુંઠણ કામનો એક પંખો જોધબાઇ તરફથી પાદશાહપર ગયો, જેહાનગીરે તેની કારીગીરીને બહુ વખાણ્યો અને પોતાની માદર તરફથી ભેટ આવેલા તે પંખાને અતી વહાલથી પોતાની પાસમાં રાખવા લાગ્યો. મગર પાદશાહ જેહાનગીરે જ્યારે જાણ્યું કે તે પંખો નુરમહાલને હાથનો બનાવેલો હતો ત્યારે તેણે તે

કચવાઈને બાજુએ મુકી દીધો। લેકીન, તેને પાછો તે પખો થોડે વખ્તે ઉચકી લીધો અને તેની કારીગીરી બારીકીથી જોવા લાગ્યો.

## પ્રકરણ ૭ મું

### નુરજેહાન.

મરહુમ પાદશાહ અકબર હરસાલ સીર્ફ નવરોઝની રાત્રે ઝનાની બાઝારનો એક મેળો ભરાવતો હતો, મગર પાદશાહ જેહાનગીર તો સાલમા અનેક સારા પ્રસંગે તેવા મેળા ભરાવતો. એવો એક મેળો ભરાયો, જેમાની તમામ દુકાનો પર ફક્ટ "નુરમહાલ" અને "નુરમહાલ" નુજ નામ ઘણા પ્યારથી બોલાતું રહયું. નુરમહાલના અતી ચાલાક મગઝમાથી નીકલેલી હુન્નરમદીની તરેહવાર ચીઝો તે ઝનાની બાઝારમા દીપી નીકલી હતીઃ મેળાની લગભગ તમામ દુકાનોની દીવારો પર નુરમહાલના મદરેસાની મુશજજરો ઓળવેલી હતી, અને નુરમહાલને હાથના બનાવેલા ચીત્રો રાણીઓ અને બેગમોની દુકાનો પર જોઇને જેહાંનગીર તઅજ્જુબ રહી મનમાં વખાણુ કરતો હતો. અજાયબી તો એ હતી કે જેહાનગીર પોતેબી પેલા મોરના પીછનો બનાવેલો પખો લઇને મેલામા ફરતો હતો। ને જોવા માટે નુરમહાલ તો ત્યાં ન હતી, લેકીન જેહાનગીરની માદર જોધબાઇ તે પંખો જેહાનગીરના હાથમા જોઇ હસ્તી હતી.

મેળા પછીને એક દીવસે જોધબાઇએ પોતાના આલીશાન દીવાનખાનામાં ઝીઆફતની એક મજલીસ બોલાવી, જેમાં તેણે પોતાના બેટા જેહાનગીરનેબી તેડું કીધું. જ્યારે જેહાનગીર પોતાની માદરના તે આલીશાન કમરામાં દાખલ થયો ત્યારે નુરમહાલ બીજી કેટલીક બાનુઓ સાથે એક બારીની પાસે ઉભેલી હતી. તેણે પોતાના વીધવાપણુનો સુફેદ પોષાક સજયો હતો અને તેના કાલા કાલા ઝુલ્ફો માત્ર તે પોષાક અને તેની ચામડીના સુફેદ રંગપર કાલાશ તરીકે દેખાતો હતો. તેના સાદા દેખાવથી તો તે ઔરબી ઝીઆદા દીપી રહી હતી. જેહાનગીરની નઝર અચ્છી રવેશે પડે તેથી જોધબાઇ બોલીઃ "નુરમહાલ, હીંયા નઝદીકમાં આવ, પાદશાહ નામવરના દરશણ કર."

નુરમહાલ આહીસ્તા કદમ ઉઠાવીને પ્રગટ બેદીલીથી આગલ આવી, અને જે કીમતી મુખમલની ચ્હાર પાઇપર માદરની પાસે જેહાનગીર બેઠેલો હતો ત્યાં આવતાંજ તે ગુડણો પર પડી ગઇ અને ઝમીનપર હાથ લગાડીને પછી તે હાથ પોતાના કપાળ પર તેણે મુકયો. તેમ તસ્લીમ બજાવી નુરમહાલ ઉઠીને ઉભી થઇ અને પછી ઝમીન તરફ નઝર નાંખીને નીચે નમાવેલી ચશ્મોથી તે ત્યાં ઉભી રહી. અહહા! નુરમહાલના મુખથી બહાર પડેલા શબ્દો તે વખ્તે જેહાંનગીરને અતી ઘણા શીરીનો ખુશગુફતાર લાગતે. કેમ જે, ફરીથી જેહાનગીર તે આકારને જોઇને અસલની માફક ઝખ્મી થયો હતો. હવે, જોધબાઇએ નુરમહાલને ત્યાં બેસવા કહયું, મગર નુરમહાલ ત્યાંથી સટકી ગઇ. જ્યારે પાદશાહ તે ઓરડામાંથી રવાના થયો કે તે નુરમહાલને માટેનો નવો સ્વપ્નો પોતાની પ્યાર ભરી આંખોમાં ફરીથી જોતો ગયો.

પાદશાહ જેહાનગીરની પોતાની વડી રાજપુત બેગમે જો કે તેનો પ્યાર જીત્યો હતો, મગર આ નુરમહાલમાં તો તે અજાયબ ખેંચાણુ જોતો હતો! રેબા બેગમ તો જેહાનગીરને મન થોડીકવાર માટે આકાશથી ઝમીન પર ઉતરેલું એક ગુલાબ હતું, મગર નુરમહાલને તો જેહાનગીર પોતાના તખ્તો તાજની ભાગીદાર માનતો હતો. રેબાને જેહાનગીર સાથની માનતો, જ્યારે નુરમહાલને તે પાદશાહ બેગમ તરીકે રાજની લગામ સંભાલે તેવી ધારતો હતો. પોતાની માદરના ઓરડામાં નુરમહાલને ફરીથી જોયા પછી જેહાનગીરનું દીલ ફરી એકવાર ચોરાઇ ગયું, તેનો ગુસ્સો ઉતરી ગયો, તેનું દીલ તેના પોતાના હાથોથી જતું રહ્યું! જેથી, તેણે પોતાની માદરપર કહેવડાવ્યું કે નુરમહાલના પોતાના કમરામાં તે નુરમહાલની મુલાકાતે જવા માંગતો હતો.

વખ્ત મુકરર કરવામાં આવ્યો, અને જેહાનગીરની સાથે જોધબાઇબી ગઇ. નુરમહાલ તેમને દરવાઝા આગલથી ઇઝઝત આપીને અંદર લઇ ગઇ. પાદશાહ જેહાનગીર તો નુરમહાલના ઓરડાનો સણગાર જોઇને છક્ક થઇ ગયો, અને અજાયબી સાથે તેણે જોયું કે જ્યારે નુરમહાલે પોતે તમામ સાદો પોષાક સજ્યો હતો ત્યારે તેની દાસીઓએ ઉંચામાં ઉંચો પોષાક પહેર્યો હતો. તે જોઈ તેણે પુછ્યું: "નુરમહાલ, આપ તો તદન સાદા લીબાસમાં છો, અને આપની દાસીઓ આવા ભપકા ભરેલા પોષાકમાં?"

પોતાની દીલગીરીને હવે ત્યાગ કીધી હોય તેમ નાઝુક ખુશ આવાઝથી નુરમહાલે જવાબ આપ્યો: "જેહાંપનાહ, જેઓ બીજાના નોકર હોય તેઓએ પોતાના માલીકોની ખુશી મુજબના કપડાં પહે-

રવા જોઇએ. એ દાસીઓ મ્હારી નોકર છે અને હું મ્હારી ખુશી મુજબના ઉંચામા ઉચા લીબાસ એમને ખાસ પહેરાઉં છુ. મગર, હું પોતે તો, ઓ દુન્યાના ગીરફતાર કરનાર પાદશાહ જેહાનગીર, હું પોતે તો તમારી નોકર છું, તમારી દાસી છુ, તો મ્હારે તમારી ખુશી મુજબના કપડા પહેરવા જોઇએ. બોલો આપ નામવરની શી અર્ઝી છે?" નુરમહાલના આવાઝની મીઠાસ, તેની નમનતાઇ, તેનો નરમ ઠપકો, એ બધાથી જેહાનગીર ગોયા જીતાઈ ગયો. અઝીઝ વાચનાર, મીહરન્નીસાના બુલંદ બખ્તનો વખ્ત હવે નઝદીક હતો.

"નુરમહાલ, હુ તુંને ચહાઉ છું, માગ તુંને જે માગવુ હોય તે. હુ તુને મ્હારી પાદશાહ બેગમ બનાવીશ."

નુરમહાલે, જેહાનગીરની આખોમા પોતાની આખો નાખી, એજ જેહાનગીરે તેને પોતાને એકવાર કયદ કરાવી હતી તે યાદ કરીને હવે તેણે જોયુ કે મૌકો મલ્યો હતો, હવે વખ્ત આવ્યો હતો કે જ્યારે તે (જેહાનગીર પોતે) તેનો કયદી બની રહયો હતો, તેના પ્યારમા બીલકુલ ગીરફતાર હતો. જેથી, તે તેને સતાવવા બોલી, "પાદશાહ, હુ તો એજ માગુ છું, અને તે કાંઇજ નહીં મગર બર્દવાન પાછી જવા માગુ છુ."

જેહાનગીર અતી મોટી દીલગીરીથી ફર્યો, તેણે પોતાના કદમો દરવાઝા તરફ ફેરવ્યા, અને તે ત્યાથી ચાલી ગયો. તેની માદર જોધબાઇ તેની પાછલ ગઇ.

બે દીવસ પછી નુરમહાલ જ્યારે ગુફતી બેઠી હતી ત્યારે તેના ઓરડાનો અલગો દરવાઝો ખોલીને પાદશાહ જેહાનગીરની વડી બેગમ રેબા દાખલ થઈ. તે પોતાને માન મલે તે અગાઉ જાણીનેૃ

ઝટ નુરમહાલ પાસ બેની ગઇ, અને પાદશાહ જેહાનગીર સાથ પરણવા માટે તેને સ્હમજાવવા લાગી! તે સ્વાર્થ વગરની બાનુએ પોતાનો દરજ્જો નુરમહાલને આપી દેવાની ખુશી બતાવી, તેણે નુરમહાલ જેહાનગીરની વડી બેગમ તરીકે ઓળખાશે એમ કહયુ. નુરમહાલ તો અજાયબીના•ગર્ક થઇને પોતાનુ સર્વે સર્વ અપણ કરનાર તે બીનસ્વાર્થી બાનુને ફાટે ફાટેડોળે જોતી રહી. રૈબાબેગમ ગઈ, અને પોતે જેહાનગીરની વડી બેગમ થશે તે જાણીને નુરમહાલ રાઝી થઇ. થોડોજ વખત ગયો નહી કે જેના ઓરડામાં જોધબાઇ દાખલ થઈ, અને નુરમહાલે પાદશાહ સાથ શાદી કરવાની પોતાની મર્ઝી બતાવી.

પાદશાહ જેહાનગીર નુરમહાલની મુલાકાતે તેજ દીવસે આવ્યો. અને તેણે ચાલીસ મોતીઓની એક માલા નુરમહાલને ભેટ આપી જે માલામાના દરેક મોતીની કીમત સ્હાઠ હઝાર રૂપાના સીકકાઓ હતા. લગભગ ચોવીસ લાખ રૂપાના સીકકાઓની અતી ભારે કીમતની તે માલા ભેટ આપીને પાદશાહ ગયો કે લગનની તૈયારીઓ કરવા માટેનો તેણે હુકમ આપ્યો

આખીર, પાદશાહ જેહાનગીરની મીહરૂન્નીસા ઉર્ફે નુરમહાલ સાથ શાદી થઇ, અને તે દીવસથી પાદશાહે પોતાની તે પાદશાહ બેગમને નુરજેહાન યાને દુન્યાની રફશનીના નામથી બોલાવવા માંડી.

નુરજેહાન અને નુરજેહાન વગર પાદશાહ જેહાનગીરનો એક બી દીવસ ગયો નહી, તે પોતાની પાસે તેની હાઝરી દરેક ઠેકાણે ઇચ્છતો હતો! દરબાર હોલમા બેસે ત્યારે બી પાદશાહ જેહાનગીરને પોતાની પાસે પોતાની મ્હેરદાર નુરજેહાન તો પહેલેજ જોઇતી હતી.

મગર પરદો કરવો પડતો હોવાથી દરબારમાં તખ્તની પછવાડે નુરજેહાન માટે ખાસ બેઠક બનાવવામાં આવી હતી! પાદશાહી તખ્તની પાછલ લાકડાની આર બનાવી લેવામાં આવી હતી જેની પાછલ નુરજેહાન બેસતી અને તે પરદામાંથી હાથ બહાર કાઢવા માટે એક બાકોરું રાખવામાં આવ્યું હતું જેમાંથી નુરજેહાન હાથ બહાર કાઢતી અને પાદશાહના ખભાંપર તે હાથ મુકતી. પાદશાહ તખ્તપર બેઠો હોય તે સઘળો વખ્ત નુરજેહાનબી જેહાનગીરનાં ખભાંપર હાથ મુકીને પાછલના તખ્તપર બેસતી.

નુરજેહાનથી પાદશાહ જેહાનગીર પોતાને અતીશ્ય મોટું સુખ મલેલું સમજતો હતો અને તેથી તે પોતાના જાન પ્રાણ મીસાલ નુરજેહાનને ચાહતો. પ્યાર શું ચીજ છે તેનો અનુભવ સીધું જેહાનગીરને ત્યારેજ થયો કે જ્યારે તેને નુરજેહાન મલી. નુરજેહાનેબી પોતાને મળેલા આલામાં આલા દરજ્જાનો અચ્છી રવેશે ઉપ્યોગ કરવા માંડયો. પોતાના લગન પછી નુરજેહાને પોતાના પીદર ઐયાશને વઝીરે આઝમનો હોદ્દો આપ્યો, ઐયાશ ખરેખર ઘણો ભલો માણસ હતો અને તે જ્યારે રાજનો વઝીર થયો ત્યારે તમામ રૈયત ઘણીજ ખુશી થઇ ગઈ. પોતાના પીદરની મદદ સાથે પાદશાહ બેગમ નુરજેહાને રાજના દરેક સ્થલે અનેક સુધારા વધારાઓ કીધા. વલી, નુરજેહાને દરબારની શોભા વધારવા દરબારને એક ઘણુજ આલીશાન મકાનમાં ફેરવી નાખી, અને તે કરવા છતાંબી દરબારી ખર્ચો તેણે ઘણીજ અચ્છી કુશલતાથી ઓછા કરાવી નાખ્યા. વલી, પાદશાહ જેહાનગીરે પોતાના રાજના સીક્કાઓપર નુરજેહાનનો ચહેરો છપાવ્યો અને તે રીતે નુરજેહાનના સોનાના તથા રૂપાના સીક્કાઓ તમામ હીન્દુસ્તાનમાં તે વખ્તે વપરાવા લાગ્યા.

વરસો પસાર થતા ગયા, અને નુરજેહાનના પ્યારમાં જેહાનગીર ગોયા દુન્વાપર બીહીસ્તની મજાહ મેલવતો રહયો.—મગર, વરસો પછી નુરજેહાનને કોઇ કોઇ વાર લાગતું કે તેમને માટે કોઇ હરકત નઝદીક આવતી હતી. નુરજેહાને આવતા ખ્યાલથી પોતાને દુર રાખ-વાની કોશીશ કીધી, મગર નહીં.

પાદશાહ જેહાનગીરની ઝીંદગીના છેલ્લા વરસો દરમ્યાન તેને દમનો રોગ લાગુ પડયો, અને તે રોગ રફતા રફતા એટલો બધો તો ઝોર પકડતો ગયો કે તેને હવા ફેર માટે કશમીર જવું પડયું. જેહાનગીર અને નુરજેહાન કશમીર ગયાં, મગર નુરજેહાને અતી મોટી દીલગીરી સાથે જોયું કે પાદશાહની તબીઅતમાં કાંઇબી ફર્ક પડતો નહીં હતો. તેથી, કશમીરથી તેઓ પાછા દેહલી આવવા નીકલ્યા જે વખ્તે જેહાનગીર એટલો બધો તો બીમાર થઇ ગયો કે તેને પાલકીમાં ઉચકી લાવવો પડયો. પાલકીની લગોલગ નુરજેહાન રહેતી, અને રસ્તામાં તે પોતાના ધણીને ખુશ રાખવા માટે તરેહવાર વાતો કરતી, કવિતાઓ બોલતી, અને ગાયણો ગાતી, મગર નહીં, મોતના હાથો જેહાનગીરની ઝીંદગીના દરવાઝાને ખટખટાવતા હતા એમ નુરજેહાને જોઇ લીધું, અને તેથી તે જેહાનગીર નહીં સાંભલે કે નહીં જોય ત્યારે ખુબ રડી લેતી. આખીર જેહાનગીરની તબીઅત અતીશ્ય ખરાબ થઇ ગઇ જેથી નુરજેહાને "મતી"ના ગામડામાં પાલકી થોભાવી અને ત્યાં ઉતારો લઇ રાત અને દીવસ એક કરી જેહાનગીરની બરદાસ્ત કીધી. લેકીન, પાક પરવરદીગારનો હુકમ થયો હતો તેથી નુરજેહાનની ગમે તેટલી મહેનત નકામી હતી: પાદશાહ જેહાનગીર પોતાની મ્હોરદાર નુરજેહાનના હાથોમાં મરણ પામ્યો, મરતી વખતે તેની આંખો તેની પોતાની "દુન્વાની રૈશની"

ના ખુબસુરત ચહેરાપર પડી હતી.

પાદશાહ જેહાનગીરના મૌતની ખબરે તમામ રૈયતને દીલગીર કીધી, મગર. તેના મૌતે નુરજેહાનની ઝીંદગીને દુખના દરીઆબમાં ડુબાડી દીધી. નુરજેહાને વરસો સુધી આલામાં આલા દરજ્જો ધરાવ્યો હતો અને આખા રાજપર તેની હુકુમત ચાલતી હતી, લેકીન હવે, હવે તો તે સુખના દીવસો જેહાનગીરની સાથ ગુઝર પામ્યા હતા અને દુખનો સીહા પડછાયો તેની ઝીંદગીપર આવી પડ્યો હતો.

પોતાની દીલગીરીની બારે ચુપકીદીમાં નુરજેહાન પોતાના ધણીની લાશ સાથે લાહોર ગઇ, મગર લાહોરમાં જ્યારે પાદશાહની લાશને દફનાવવામાં આવી ત્યારે તેના ચહેરાપરની ગંભીર ચુપકીદી ખામોશ ન રહી શકી, તે તો અતીષ્ય બારે ડચકાં સાથ આંસુઓનો એક દરીઆબ ગોયા રડી. જેહાનગીરની લાશપર તેણે એક કીમતી મકબરો બંધાવ્યો, અને તે મકબરાથી થોડે દુરના એક ન્હાના ઘરમાં તે રહેવા લાગી. પોતાના ધણી જેહાનગીરની પાછલ નુરજેહાન ઓગણીસ વરસો સુધી જીવી અને તે તમામ ઓગણીસ વરસો સુધી તે લાહોરમાં જેહાનગીરની કબ્ર પાસેજ વીધવાપણાનો સુફેદ સાદો લીબાસ પહેરીને સાદી ઝીંદગી ગુઝારતી રહી.

અહહા ! ઇરાનનો તે ઝાંખો સીતારો જેના જન્મ વખ્તે ભુક અને પ્યાસથી તેના માદર પીદર મરી જવાની અણીપર હતાં અને જેને તેઓએ તજીને એક ઝાડપર બાંધી છોડી હતી અને જેના સરપર નાગે ફેણ ફેલાવી હતી તે તે ઝાંખો સીતારો પેલા કોઇ રમલ જોનારે ભવિષ્યવાણી કહી હતી તે મુજબ એક મોટી પાદશાહતની પાદશાહ

બેગમ થઇ. મીહરન્નીસા, ઇરાનનો એક ઝાંખો ન્હાનો સીતારો હતી, મગર હીન્દુસ્તાનનો તો તે એક ચલકતો મોટો માહાતાબ બની હતી.

લેકીન, "ખાલી હાથે આવ્યા અને ખાલીજ હાથે જવાના" તે મીસાલ નુરજેહાન જ્યારે મરણ પામી ત્યારે એક સુફેદ સારીમાં સજન-વલી હતીઃ તે ગઇ, જેમ લાખો વરસોની આ પુરાણી દુન્યાપર ગણત્રીમાં ન ગણી શકાય તેટલાં માણસો બેદી રીતે આવીને બેદી રીતે ગયાં તે મુજબ તેવી ગઇ. અને તેની લાશને તેના ધણી જેહાનગીરની પાસે એક સાદી કબ્રમાં દફનાવવામાં આવી.



# શયલા કુંવારી.

## મોહમેદન સંસારી વારતા.

લખનાર—મશરેક.

## પ્રકરણ ૧ લું.

### માબાપનું વેર!

હાલનું ભપકાદાર મુંબઇ—અને થોડા વરસો આગમજનું માછી મારોનું ગામડું એ બેમાં કેટલો ફેરફાર! અને તેની બાતીનમાં જુઓ તો-જગ્યા એકજ, મગર આગલું અભણોના ઝુપડાઓનું મુકામ, અને આજનું એક જાહોજલાલીભરેલું ભપકાદાર શેહેર, એ નામવર ઇંગ્રેજ સરકારની બોલબાલા પુકારે છે અને એવા શહેરમાં આપણી વાર્તાનો પરદો ખુલે છે.

આપણી વાર્તાની જ્યારે શુરૂઆત થાય છે ત્યારે મુંબઇમાં વીજળીની ટ્રામ થઇ નહોતી તથા મોટરકારોની ઘણી અસતી ધમાલ નહીં હતી, વલી આજે જ્યાં ત્યાં મોટી મોટી બીલડીંગો થઇ ગઇ છે

તેટલું બધું થયું નહોતું કારણ કે સુધારાઓ અમલમાં મુકાતા હતા, અને મજગામ તથા વાલકેશવર બાજુએ એકાંત સુમસાન જગ્યાઓ ઘણી હતી જ્યાં રાતના આજની માફક બેધડક ફરાતું નહીં હતું. કોટ તરફ દરીઓ રફતા રફતા પુરાતો હતો અને ઇમારતો બંધાતી હતી અને એ લત્તાપર પારસીઓના અસલી મકાનો, તેનાથી આગલ કોલાબા તરફ જતાં યુરોપીયનોના થોડાક બંગલાઓ વગેરે હતા. શેહેરમાં લોકોની વસ્તી વધતી અને વધતીજ જતી રહેતી હતી અને સરકારી ખાતાઓ તમામ સ્થાપાવા સાથે સુધારા, અને સુધારા દરરોઝ વધ્યા જતા હતા. આવા વખતમાં આપણને કોલાબા તરફના એક એકાંત બંગલામાં કામ છે, જે બંગલાની બહાર "નવાબ મનઝીલ" નું પાટ્યું મારેલું છે. નામ ઉપરથી તે કોઇ મોહમેદન બડખાનો બંગલો માલુમ પડે છે, અને ખરેજ તેમાં હાલ નવાબ સુલેમાન પોતાની બેટી સંગીના સાથે બંગલામાં જણાય છે. અલબત. નવાબ અસલ રહીશ હૈદરાબાદનો છે, મગર તે વારંવાર પોતાની ખુબસુરત બેટી સંગીના સાથે મુંબઇના પોતાનાં આ બંગલામાં આવીને થોડા દીવસ ગુઝારી પાછો પોતાને વતન જાય છે. વતનમાં એ સુલેમાન મીંઆ નવાબનો ખેતાબદાર હોવા સાથે મોટી જાગીરોનો માલેક ગણાય છે અને નવાબની પક્કી ખાનાર તો તેની આએ એકની એક પુરી બેટી સંગીનાજ એકલી વારીસ છે.

નવાબ સુલેમાન પચાસની હદ કુદાવી ગયો છે, તેનો દેખાવ કદાવર આંગ સાથે પહોલી પોશાની બતાવે છે અને ઘડીભર માણસને તે પોતાના રૂઆબથી દગ કરી નાંખે તેવો દમામ અને રોબ ધરાવે છે. તેની બેટી સંગીના વીસ વરસની ઉમરમાં આવી ચુકેલી મનમોહન સુંદરી છે, તેના ગુલાબી ગાલ, તેનો ખેંચાણકારક મોહક દેખાવ.

તેની ગોરી ચામડી, તેનું સરોવર જેવું સીધું ઉંચુ બદન, ઘટમાળ અંગ બેશક તેની આસપાસ મધપર માંખ ભમે તેમ આશકોને ભમભમાવી મુકે તેવું છે—અને આ ખુબસુરત સુંદરી પોતાના બાપની ઘણીજ લાડકી અને અઝીઝ બેટી છે. નવાબ પોતાની આ બેટીનો મુકયો બોલ ઉંચકી લે છે અને જીવ પ્રાણુજ તેની ઘાંટીમાં મુકવાનું બાકી રાખે છે.

સંગીનાની માદર થોડાજ વખતપર મરણ પામવા પછી નવાબે બીજી બાયડી હજી કીધી નથી—તે પોતાના હૈદરાબાદી રીવાજ મીસાલ સંખ્યાબંધ બેગમો ધરાવવા સામે અભાવ રાખે છે અને તેણે કદીબી અગાઉ એકથી બીજી બાયડી પરણીજ નહીં હતી, અને જ્યારે તેની એકપુરી ધણીઆણી મરણ પામી તે દહાડા પછીબી તેણે બીજી બાયડી કરવાનો હજી સુધી કાંઇ વીચારજ કીધો નથી. તે માલેતેજાર તવંગર આસામી હોવા છતાંબી જાણે એક મુફલીસ કર્ઝદાર રાત દીન ધાસ્તી કર્યા કરે તેવી ધાસ્તી દીલમાં રાખતો હતો, અને એ છુપી ફીકર તેની શું હતી તે પુછવાપર સંગીના ઘણી મરતી હતી પણ તે બાપે પોતાની બેટીને પોતાનું દુઃખ શું હતું તે કદીબી જણાવ્યું ન હતું. તેની ધણીઆણી જીવતી હતી ત્યારે તે એવી ફીકર થોડી રાખતો હતો, મગર બેગમના ગુઝર પામવા પછી નવાબની ફીકર અતીશય વધી ગઇ હતી એમ તે બેટીને લાગતું હતું અને તે ખતી ખતીને પુછીને થાકતી અને જ્યારે કાંઇજ જવાબ મલતો નહીં, ત્યારે વીચાર કરતી કે કદાચ પીદરને માદરના ગુઝરવાનો ગમ લાગતો હશે.

એક સ્હાંજના સંગીના તઇયાર થઇને ઝવેરીની દુકાનપર જવા માટેની રઝા લેવા પીદરના ઓરડામાં આવી અને તે વખતે હાથમાં

એક ફોટોગ્રાફ લઇને નવાબ હાય અફસોસ કરતો બેઠેલો હતો. તે જોઇ સંગીનાનું જીગર જલી ગયું અને તેણે સવાલ કીધો "પીદર કોણનો ફોટો છે, અને તે જોઇને કેમ અફસોસ કરો છો?"

નવાબ સ્હેજ ચોંક્યો, પણ સમયસુચકતા રાખીને ચહેરાપરનો ફેરફાર પકડાઇ નહીં આવે તેથી હસતો ચહેરો કરી બોલ્યો "વળી કોણનો? તહારી માદરનોજ તો. પ્યારી બેટી, તું જાણેછ તો ખરી કે તાહરી માદર સુધરેલા વીચારની હતી અને તેથી તેણે પોતાનો ફોટોગ્રાફ પડાવેલો. તેજ આગ્રે ફોટોગ્રાફ છે અને આજે મરહુમની મને યાદ થાય છે."

"વ્હાલા પીદર" સંગીનાએ દીલસોઝીથી પોતાના બાપ તરફ જોઇને કહ્યું. "ગમ ના કરો, ગમે ગમે અને ફીકરે ફીકરે તમારો ચેહરો ફીકકો પડતો જાય છે. મુએલાં કંઇ પાછા આવતા નથી, અને મુએલાના ગમથી જીવતાંઓએ પોતાની ઉપર દુઃખ વ્હોરી લેવું એબી સઝાવાર નથી."

ફોટોગ્રાફ ખાનામાં સરવી દેતાં નવાબે વાત ફેરવી તોલીને પુછયું: "તુ કયાં જાય છે બેટી?"

"પેલી હીરાની વીટી જે તમે મને એક દીવસે ઝવેરીને ત્યાં બતાવી હતી તે જો નહીં ગઇ હોય તો તમોએ ભેટ કીધેલા ચેકમાંથી તે ખરીદવાના ઇરાદાએ ઝવેરીને ત્યાં જાઉંછ."

"ઠીક છે, બેટી, જાઓ, જલદી પાછા આવજો."

"હું જાઉંછ, પીદર, મગર તમે ફરીથી ફીકર નહીં કરશો."

"નહીં બેટી."

અને સંગીના પીદર તરફથી મલેલા તે જવાબ પ્રછી દરવાઝો અલગો બંધ કરી બહાર નીકળી અને હાદર ઉતરીને બપકાદાર બે ઘોડાની ગાડીમાં બેસીને ઝવેરીની દુકાન તરફ જવા વળી, અને તેજ બખતે સામેથી કોઇ ગબરૂ જવાંન તેને જોતો "નવાબ મનઝીલ" ની સીડીપર ચઢી ગયો, સીડીપર ચઢતાંજ તે બડબડયો "એજ સંગીના! અહહા! શું ખુબસુરત ચેહરો! એક ખબીસને ત્યાં એક ખુલખુલ! ઓ મુઝી નવાબ સુલેમાન, તું, ને તહારે ત્યાં આવું સુંદર ગુલાબ?" અને તે એટલું બડબડતો જાણે પોતાના બાપનું મકાન હોય તેમ ધબર ધબર ઉપર ચઢી ગયો અને જઇને તેણે નવાબના દીવાનખાનાનો દરવાઝોજ ઠોકયો.

"કોણ છેઓ? અંદર આવો." અંદરથી જવાબ મલ્યો.

તે જવાને દરવાઝો ખોલ્યો ત્યારેબી નવાબના હાથમાં પેલોજ ફોટોગ્રાફ હતો અને તેણે તે આવનારને અંદર બોલાવતાંજ તે ફોટો જલદીથી ખાનામાં સેરવી દીધો.

"આવો સાહેબ, આપનું એસ્મે શરીફ?" નવાબે તે આવનારને પોતાની સામેની કુરસી બતાવતા તેને હાથ શેકહેન્ડમાં લઇને નામ પુછયું.

"સલીમ" તેણે કુરસીપર બેસતાં જવાબ આપ્યો.

"આપ શું ફરમાસ રાખો છો?" નવાબે પુછયું.

"ફરમાસ વગર ને કામ વગર કોઇ તહમારી આગળ આવેબી શાનો?" પેલા અંજાણ્યાએ દમામથી કહયું, અને નવાબ તો તેનું મોહુંજ ભોપતો અજાયબ થયો, તેની આખી ઝીંદગીમાં તેણે આવો અસભ્ય માણસ જોયો નહીં હતો!

"તહમારૂં આખું નામ જણાવવાની મ્હેરબાની કરશો?" નવાબે પેલાને પુછ્યું.

"હાલમાં આખા નામની કાંઇજ જરૂર નથી." પેલા જવાને તેવાજ ચાલુ દમામથી કહયું "પણ મહને પુછવા દેઓ કે તહમે મહને પીછાણોછ?"

"બીલકુલ નહીં."

"ઠીક" પેલાએ બેદરકારપણે પગપર પગ ચઢાવીને લાંબો છર થઇને બેસતાં કહયું "કયાંથી ખબર હોય? તહમે તો એક ઔરતને ફસાવી, તેના ભરતારને ઝહર આપી મારી નખાવ્યો, અને તે બીચારાની—

નવાબ અહીં ગુસ્સાથી ઉઠી ઉભો થયો. જેના ઉઠવા સમેત પેલોબી ઉઠયો અને તેણે ગજવામાંથી એક પીસ્તોલ કાહાડતાં કહયું "ખબરદાર! નવાબ સુલેમાન! બેસી જા, અગર જો અહીંથી એક કદમબી ભર્યું છ યા તહારા આદમીમાના કોઇનેબી બોલાવવાની બુમ પાડીછ તો તેજ ઘડીએ આએ પીસ્તોલની ચાંપપર મહારૂ આંગલું ખેંચાશે અને તહારૂં કપાલ આરપાર વીંધાઇ જશે."

નવાબ ધ્રુજતો ધ્રુજતો બેસી ગયો, તેણે ચાહયું કે તેની પોતાની પીસ્તોલબી હમણાં તેનાં હાથમાંજ હતે, મગર તે દુર હતી અને નવાબને સામેવાલાની પીસ્તોલને તાબે થવાની ફર્ઝ પડતાં બેસીજ જવું પડયું. તેનાં પગ ધ્રુજવા લાગ્યાં અને આંખો ખેંચાઇને જાણે મોટી થઇ જવા લાગી! "તહમે એ શું વાત લાવયાછ? ઔરત કોણ, ઝહર શું, અને વાત કેવી!"

"બસ, પેત્રા કરવાના છોડી દે—હું ઘણો વખત થયો તહારી શોધમાં હતો અને તહારી પક્કી ખબર કહાડયા પછીજ હું અહીં તહારી પાસેથી જવાબ લેવા આવ્યોછ, તહારી પર વેર લેવા આવ્યોછ."

"તહમે માણસ ભુલેલા લાગોછ" નવાબે કહ્યું "ઝરા ઠંડા પડો, હું માણસને બોલાવીને પીક–મી–અપ બરફ મંગાવું તે ઝરા પીઓ—"

"ખબરદાર!" પેલાએ નવાબની સામે પાછી પીસ્તોલ પકડતાં બુમ પાડી "માણસની જરૂર નથી–માણસ કદાચ કોઇ અહીં આવીબી લાગે તો ત્હારે તેને તારા તલાવરથી દુર કરવો. નહીં તો યાદ રાખ કે ઝરાકબી મહારે માટે તેને ઇશારો કરશે કે પકડ ધરની કોશીશ કરશે, તો તેજ વખતે આએ પીસ્તોલની એક ગોલી તહારા માથામાં પેવસ થશે, અને બીજી ગોલી મહારા માથામા—ખબરદાર, એમનજ બેસી રહે. મહને પીક–મી–અપથી ઠંડો પાડવાની કોશીશ ના કર—મ્હને તો ગરમજ રહેવા દે, કારણ કે મ્હને ત્હારીપર મહારૂં વેર લેવુંછ."

"તહમારૂં વેર?" નવાબે અજાયબીથી સવાલ કીધો.

"હા, મહારી માદરનું વેર તેજ મહારૂં વેર." પેલાએ કહ્યું.

"ત્હમારી માદર! તે કોણ?"

"કુલસુમ."

"કુલસુમ?" નવાબના ડોળા તે નામ બોલતાંજ જાણે બહાર નીકળી પડયા અને તેનાં હોટ અજાયબીથી ખુલ્લા થઇને ધુજવા લાગ્યા. "શું કુલસુમ ત્હમારી માદર થાય?"

"હા —કેમ હવેળી બોલતી કે હું માણસ ભુલેલો લાગુંછ." તે જવાને ગુસ્સાના ભવાં ચઢાવતાં કહયું "નવાબ સુલેમાન! જાણ, જાણ, કે હું કોઇજ નહીં પણ મરહુમ હુસેન હૈદરાબાદી અને તેની ધાણીઆણી કુલસુમનો બેટો સલીમ થાઉં અને હું તાહરીપર મહારી માદરનું તેમજ પીદરનું વેર લેવા સારૂં અહીં આવ્યોછ."

"હા, હું કોઇ મહારા સગાં હુસેન અને કુલસુમ વીશે જાણુંછ, પણ તેઓના વેરની શું વાત છે?" નવાબે પુછયું.

"અંજાણી અમ્મા ન થા, નવાબ, જાણે કશામાંજ નહીં હોય તેમ બધું ભુલેછ કેમ? હમણાં તો તહારી આંખ ફાટી ગયલી ને હોટ ઉપરનો રંગ ઉડી ગયલો. મેં તને કહયુંની કે પેત્રા ના કર. મહારા બાપના પૈસાપર તો તું આજે ખીલી નીકલ્યોછ ને મોટો નવાબ થયોછ." સલીમે કહયું "અને નવાબ સાહેબ, તમે લુહારવાગેજ સાય વેચોછ કે? તહમારે હાથે બરબાદ થયલા બે આદમીઓના વારીસ બેટાનેજ ઉડાવોછ ને બનાવોછ કે? બીચારા તમે મોટા લોકો તો કાંઇ કરતાજ નથી—બસ લોકના ગળાં દાબીનેજ છકકાં ઉડાવોછ કે?—નહીં, નહીં, બનાવો ના, બનાવો ના, નવાબ સાહેબ બનાવો ના, પણ યાદ રાખો કે તહમે એક ખુન કીધુંછ ને બીજને બરબાદ કીધીછ."

નવાબ હવે ઘણો ફીકકો બની ગયો, હવે શું કરવું તેની તેને સમજ પડી નહોં—તે સલીમની સામે જાણે ધાસ્તી નહિ રાખતો હોય તેમ કરતો હતો, પણ તેનું દીલ બાતીનમાંથી ધડક ધડક ઉડતું હતું.

"કેમ ચયાજાન?" પેલાએ ગુસ્સાના આવેશમાં તું ને તમેને ભેલી દેતાં બોલવાનું ચાલુજ રાખ્યું "મહારા મરહુમ પીદરના બાપ

નવાબ સુલેમાન! કંઇ યાદ આવેછ? હું તો તે વખતે ઘણો ન્હાનો હતો, ને તે પછી મોટો થાઉં અને વેર લેવા જેવો થાઉં તેટલાં તો તમે મ્હારા બાપના પઇસા પર ખુબ દોરચોર ચલાવીબી લીધા, હું વેર લેવા જેટલો થયો ત્યારે વલી તહમે વરસો સુધી યુરોપની મોજ ચાખવા ઉતરી પડયા—પણ હવે, આજે તહમારા મરહુમ બાઇના છોકરા સલીમની ચુંગાલમાંથી, નવાબ સુલેમાન, તું કેમ બચશે? આજેજ મને તુને મલવાનો મોકો થયોછ અને યાદ રાખ કે મહારો બદલો લીધા વગર હું આએ કુરસી ઉપરથી ઝીનહાર ઉઠશ નહીં. ઓ ખુની, હવે બી કાંઇ આગલી યાદ થાયછ કે હજુબી વધારે સંભલાઉં!"

"હું કંઇજ—"

"કંઇજ જાણતો નથી! શાબાસ ચચાજાન, પેત્રામાં તમો અવવલ નંબરના પુરવાર થયાછ, તો ઠીક છે, આબી વાત મહારે મોંઢેથી સાંભલી લો, અને પછીબી ના કેહજોની કે તહમારૂં પાપ દુન્યાની હવામાં ખુલ્લું નથી થયું!"

"પણ—"

"પણ બણ કંઇ નહીં" પેલા જવાને પીસ્તોલ હાથમાં રાખીને હાથ ટેબલપરજ મુકી રાખતા કહયું "બધું પાછું સાંભલો, જાણે તહમે કશામાં નહીં હોવ તેમજ સાંભલો, જાણે તહમે કશામાં નહીં હોવ તેમજ સાંભલો મીંઆજી, અને પછીજ તહમારૂં અંતકરણ શું કહે છે તે કહી સંભલાવજો. સાંભલો, વીસ વરસની તે વાત છે જ્યારે હું પાંચ વરસની ઉમરનો હતો અને માહરા મા બાપની બીસ્યાર દૌલતમાં હું એક તેમનું વ્હાલું બચ્ચું મોજ મજાહની રેલ

છેલમાં ઉછરતો હતો. તહમે તે વખતે સદંતર કરકાબાઝુસ હતા, તહમે મ્હારા બાપના ભાઇ હોવાથી ઘરમાં તહમને ખાવા પીવા અને રહેવાનું મલતું હતું–મગર અફસોસ, કે માહરા ભલા પીદર નહીં જાણતા હતા કે પાલેલો કુત્રો પગ કરડવાનો હતો અને તેની આસ નીનમાં એક સાંપ વસેલો હતો, ઓ મુઝી મારે આસતીન! ઓ ઝહરીલા સાંપ! તેં નમકની કદર નહીં કીધી, ખાધેલા નમકપર હીસી હવસનો બદફયલ પરદો ફેરવ્યો અને તે મરહુમ ભાઇની ધણીઆણી જે તહારી માદરની જગ્યાપર કેહેવાય તેને તેં બુરે રસ્તે ઉતારવા સારૂ ફંદ અને ફરેબના જાલ નાંખવા માંડયાં. મગર જ્યારે પતીવરતાપણાંથી તું નેક બાબીને ફેરવી નહીંજ શકયો, ત્યારે તેં તહારા માઝાદ ભાઇનું ખુન કરવાનો ઇરાદો કીધો! શરમ, દુન્યાની લાનત, હયફ હોજો તહમારા જેવા લાનતી કુતરાઓ ઉપર કે જેના ઘરનું નમક ખાવું તેનાજ નમકદાનમાં થુકવું! ઓ આદમીઓના નામને કલંક લગાડનાર નીચ હીસી હવસના પાપી કુત્રાઓ, તહમે જ્યાં ખાઓછ ત્યાંજ થુંકોછઓ!"

"મગર—"

"મગર મગર કંઇ નહીં" સલીમે જુસ્સાથી પુકાર માર્યો "કમબખત પલીદ, તેં તે પછી મહારા બાપને ધીમું ઝહર આપવા માંડયું અને ભાઇના કદરદાન ઓથા હેઠળ રહેવાના ઢોંગ કરીને તેં તેની દવાઇમાંથી ઝહર આમેઝ કરીને આખીર તે મ્હારા નેક પીદરને તેં મારી નાંખ્યો, એ ખુનનું કામ મહારી માદરે છેલ્લેજ પારખ્યું અને અફસોસ કે તે વખતે તો બધું રંધાઇ ચુકયું હતું અને મહારા મરહુમ પીદર મૌતને મળી ચુકયા હતા. તેં મહારી ભોલી માદરને

સમજાવ્યું. તે બીચારીને ફુસલાવી કે હવે ગયલું માણસ ફરીથી આવવાનું નહીં હતું અને તુને પોલીસના હાથમાં સપડાવ્યાથી તેને પોતાને કાંઇજ ફાયદો થવાનો નહીં હતો, અને એમ સમજાવતાંજ તેં જણાવ્યું કે મ્હારા પીદરની તમામ દૌલત મ્હારી માદરે તહારા હાથમાં મુકવી અને તેના બદલામાં તું તેની સાથે પરણીને તે બીચારીને તહારી ધણીઆણી કરવાનો હતો. મ્હારી ભોલી માદર ! તેણે સુઝમાં રોઝા ખોલ્યા, તેણે સઘલી દૌલત તહારા કબજામાં આપી, તેનીપર તહારો કાબુ થાય તેમ બધું કીધું અને પછી તહારી સાથે પરણવા તૈયાર થઇ. મગર તેં તેણીને ઉડાવી ઉડાવીને વચન કાહાડી નાંખ્યો અને પછી તું કોઇ માસેતેજ્જર શખ્સની છોકરી સાથે પરણ્યો."

"હું તહારી માદર સાથે પરણીજ કેમ શકું ?"

"શયતાન ! જહાન્નમાં નાંખ તહારા પરણવાને, પણ તેં મ્હારા બાપનું ખુન છુપાવવા તેણીને પરણવાની કબુલાત આપી, અને પરણવાની કબુલાત આપીનેજ તેં મારા બાપના સઘલા પઇસાપર હકુમત મેલવી. પઇસા કબજે થયા પછી તેં તેને ઉડાવી, બનાવી, અને તેજ પઇસાથી એક પઇસાદારને આંજી નાંખીને તેં તેની છોકરી મેલવી અને મ્હારી બીચારી માયને તેનાં પોતાનાજ ઘરમાંથી બહાર હાંકી કાહાડી અને મ્હારા બાપની મીલકતનો તેમ કરીને વારીસ થઇ બેઠો. દુખથી દીવાંની બનેલી અને પોતાને સંકજામાં ફસેલી જોઇને મ્હારી માદર તહારી સામે કશુંજ કરી શકી નહીં, કારણ કે તે જાણતી હતી કે તુને પોલીસમાં ફસાવવાથી એક ખુનના કામપર જાણી જોઇને આંખ બીચામણાં કરીને પોતેબી ગોયા શામીલ થવા માટે તેના પોતાના સરપર આફત આવવાની હતી—અને તેથી તે ગુપચુપ ચાલી ગઇ.

હવે તું મ્હારા બાપના પઇસા અને મીલકતપર તહારી બઇરી સાથે બેશીક મૌજ કરવા લાગ્યો અને માહરી માદર મ્હને લઇને લોકને ઘરેઘર ગોયા ભીક માંગતી હોય તેમ માંગી તાંગીને મ્હારૂં અને પોતાનું પેટ ભરવા લાગી! લોકે તહારી તરફ પોતાની બાબીને રખડતી કરવા માટેનોજ ફકટ ધીક્કાર નાંખ્યો, કારણ કોઈ શું જાણે કે તેં છુપા કેવાં ભયંકર પાપો કીધાં હતાં અને વલી કોઇનીબી આગળ મહારી માદર તાહરા પાપને ઉંઘાડું પાડવાની કોશીશ કમનસીબે કરી શકતીજ નહીં હતી—"

"પણ તેણે પોતેબી ત્યારે તેં જોયું કે પાપમાં શામીલગીરી આપી હતી—"

"ચુપ, એવકુફ!" સલીમે ગર્જના કીધી "તહારા જેવા નીચ નીમકહરામ પલીદ કોરગાઓ તો ભોલી ઔરતોની કમસમજનો લાભ લઇને તેઓનાં તાંતીઆ તેઓનાજ ગલામાં નાંખીને ભમાવે એનું પાપ તહમારેજ શીર છે, તે ભોલી થઇને તહારા ફરેબમાં ભમી ગઇ તો શું થયું? મગર તેનો આઝાબ તો તું પાપી પલીદના માથા ઉપરજ રહેશે.—પણ, વધારે, સાંભલ, તુંને તે પછી એક છોકરી પયદા થઇ અને મહારી માદર પોતાનાજ ઘરબારથી ઉખડી જઇને પોતાના વારીસ બેટાને મુફલીસીમાં લઇને રખડતી થઇ. અને તમો ત્રણે તો મૌજ મારવા લાગ્યા. અફસોસ, અફસોસ, ઓ હું કેવું ચાહુંછ કે તહારી ઔરતબી વીધવા થઈને પોતાનાં યતીમ બચ્ચાંને લઇને લોકને ઘેર ઘેર રોટીના ટુકડાને માટે રખડે! પણ હું જાણુંછ કે તહારી તે ઔરત મરણ પામીછ અને તું તહારી ગુલાબ જેવી બેટી સાથે ચમન કરેછ—"

"અફસોસ, પ્યારા બચ્ચા સલીમ!" હવે આંખમાં આંસુ લાવીને નવાબે કહ્યું "તુને કયાંથી ખબર હોય કે પઈસાદારો જેઓ મહારા જેવાના પલીદ કામથી તવંગર બન્યા હોય તેમના બહારના શરીર ફકટ ટીપટાપથી શોભી શકે છે મગર, મગર, ઓ અફસોસ—"

"કેમ અફસોસ કરોછ, અચાજ્જન," તહમારી પાપી છાતી જરા ખુલ્લી કરો."

"અફસોસ, પ્યારા બચ્ચા, કે ઉપરની ટીપ ટાપ બધી ફોકટ છે, અંદર જો—અંદર અંતકરણને જો, તેના થોડા ધાગીવાગીને તે પાપની દર પળે યાદ કરાવેછ, ને તે હું દર-થોકે મહારા પાપને યાદ કરીને પસતાઉંછ—પસતાઉંછ—પસતાઉંછ."

"પસતાઓછ? શું ખરૂં બોલોછ? તમે પાપીઓ વળી પસતાવોબી કરી શકોછ ખરા કે?"

"સલીમ, મહને ચોબા ના દે, તાણુ ના માર, હા—હું ખરા દીલથી પસતાઉંછ. હું ખરા દીલથી પસતાઉંછ, સલીમ, અને તેનો પુરાવો અહીંજ મૌજુદ છે." એમ બોલતાંજ તેણે પેલો ફોટોગ્રાફ ખાનામાંથી કહાડીને સલીમની તરફ મુકયો "જો—જો—આએ કોણનો ફોટોગ્રાફ છે જે હું રાતને દહાડો જોઉંછ, કારણ કે મહારૂં અંતકરણ મહને તે જોવા અને તેની માફી માંગવા કહેછ. હું જ્યારે બી એ ફોટો જોઉંછ ત્યારે એની પાસે માફી—માફી-માફીજ માંગુછ. જો, સલીમ એ કોણનો ફોટો છે."

"કોણ? મહારા મરહુમ પીદરનો ફોટોગરાફ?" એમ બોલતાં એક ઝડપ મારીને સલીમે તે ફોટોગરાફ ઉંચકી લઇ હોટ સાથે દાબ્યો અને દીલગીરીથી ટેબલ પર પાછો મુકયો.

"હા—હા, તહારા પીદરનોજ ફોટોગ્રાફ, તહારા પીદરનો અને મ્હારા માજણ્યા ભાઇનો" અને અહીં નવાબ પેહલીજવાર ડુસકે ડુસકે રડયો "સલીમ, તુંને શું ખબર હોય બચ્ચા કે હું મ્હારા પાપના બોજાથી હવે દબાઇ જતો જાઉંછ, અને મને મહારો પ્યારો ભાઇ યાદ આવેછ—એ ફોટોગ્રાફ હૈદરાબાદમાં લીધેલો છે, આપણામાં ફોટો નહીં પડાવવો એવી ચાલ છે, મગર મહારા ભાઇ સુધરેલા વીચારના હતા, તેવણે પોતાનો ફોટો કોઇ યુરોપીયન દોસ્તને ત્યાં પડાવેલો, મહને તે ભેટ આપેલો, અને મહને તે વખતે શું ખબર હતી કે બાવીસ વરસ પછી એ ફોટોગ્રાફ મહારૂં કલેજું કોતરી ખાશે!—મગર, હવે મહને પુછવા દે સલીમ કે તહારી માદર ઝીન્દા છે કે?"

"માદર! અફસોસ, ઘરેઘર નૌકરી ચાકરી કરીને મહારી માદરે મહને મોટો કીધો અને મહારી ઉમર પુખ્ત થઇ ત્યારે તહમારા પાપનો ખુલાસો કરીને તે બીચારી ખહીના રોગથી પીડાઇને મરી ગઇ—મરતી વખતનો તે ખુલાસો મેં સાંભલ્યો ને સાંભલ્યોજ તહ મારીપર વેર લેવાનો મેં ઇરાદો રાખ્યો. હું હવે અદબ રાખીને બોલુંછ ચચાજાન કે તહમારૂં અંતકરણ જે દંખેછ તે સારૂંજ છે, હવે તહ-મારો પાપી વખતબી હું ધારૂંછ કે નઝદીક આવતો જાયછ અને આએ પીસતોલ હું ધારૂંછ કે મહારા માબાપનું વેર લઇ શકશે—"

"નહીં, નહીં,—દુખમાં મરેલાને ના માર, મારીને તું શું કામ હાથ ખરડેછ? મહારૂં પાપજ મહને મારેછ, વ્હાલા બચ્ચા, તું મહારે હાથે ગયરઇનસાફ પામેલા મહારા વડા ભાઇનુંજ પ્યારૂં ફરઝંદ છે તો હું તુંને સલાહ આપુંછ કે તું મહારા જેવા પાપીના લહુમાં

તહારા હાથ ના ખરડ, મહારૂં અંતકરણ મહને ડંખેછે, મહારી ઝીંદગી મહને અકારી નકારી ઝહર જેવી કડવી હવે લાગેછે, તો મહને મહારા પોતાના પાપમાંજ મરી રહેવા દે—હું તુને થયલા ગયર ઇનસાફનો બદલો આપવા માંગુછ, મહને મારી નાંખશે તો તું તહારા સરપરઆ આફત ખેંચશે અને તેટલું બધું કીધા પછીથી ફાયદો તો કાંઇજ થવાનો નથી—મુએલાં કાંઇ પાછાં આવવાના નથી-તુને તહારો બદલો હું નેક રીતે આપવા માંગુછ, તું હમણાં કયાં છે ને કેવી હાલતમાં છે?"

"હું હમણાં તો મહારી માદરના કોઇ દુરના સગાને ત્યાં મુંબઇમાંજ રહુંછ, તે એક ધણી ધણીઆણી ગરીબ છે અને મહારી બીચારી માદર તે લોકનાજ ઘરમાં મરણ પામેલી, તે દીવસથી હું તે લોકને ત્યાંજ છું, નોકરી કરૂંછ, ને બહુજ ગરીબાઇમાં તે લોક સાથ દાહાડા કાહાડુંછ."

"ઠીક," નવાબ સુલેમાને ખાનું ખોલતાં અને તેમાંથી નોટનું એક બંડલ કાહાડીને કહ્યું "લે આએ પાંચ હઝાર, એક વેપારીને આપવાના તઇયાર કીધેલા હતા તે તું લે, તેને તો હું ચેક મોકલીશ, ને જા—હું મહારૂં વીલ આજને આજ ફેરવી નાંખુછ અને તેમાં મહારી તમામ મીલકત અને પઇસા તહરા નામપર ચઢાવી આપુંછ, મગર એક શર્ત—"

"અને તે શર્ત?" પાંચ હઝારની પેલી નોટો લઇને ખીસામાં મુકતાં ધીરજથી થોડો વીચાર કરીને સલીમે પુછ્યું.

"એજ કે તું મહારી સંગીના સાથે પરણે અને તહમો બેઉ હરગીઝ છુટાં નહીં પડો. સંગીના સાથે પરણે તોજ તુને બધી મીલકત

અને પઇસા મલે, નહીં તો નહીંજ—બોલ સંગીના સાથે પરણશે ? હા બોલ ને ખુશી થઇને ચાલી જા, ને ના બોલ ને ગમે તો તહારી પીસતોલની ચાંપ દાબ ને મહને મારી નાંખ."

"મહને સંગીના કબુલ છે, ચચાજાન." સલીમે પીસતોલ ખીસામાં મુકતાં કહયું.

"તો જા—આવતા બુધવારે મહને બપોરે બે વાગે અહીંયાજ મલજે—સલામ."

"સલામ" અને સલીમ શેકહેન્ડ કરીને દાદર ઉતરી ગયો.

## પ્રકરણ ૨ જું.

### શયલા.

આપણને હવે મહાલક્ષ્મી તરફના એક કંગાલ નહાના ઘર તરફ નજર નાંખવાની છે, એ તરફ થોડી વસ્તી છે અને ગરીબ સ્થિતીના લોકો ઘણાખરા વસે છે. જે ઘરની આપણે વાત કરીએ છીએ તે એક મજલાનું ન્હાનું મકાન છે અને તેના પહેલા માલપર એક ગરીબ સુંદર છોકરી રહે છે અને ભોંયતલીએ એક બુઢ્ઢા ઔરત પોતાના જેવીજ બુઢ્ઢી થઇ ગયલી તેની એક બહેન સાથે મુકામ કરે છે. આપણને ભોંયતલીએવાલાઓ સાથે કામ નથી, જે કામ છે તે માલપરના સુઘડ નહાના રહેઠાણમાં. આપણે જોઇશું તો ગરીબ

સંસાર છતે બધું ઘણુંજ સફાઇદાર અને સાફ છે. બારીએ લાલ પરદો કરેલો છે, અને ઓરડાની વચમાં નહાની એક ગોળ સંગેમરમરની મેઝપર તેવોજ લાલ ભરેલો કટકો ટેબલ કલોથ તરીકે સણગારીને મુકયો છે અને તેની ઉપર ખુશબુદાર એક તુરો ફુલોથી બહેક બહેક થતો મુકેલો છે. તે ગરીબ ઘરની સુંદરતા એક કોચપર અઢેલીને અરધી સુતેલી અરધી બેઠેલી છે અને તેણે પોતાની નઝર એકકી ટગરે સામે ચટાઇપર રમતી ચાર વરસની એક બુચીપર ઠેડવી રાખેલી છે.

તે સુંદર છોકરીની બ્લુ શોભાઇતી આંખો, તે ભરેલી ગરદન અને તે ગરદનપરનું બરાવદાર માથુ, ગુલાબી રૂખસાર, કીરમજી હોઠ, સુફેદ મોતી જેવાં દાંત, સાંપની પેચવાલા ઝુલફા, અને નુરીલો ગલગોટા જેવો મુખડો બતાવી આપે છે કે ગરીબાઇની શીપમાં એક આબદાર મોતી છુપાયલું છે. મધ્યમ ઉંચાઇ કરતાં તે સ્હેજ વધારે લાંબી છે તોબી તે જે છે તેના કરતાંબી વધારે ઉંચી ને દમામદાર લાગે છે. કોચપર ગોઠવાઇને બેદરકાર રીતે બેઠેલી તે સુંદર ખુબસુરતી જોયા પછી કોઇ જવાન શખ્સ પ્યારમાં નહીં પડે એ બીલકુલ અજાયબી ઉપજાવે તેમાં કશોજ શક નહી હતો,—તેણે થોડોક તુરકીશ ઢબનો પોશાક સજેલો છે, તેના હાથ કોણી સુધી ખુલ્લાં છે અને બાલ છુટા નાંખેલા તેની ખુબસુરતીમાં કાંઇ વધારોજ કરે છે— તેનાં આંગલાપરની એક પુરી હીરાની વીંટી તેની એકલી માલોમતા છે અને તે વીંટી પોતાની શેઠાણીની ખુબસુરતી જોઇને ગોયા શરમાઇ જાય છે! તેની ઉમર લગભગ વીસની થવા આવેલી છે. તે ગુલાબ સમ ખુબસુરતી તેને પુખ્ત ઉમરની ઔરત બનાવી ચુકી છે. આ સુંદરી જેની બેહદ ખુબસુરતીએ આપણું મન તેના ભણી રોકી રાખેલું છે

તે આપણી વાર્તાનું દીલ અને જીગર હોવા સાથે તેનું સુંદર નામ શયલા કુંવારી છે, અને તે હજુણ પરણ્યા વગરની એક કુંવારીજ છોકરી છે.

શયલાના દાદા એક રાજપુતાણી બાઇ સાથે પરણેલા, અને શયલાની તે રાજપુત બપઇ પોતે ઉકમાઇ અને નવાઇનું સુંદર નામ પોતાના બેટાની બેટીપર રાખીને "શયલા કુંવારી"ના પ્રિય નામથી તેને બોલાવવા લાગી, અને તે નામ પછી સુંદર શયલાને તેના મા અને બાપ શયલા કુંવારીના નામથીજ બોલાવતા ગયા અને રહયા. શયલાના દાદા તવંગર હતા, મગર તેમના અને તેમની ઉંચ કુલની મહોરદારના મરણ પછી એકાએક જાણે તે કુટુંબપર આફ્ત આવી પડી, અને શયલાના પીતા પોતાની સઘળી દૌલત ગુમાવવા સાથે કર્ઝદારીમાં જઇ પડયા, અને આપણે હાલમાંબી તેજ ગરીબાઇના સબબે આ સુંદર છોકરીને મુફ્લીસીમાં વસતી જોઇએ છીએ.

આપણે ઉપર જોયું તેમ તે કોચ ઉપર અરધી સુતેલી અને અરધી બેઠેલી ઢબે આરામ કરે છે, અને ચટાઇપર રમતી ચાર વરસની બુચીને ટગર ટગર જુએ છે, તે બુચીની પાછલ ઘણીજ સંભાળ લેવાયલી પ્રગટ નઝર પડી આવે છે, કેમજે જેમ શયલા પોશાકમાં સુઘડ અને સફાઇદાર છે તેજ મીસાલ તે નહાનું બાલકબી સફાઇદાર સાદા કપડામાં સમજાયલું છે.

એકાએક શયલાનો ચહેરો રફ્તા રફ્તા ગંભીર બનતો ગયો, તેનો અરધો હસ્તો દેખાવ ગુસ્સાબાઝ બની રહયો, તેના આંખના તોપચાં જાણે ઉંઘવાની હોય તે મીસાલ વીંચાઇ વીંચાઇ જવા લાગ્યા. પણ થોડોજ વખ્ત, અને બીજી પલે તે તે ગમમીન ગમગોસાર

આંખો પેલી મુચા તરફ ફેરવીને કડવાસથી બોલી "કંગાલ બચ્ચી, તહારે, તહારેજ લીધે હું આટલું બધું ખમું છું."

તે બચ્ચું શયલાના શબ્દોનો ભાવાર્થ સમજી શક્યું નહીં, ફક્ત તેના કાનોપર તે ગુસ્સા ભરેલા ગડગડાતનો ઉંડો આવાઝ થયો, અને શયલાએ જે રીતે પોતાનો હાથ હીલચ્યો તેથી તે બચ્ચું બીધું અને તેણે હાથમાંની રમવાની ઢીંગલી ફેંકી દઇને મોટેથી ભેંકરો તાણીને રડવા માંડ્યું.

"અઝીઝ, મહારી અઝીઝ મરીયમ!" અને ભેદ ભરેલી શયલા તે વ્હાલી મુચાને ઝડપથી ઉંચકી તેને છાતીમાં દાબી દેતાં બોલી "કલેજા, ના રડ! પાક ખુદાને ખાતીર, નાં રડ! હું તહારી સાથે ચીરડાઇ? નહીં અઝીઝ બચ્ચા! ના રડ, મહારા જાન, મહારા જીગર મરીયમ, ના રડ!"

તે બચ્ચું તો ભરાયલી છાતીએ ડુસકાં ખાવા લાગ્યું, અને તેને સમજાવતાં સમજાવતાં શયલા થાકી ગઇ. તે નીરદોશ બાલના ડુસકાએ શયલાની છાતીમાં ગોયા બંડ જગાડયું. "એમ ના રડ, તહારી નીરદોશ ન્હાની આંખોમાંથી નીકલતાં આંસુનાં ટીપાંઓ મહને દરીઆબના મોજા મીસાલ લાગે છે તો તે મોજાની છોલ મહારીપર ના ઉડાર ને મહને ના બીજવ, બ્હાલા જાન, મેં તુંને ઠપકો આપ્યો કે? હું મુઇ તુને ઠપકાની આપતી." અને એમ બોલતાંજ શયલા તે બચ્ચાં કરતાં હવે પોતે વધારે જોરથી રડવા ને ડચકાં ખાવા લાગી "હું મુઇ તુને ધમકાવતી."

મરીયમે હવે શયલાની ગરદન આસપાસ પોતાના નાઝુક કુમલા હાથ નાંખ્યા અને શયલા તે જોઇને ખુશી થતી પોતાના આંસુ લુસી

નાંખીને મરીયમને ઝોરથી છાતીએ દાબવા લાગી, અને તેની સાથે રમવા લાગી, આખીર, રમીને મરીયમ સુઇ ગઇ જે જોઇને શયલાએ તેને હલવેથી ઉંચકીને પાસેના ઓરડામાં લઇ જઇને ત્યાંના બીછાનામાં મુકી.

ઝઝકલું થયું હતું અને દીવાનો વખત થવાથી શયલાએ બતી સલગાવી, તેટલાં કોઇએ બાહારથી દરવાઝો ઠોક્યો—શયલાએ દરવાઝો ખોલ્યો.

ઉંબર આગલ એક બાનુ જેણે મોંઢાપર બુરકો નાંખેલો રેહ-વાન્જ દીધેલો હતો તે ઉભેલી જણાઇ. તે સાદા પોશાકમાં સજ્જ થયલી બાનુ હતી, હાથપર ફકત બ્રેસલેટો હતી, અને તેણે નીકાબ કાલો જે ચેહેરાપર નાંખેલો હતો તે એટલો તો જાડો હતો કે તે બાનુના ચેહેરાનો એક ઝરાબી ભાગ જણાતો નહીં હતો, આંખ અને નાંકની જગ્યા આગલ ફક્ટ જાલીવાલું પાતલું કપડું હતું. શયલાએ આ બાનુને અગાઉ કદી બી જોઇ નહીં હતી, અને તે બાનુએ શયલાને આ આગમજ કદીબી દીઠી ન હોતી—તેથી, બેઉ એક બીજાને જોતાં ને જોતાં અજાયબ રહયા!

"તમે કોણને પુછોછોજી?" વાંસલી જેવા મધુર ઝીણા સાદે શયલાએ તે અંજાણી બાનુને સવાલ કીધો.

"જી—હું—હું—તમારી માફ માંગુછ બ્હેન" તે બાઈ આજુબાજુ જોતી ગભરાતી ગભરાતી બોલી "કે કંઇ ભુલ મેં કીધેલી લાગેછ, યાતો હું ઘર ભુલી ગઇછ, કે નહીં તો હું જેઓને મલવા માંગુછ તેઓ હીંયાંથી હું ધારૂંછ કે ખાલી કરી ગયાછ."

"તમે ખોટે ઘરે અથવા ખોટે રસ્તે આવેલા લાગોછ, કારણ

કે હીંયાં તો ઘણાં વરસ થયાં અમારાંજ કુટુંબીઓ વસતાં હતાં."

"નહીં"—પેલી બાઇ ફરીથી આજુબાજુએ જોઇ જોઇને વીચાર કરતાં બોલી "હું ખોટે રસ્તે ને ખોટે ઘરે તો આવીજ નથી પણ, હું જેઓને જોવા માંગુંછ તેઓ હીંયા જણાતા નથી!"

"તમે હીંયા કોણને મલવાની આશાએ આવ્યા હતા, બાનું?" ઘણી સભ્યતા વાપરીને શયલાએ સવાલ કીધો.

"માલવાનાઆગલા રહીશ શરીફુદ્દીનના ખાનદાનવાલાઓને હું મલવા માંગતી હતીજી." તેવોજ સભ્યતાભર્યો જવાબ તે અંજાણી બાઇએ આપ્યો.

"અંદર આવોજી." અને શયલાએ આમંત્રણ દેતા ખસીને હાથ બતાવ્યો. "હું હવે જોઇ શકું છું કે તહમારૂં કામ મહારાજ કુટુંબીઓ સાથે છે."

તે અંજાણી બાઇ જરા વખત ડઘમઘેલી રહી, પણ પછી તુરતજ પોતાનો વીચાર ફેરવીને તે ઉંબર ઉપરથી અંદર દાખલ થઇ, પણ વળી તેણે ચ્હેરો ફેરવી નાંખ્યો અને તુરતજ પાછી ફરવાનો વીચાર કીધો.

"અંદર આવો બાનુ" શયલાએ કહયું "પાકખુદાને ખાતીર અંદર આવો નહીં તો ચાલી જાઓ, કારણ કે તહમારી વર્તણુંકથી મહને અપમાન મલે છે, કેમજે હું એમ સમજું છું કે તહમે અંદર આવવા માટે તહમારી સલામતી નહીં ધારતા હોવ—અંદર આવો બાનુ, હું કંઇ લુચ્ચી લબાડ કે ગલાફાંસું નથી કે તહમે એમ બીહોછો. ઉલટું જો કદાચ બીહવું ને ડરવું જોઇએ તો તહમારેથી માહરે બીહવું જોઇએ, કાંયજે તહમારો ચ્હેરો હું જોઇ શકતી નથી."

"પણ મને કહો, મ્હને ત્હમે કહો કે ત્હમે શું શરીફુઉદ્દીન માલવાવાલાનાજ ખાનદાનના છો?" પેલી બાઇએ અંદર આવતાં આવતાં કાલાવાલાની ઢબે પુછયું.

"હાજી-શરીફુઉદ્દીન મ્હારા દાદા થતા હતા, અને મ્હારૂં નામ શયલા છે."

"ત્હમારૂં નામ? તહમારૂં નામ શું?" અચકી અચકીને પેલી બાઇએ પુછયું.

"મ્હારૂં નામ શયલા."

"શયલા? ત્હમે શરીફુઉદ્દીનના ખાનદાનના થાઓ?"

"હાજી—પણ બાનું તમે અંદર આવો, જરા શાંત થાઓ, ત્હમારો નીકાબ ઉતારો, આવો આપણે ટેબલ આગળ બેસીને વાત કરીએ" શયલાએ સુચના કીધી.

"તમે આગલ ચાલો, હું તમારી પાછળ ચાલુંછ." જાણે શયલાથી બીહતી હોય તેમ તે બોલી. શયલાએ દરવાજો બંધ કીધો અને તે બેઉ મેઝ આગલની કુરસીઓપર જઇને બેઠા. એક મીનીટ સુધી તે બાઇ કાંઇજ બોલી નહીં પણ આસપાસ જોવા લાગી અને તે પોતાના જાડા બુરકા તલેથી બધું જોતી ને તપાસતી હતી તેટલા શયલાએ તેના આખા શરીરને નીહાલવા માંડયું. આખીર તે નવી બાઇએ છુટકારાનો એક દમ ખેંચતાં કહયું "ત્હમે ત્યારે શરીફુઉદ્દીન માલવાવાલાના ખાનદાનનાજ છેઓ કેમ? ને ત્હમારૂં મુબારક નામ શયલા, કેમ?"

"હાજી." અજાયબીથી તેની તરફ જોતી શયલાએ પાછી ખાત્રી આપી.

"ઠીક, તો તહમારા પીદર, તહમારા માદર, તહમારા ભાઈ—"

"મહારા પીદર ને માદર તો મરણ પામ્યા." શયલાએ કહ્યું.

"મરણ પામ્યા?—શું બોલોછ? બેઉ મરણ પામ્યા? ક્યારે?"

"મહારા માબાપને મરણ પામવાને બે વરસ થવા આવ્યાછ બાનુ" શયલાએ કહ્યું "હું તો નહાનપણથી અમારા એક દુરના સગાને ત્યાં સીકંદરાબાદ હતી અને જ્યારે મહારા માતાજી બહુ બીમાર થયા ત્યારેજ મ્હને મુંબઈ બોલાવી લેવામાં આવી. બીચારા મહારા પીદર! તેવણના એકાએક ગુઝર પામવા પછી એક મહીનામાં મહારા ભલા માતાજીબી બીમાર થઈને મરણ પામ્યા, અને તે વાતને આજે બે વરસ થઈ ગયા છે."

"બે વરસ થઇ ગીયા? તો તહમારા એક ભાઈ હતાની?"

"હા, હતા."

"તેવણનું શું થયું?" પેલી અંજાણી બાનુએ આતુરતાથી સવાલ કીધો.

"મહારો ભાઇ બીચારો પરદેશ ખેડવા ગયો છે, તે સ્ટીમરપર નોકરીએ રહયો, અને અમારી ગરીબાઇમાં વધારે બોજો નહીં થવા પરદેશ જતી આગબોટપર ગયો છે."

"ગરીબાઇ! એ શું બોલોછ?" પેલી કોઇ બાઇ જાણે સપનો

દંખ લાગ્યો હોય તેમ ચમકીને બોલી, અને શયલાનું મોઢુંજ જોવા લાગી.

"હા, બાનુ, ગરીબાઇ, મુફલીસી, તંગદસ્તી, જે કહો તે અમારા કુટુંબની એક આફતજ હતી" શયલા દીલગીરી ભરેલા ચેહેરાએ ખુલાસો કરવા લાગી "મ્હારા દાદાની તવંગરી બરબાદ થવા પછી મને સીકંદરાબાદમાં રાખીને મ્હારા નહાના ભાઇને લઇને માદર અને પીદર અહીંયા મુંબઇ આવ્યાં, અહીંયા ગરીબાઇમાં વખત કહાડવા પછી મ્હારા પીદરના મરણની આગમજ કોઇ અજબ રીતે દશ હજાર રૂપીઆની રકમ મ્હારા બાપના હાથમાં આવી, મગર મ્હારા પીદરની કિસ્મટી ઉંધી થઇ, તેવણે જુગાર અને શરત રમવામાં તે આખી રકમ ગુમાવી દીધી અને તે રકમ ગુમાવવાથીજ તેવણના દીલપર અસર થઇ. દીલના ધબકારા બંધ થયા, એકાએક મરણ પામ્યા. તે પછી તેવણના ગમમાં મ્હારા માદર બીમાર પડયા, મ્હને સીકંદરાબાદથી બોલાવી લેવામાં આવી, તે પછી મ્હારા માદર મરણ પામ્યા. મ્હારો ભાઇ તુટેલા જીગરે સ્ટીમરની નૌકરીએ ગયો, મેં બધો જુનો પુરાણો સામાન વેચી નાંખ્યો ને આએ મ્હારા કામનો થોડો સામાન લઇ લીધો અને બચેલા થોડા પઇસામાંથી પેહેલા ગુઝરાન કરવા લાગી અને હવે હું સીવી-ગુંથી ભરીને મ્હારૂં સારી રીતે પુરૂ કરૂં છું—"

"ને કોઇ તહમારી સાથે બીજું?" પેલી બાનુએ સવાલ કીધો.

"ને કોઇ મ્હારી સાથે બીજું?" શયલાએ જાણે પોતાની સામે ભુત જોયો હોય તેમ અજાયબીથી ફાટી જતાં તે અંજાણી બાનુના ચહેરા તરફ જોઇને તેનો સવાલ પાછો બબડી લીધો "તે-તે"

"હા, તે-તે-"શયલાના હાથપર હાથ મુકીને તેના કાનપર

પડતાં તે બાઇ જાણે જરા બીહીતાં બીહીતાં બોલી.

"તે તો મ્હારી મરીયમ બુચી!" શયલાએ ઝડપથી બોલી દીધું.

"તે-તે-તે બુચીજ—"

"તેનું તહમુને શું—હંઅ, મંકુજે—"

તેટલાં પાસેના ઓરડામાંથી મરીયમનો રડવાનો સાદ આવ્યો "ઓ, લેઓ, મરીયમજ ફેરી ઉઠીછ, ને રડેછ."

"હવે હું જાઉંછ, શયલા, હું જાઉંછ-મ્હને હવે મ્હારે મકાને જવુંજ જોઇએ" તે અંજાણી બાઇએ ફરી ઉભી થતાં કહયું "રાત ઘણી પડી જશે તો નવરે રસ્તે જવાશે નહીં, વીકટોરીઆ ગાડીબી દુરજ મલેછ, થોડું ચાલવું પડશે તેથી મ્હને હવે જવા દે."

"તહમારી વરતણુક વીચીત્ર છે—મરીયમ પાછી મુંગી રહી ગઇછ તો મ્હને તેની આગલ જવાની જરૂર નથી રહી, તહમે બેસો, તહમારી વાત કરો-તહમે મરીયમ વીશે શું—

પણ તે બોલી રહે તે અગાઉ પેલીએ કહયું "તહમે મ્હને રોકો ના, મ્હને વખત થાયછ, એકાંત લત્તામાંથી મહારેથી જવાશે નહીં."

"નીચેના બાકુત પાસે હું ગાડી મંગાવી આપશ તેમાં જજો." શયલાએ સુચવ્યું.

"નહીં-નહીં, હુંજ પોતે ગાડી જોઇ લેવશ ને જવશ, તહમે તસ્દી ના લેઓ-પણ મ્હને હવે જવા દેઓ."

"તહમે આવ્યા શું ને જવા શું માંગોછ?" શયલાએ કહયું "આવ્યાને વખત નથી થયો તેટલાં જાઓછ! મ્હને તહમે સવાલો

પુછી લીધા, તો હવે મ્હનેથી જરા પુછવા દેશો કે નહીં!

"ના-ના, મ્હને ત્હમે હમણાં કાંઇજ ના પુછતાં!" લગભગ ગભરાત બતાવતાં તે બોલી "મ્હારી ધીરજ ખુટી ગઇ છે, મ્હને કાંઇ સુજતું નથી-હાલમાં હું જાઉં છું, બીજી વખત આવીશ ત્યારે વાત."

"ત્હમે પાછા આવો કે નહીંબી, આવશો તેની ખાત્રી શી?" શયલાએ દરવાજો રોકતાં પુછયું.

"ખાત્રીમાં આએ મોતીની માલા" તે બાઇએ છાતી પાસે હાથ નાંખીને ગલાંપરથી મોતીઓથી ભરેલી એક માલા સેરવી કાહાડતાં તે શયલાના હાથ આગલ ધરીને કહયું. "લેઓ, રાખો, હું પાછી આવું ત્યારે મહને આપજો."

"ઓહો, ત્યારે ત્હમે તો કોઇ મોટે ઘરના બાઇ છો!" શયલાએ માલા લેતાં કહયું "મ્હને હવે તો ત્યારે ત્હમારે વાશે બહુજ મોટી આતુરતા થાયછે-ત્હમે કોણ છેઓ? મ્હને કહો, મ્હને કહો—"

"નહીં, નહીં. હાલમાં નહીં, શયલા, હાલમાં નહીં કહેતી, હું કાલ પરમ પાછી આવશ ને આપણે પેટ પુરતી વાત કરશું."

"ત્હમે મ્હને તહમારો ચેહેરો નહીં બતાવતા? ત્હમે કોણ છેઓ તે મ્હને નહીં કહેતા? મ્હને તો ત્હમે આતુરતાથી મારીજ નાંખોછ કે?"

"જરા ધીરજ રાખો, હું કાલ-પરમ જરૂર આવશ ત્યારે બધું કહેવશ."

"નહીં, હું ધીરજ રાખી શકતી નથી" અને એમ બોલતાંજ શયલા આગળ વધી અને તેણે એક ઝટકો મારીને તેનો નીકાબ ઉંચકી

લીધો, નીકાબ ઉંચકાયો અને તેની નીચેનો ગોરો ગોરો દેખાવ શયલાની નજરે પડતાંજ તે બે કદમ ગભરાઇને પાછલ હઠી, અને તેના હોટ વચેથી એક ઝીણી ચીખ નીકલતાંજ તેણે બુમ પાડી "કોણુ ? નવાબ સલામત જંગની બેગમ હસીના !"

"ખામોશ ! શયલા! ખામોશ !" શયલાના મોંઢાપર હાથ દાબી દેતાં બેગમે હલવેથી કહયું.

"હું તમને ખુલ્લા પાડવા માંગતી નથી." શયલાએ હાથ જોડીને કહયું "હા, હવે મ્હારી આતુરતા હેઠી પડશે અને મ્હને રાત્રે ઉંઘબી હવેજ આવી શકશે. આપણે બેઉ હવે એક બીજાને ઓળખીએ છીએ. ત્હમે પાછા કયારે આવશો ?"

"જલદીથી આવશ."

"તહમારી ફુરસતે જ્યારે ગમે ત્યારે આવજો, હવે હું ત્હમોને ઓળખી ચુકી બેગમ હસીના–"

"ચુપ ! શયલા, તું જાણતી નથી કે દીવારનેબી કાન હોયછ ! કોઇ આજુબાજુ ચારો જોતુંબી હોય ને સાંભળતુંબી હોય–લે આએ" અને એમ બોલતાંજ ગજવામાં હાથ નાંખીને તેણે પઇસાની એક દેલી બહાર કાઢી શયલા તરફ ધરી.

"હું મરતાંબી એને હાથ નહીં લગાડીશ." શયલા બોલી "તહમે જાઓ, બીજી વખત આવજો."

બેગમે શયલાનો હાથ ચુમ્યો, અને બુરકો પાછો ચહેરાપર નાખી દેતાં તે દાદર ઉતરીને ચાલી ગઇ, ગલીના નાકા સુધી ગઇ ત્યાં સુધી

શયલાને બેગમે જોયાં કીધું, અને બેગમ દેખાતી બંધ થઇ ગઇ કે શયલા અંદર દોડી ગઇ.

બેગમ હસીના થોડેક વેર ચાલીને ગઇ તેવામાં સામેથી એક વીક્ટોરીઆ મળી, તેમાં તે બેસી ગઇ, અને ગાડીવાલાને વાલકેશ્વર જવાનો હુકમ આપ્યો. ગાડીવાલાએ મોણગતી સરખી મુકવાને મસે બેગમનાં શરીરપર એક ઉડતી નઝર નાંખી લીધી, અને પછી બતા મુછીને કોચબોક્ષપર ચઢી બેઠો.

ગાડી આગલ ચાલી અને થોડેક રસ્તે જતાં તે એક ઉજડ ગલી તરફ ફરી, બેગમે ગાડીમાંથી બુમ પાડી "આએ તરફ કયાં લેછે, ગાડીવાલા?"

"જી, ટુંકે રસ્તેથી લઇ જાઉંછ." બેગમે તે સાંભળીને મનમાં સંધ્યારો લીધો, પણ નહીં-કદાબી નહીં જોયલા રસ્તા અને મેદાન તરફ ગાડી હંકરાઇ જતી હતી! બેગમે ચાહયું કે બુમ પાડીને ગાડી ઉભી રખાવે યા ગાડીવાલો જો ઉભી નહીં રાખે તો જીવના જોખમેબી કુદકો મારી દે-પણ તેટલાં, સામે જીણી બનીનો ઉજાસ કોઇ ઘરપર હોય તેમ જણાયું, બેગમે મનમાં ગાંઠ મારી મુકયો કે તે ઘર આગલ ગાડી જઇ પુગે કે ગાડીવાલાને એકદમ થોભવા જણાવવું, તે ઘરમાંનાં માણુસોની મદદ લેવી, અને તે ગાડીવાલો ખરૂં બોલતો હતો કે કેમ તેની વીગત મેલવવી. તેનાં મનમાં મજબુત શક બરપા થયો હતો કે ગાડીવાલો કોઈ ભલતેજ ઠેકાણે ગાડી હાંકી જતો હતો અને તેના મનમાં દાગીના લુટવાના હતા. બેગમે પોતાના મનમાં ને મનમાં વીચારોના વમલનાં વમલો વીજળી વેગે ઉકલાવી નાંખ્યા, તે શયલાને યાદ કરવા લાગી, પોતાનો ખ્યાલ કરવા લાગી, અને તેટલાં તો ગાડી

એક આંચકા સાથે એકદમ ઉભી રહી ગઇ.

બેગમ હસીનાએ બહાર જોયું તો તેજ ઘર જેની મદદ તે લેવાનો મનમાં વીચાર રાખતી હતી ત્યાંજ—તેનાં પોતાના હુકમ વગરજ--ગાડી આપરસી મેલે ઉભી રાખવામાં આવી હતી! હજી તો તે કાંઈ બોલે કે પુછે તેટલાં રાથોડી દેખાવના બે શખ્સો તે પતરાંના છાપડાવાલા એકાંત ઘરમાંથી નીકળીને ગાડી આગલ ધસી આવ્યા, અને આવતાંને વાર તેઓએ બેગમને પકડીને ગાડીમાંથી બહાર ખેંચી કાહાડી અને તેના મોંઢામાં રૂમાલનો ડુચો માર્યો.

રૂમાલનો ડુચો મારવામાં આવતો હતો તેટલા થોડા વખતમાંજ બેગમના હોશ ફરામોશ થઇ જતા મગઝમાં તેની હાલત, શયલાને મલવાની વીગત, અને આ હુમલો, અજબ ગુંચવણથી યાદ આવ્યા અને તેની છાતીમાંથી ગુંગલાતો ગુંગલાતો સાદ નીકલ્યો—"અફસોસ, દગો! દગો!"

## પ્રકરણ ૩ જું.

### બેગમની દીલાવરી!

અચાનક આવી પડેલી તે આફતથી અને મોંઢામાં મારવામાં આવેલા રૂમાલના ડુચાને સબબે ખુબસુરત બેગમ હસીના થોડીવારની બેહોશીમાં હોશ ફરામોશ થઇ ગઇ અને તેને પેલા બદમાશો પતરાના

છાપડાના તે એકાંત મકાનમાં પોતાના રાથોડી હાથોપર ઉંચકીને ઉપાડી ગયા. બેગમનો બોજો તો તેઓના હથોડા જેવા મઝબુત હાથોમાં જાણે ફુલોના તુરા મીસાલ હલકો વા જેવો હતો, અને તેને ઉપાડીને બીછાનામાં લઇ જઇ મુકવાનું કામ આંખના પલકારામાં બને તેમ હતું.

તેઓ ત્રણ હતા, એક વીકટોરીઆવાલો અને બીજા પેલા બે જે તે ઘરમાંથી ગાડી થોબતાંજ નીકલી આવ્યા હતા. ઘણુંજ અજાયબ કરનારૂં તે હતું કે ખેડુત તરીકે મહાલક્ષ્મી તરફનો ઝમીનનો ટુકડો ધરાવનાર તે બદમાશો જેટલું ધ્યાન ખેતીવાડીપર આપતા હતા, તેનાં કરતાં છેલ્લા ચાર મહીના થયા તેઓ આ બદમાશીનો પેશો અતીશ્ય ચાલાકીથી કરતા! મરચાના છોડવા અને પાપરીના વેલાની ખેતી વચ્ચે આવેલા પતરાના છાપડામાં વસેલા તે બે રાથોડી કોકણી મુસલમાનોએ સુટારૂઓનો પેશો અખત્યાર કીધો હતો અને તેઓનો ત્રીજો હમશરીક વીકટોરીઆ હાંકનારો ઘાંચી મુસલમાન હતો જે શીકાર-ને પોતાની વીકટોરીઆમાં બેસાડીને આ શરીફ બદમાશોને હવાલે કરતો, અને પછી છેલ્લે ત્રણ હીસ્સે તેઓ લુટનો માલ વહેંચી લેતા હતા!"

તેઓ ત્રણે વરૂ હતા, અને વરૂ તરીકે બાતીનમાં ફાડી ખાનારી વીક્રાલ ખાસીહત ધરાવવા છતાં તેઓ દુન્યામાં બકરા તરીકે પસાર થતા હતા અને બહાર તેઓ નરમ ગાય જેવા બની રહેતા હતા! વીકટોરીઆવાલો અસમાલીઓ ઘણો ખરો મહાલક્ષ્મી તરફજ ફરતો રહેતો, તે બેધડક વીકટોરીઆ હાંકી શકવાને શકતીવાન હતો, તરનત્રાલેહદાર શીકારો જેમાં અકસર કરીને સોનાની જણસો અને જહવેરાત

પેહેરીને નીકલેલી બાઇઓને તે પોતાની વીકટોરીઆમાં બેસાડતો, લાગ જોતો રહેતો અને ફાવી જવાય તેવો જરાબી સનસારો જણાય કે તુરતજ તે ઉપલાં ખેતર તરફ પોતાની ગાડી હાંકી જતો અને ત્યાં તેની વાટ જોતા બેઠેલા રમદુ અને મમદુને સીટી વજાડીને તેડીને શીકારને સીધો જાલમાં મુકી દેતો. કોઇ તેઓના પ્રપંચ જાણવા પામતા નહીં-અત્યાર સુધીમાં બે સધ્ધર શીકારો તેમના પંજામાં ફસ્યા હતા, એકે કસમપર છુટકારો મેલવીને તેઓને આજ ટક ફસાવ્યા નહીં હતા અને બીજીને તેઓએ મારીને પોતાના ઘરમાંજ કબરવાસ કરી દીધી હતી! અને હવે આ શીકાર ત્રીજો હતો, જે ઘરેણાં ગાંઠાંથી ભરપુર હતો. આપણે છેલ્લા પ્રકરણમાં જોઈ આવ્યા તેમ નવાબ સલામત જંગની તે બેગમ હસીનાને ગાડીની અંદરજ શક પયદા થયો તો હતોજ, મગર કાંઇબી કરી શકાય તે અગાઉ તે આ ત્રણ શરીફ-બદમાશોની બીછાવેલી જાલમાં ઉતરી જઇ ગીરફતાર થઇ હતી.

બેગમને એક ખાટલીપર સુવાડવામાં આવી હતી, તેના બીછાના પાસે એક ઔરતની સાગે ત્રણે ખબીસો શરાબનો શીશો ઉડાવતા કરારને જીવે બેઠા હતા. સુધ્ધી પાછી આવતાંજ ફાટેલે ડોલે બેગમ આજુબાજુ જોવા લાગી અને જોઇ જોઇને એકદમ ઉઠીને બીછાનામાં તડી થઇ.

"આહીસ્તા, આહીસ્તા, બાનુ, આહીસ્તા, આહીસ્તા." વીકટોરીઆવાલા બદમાશે કહયું "બહુ ઝોરથી ઉઠશો તો બીછાનાપરથી કદાચ ઉછલાઇ જશો, અને પડશો ભોંયપર તો હયરાન થશો."

"હું કયાં છું?" બેગમે સવાલ કીધો.

"કેડે નહીં, ફકટ ઘરમાં." રમદુએ ચેષ્ટા કીધી.

"મગર તહમારા પોતાના ઘરમાં નહીં—પણ અમારા જેવાં ઉસ્તાદ નામવરોના ઘરમાં" મમદુએ તકરાર કરતાં ખુલાસો કરી દીધો.

બેગમને દીલમાં તો એવું થતું હતું કે ઉઠીને તે ત્રણેના ટોટા પીસી નાંખે પણ તેમ કરવા માટે લાચાર હતી, તેણે હવે પેલી ઔરતના ચેહેરા તરફ નજર નાંખી તો તે નીચે ઝમીનપર જોતી ચુપચુપ બેઠી હતી. આખીર, તેણે ફરીથી સવાલ કીધો "મગર, મને હાંયા લાવવાનો સબબ?"

"બીહો ના, તહમારૂં ખુન તો કરવામાં નહીંજ આવશે, અમુને જે ચીઝની જરૂર છે તે ફક્ત દાગીના છે અને જો આપી શકતા હોવ તો ઝરા ફુટીઆંની જરૂર છે. વીચાર છે કે વીકટોરીઆ હાંકવાનું મુકી દઉં અને દેશમાં જઇને એક ઘર લઇને નીરાંતે જીવું. આવો પેશો ચાલુ રાખવાથી તો એક દીવસ સપડાઈ મરવાનો સોદો છે." અસમાલીઓ બોલ્યો "તમે કાંઇ આપો તો તમારી મહેરબાની."

બેગમે પોતાના હાથ તરફ નજર નાંખી અને તેજ વખતે જાણે સર્પે ડંખ માર્યો હોય તેમ ઉછલીને તેણે એક ઝોરથી આંચકો ખાધો-તેના હાથપરની બાંગરીઓ તેની ટુંક વખતની બેહોશીમાં ઉતારી લેવામાં આવી હતી. તેણે એક જીણી ચીખ સાથે બુમ પાડી "અરે મારી બ્રેસલેટ-મારી વીંટી!"

"એ બધું અમારાં ખીસામાં સલામત છે." મમદુ હસીને બોલ્યો "બીહીતા ના, તહમારા દાગીના ઉતારી લેવામાં આવ્યા છે, અને હવે તે તમારા દાગીના નથી પણ અમારાં છે—ગલાપર સોનાની સાંકળી છે તેજ હવે તો ફક્ત કાઢી લેવાની રહેલી છે. તેબી તમારી બેહોશીમાંજ લઇ લેવામાં આવતે, મગર તમે એક ઔરત છો અને

લેહાઝને ખાતીર તે અમે પોતે કાઢી લીધી નથી, પણ તમે હુસ્યાર થઇને તહમારે હાથેજ કાઢી આપો તેની વાટ જોઇએ છીએ."

બેગમ ઘડીભર તે ત્રણે બદમાશોને જોતીજ રહી, શું તેઓ કે જેઓ દુન્યાની લાલુચતે વાસ્તે લુટફાટ, ચોરી, ને લુચ્ચાઇ કરતા હતા તેઓબી પોતાના મગઝમાં પારકી ઓરતની તરફ લેહાઝ જેવી ચીઝનો કોઇ ખ્યાલ વટીક ધરાવતા હતા, અને તેઓની આંખમાં શરમ જેવી નાઝુક સાફ ચીઝનો કોઇ કટરોબી વસ્તો હતો! તે જો કે તેઓના ચોરીના પેશા તરફ નફરતની નઝર નાંખતી હતી, તોબી તેઓની આવી સુંદર મર્યાદા માટે તેણે દીલથી "મરહબા"નો આવાઝ કાઢયો.

"તહમોએ મહારી લાજનો ખ્યાલ કીધો છે એ બેશક બહુ નીતીવાન કામ છે અને તેને માટે મને માન છે, મગર—"

પણ બેગમ બોલે તેટલાંજ મમદુએ વચમા બોલી દઇને બેગમનો વાકય પુરો કરી દેતાં કહયું, "મગર, ડાબા હાથનો અમારો ધંધો તહમને ગમ્યોજ નથી, કેમ બાનુ સાહેબા?"

"બેશક" બેગમે સર બુલંદીએ ઉડાવતાં દમામથી કહયું "એ અધર્મી કામ છે, અને એવા પાપી કામથી બાઝ આવવું એ તહમારા જેવા નેક ખસલતના આદમીઓને માટે બહુજ જરૂરનું છે."

"અરેરે હવે રહેવા દોની બાનુ અમોને અને અમારી નેક ખસલતને!" રમદુએ હવે ટુંકું કરવાની અદાએ કહયું "કુતરાની પુછડી વાંકી તે વાંકી, તહમે યાદ રાખીને જરા ગલામાંની સાંકલી કાઢી આપો કે કામ થઇ જાય, નહીં તો વલી વાત વાતમાં ભુલી જઇશું."

"પણ ખરા, બાનુ" તેટલાં વીકટોરીઆવાલો ચોંકી ઉઠયો હોય તેમ હાથમાંથી બાટલી બાજુએ મુકતાં બોલ્યો "ત્હમારી પાસેથી આવો સરસ દાગીનો મલ્યો છે તો તેપરથી પુરવાર થાય છે કે ત્હમે કોઇ મોટે ઘરના બાઇ છો—જરા ત્હમારૂં નામ બોલશો." અને તેણે તેમ બોલી રહેતાંજ રમદુ ને મમદુ તરફ નઝર ફેરવીને મકકરથી આંખ મારી.

"મોહરૂં નામ? નહીં, ત્હમારી આગલ તે હું બોલી શંકુંજ નહીં." બેગમે કહયું.

"એમ છે? ત્યારે તો ત્હમારો કાંઇ ભેદ હશે." રમદુએ કહયું "કાંઇ નહીં, ત્હમારા ભેદ સાથે અમને કાંઇજ સરોકાર નથી, ત્હમો એટલું કરો કે ત્હમારા ઘરમાં એક ચીઠી લખી આપો કે ત્હમને તુરત ત્રણ હજાર રૂપીઆની જરૂર છે અને તે રૂપીઆ ચીઠી લાવનાર માણસને સ્વાધીન કરવા. કેમ બનશે કેની? ત્હમારા જેવા મોટા લોકને ત્યાંથી તો હું ધારૂંછ કે ત્રણ હજાર તો પાનપર ચુનો લગાડે તેટલાં વખતમાં રોકડ મલી આવે એટલે મુશકીલી કાંઇજ નહીં હશે કેમ?"

"હા, પણ સંભાલજો" રમદુનો પુરો થયલો વાકય પડતાંજ વીકટોરીઆવાલાએ કહયું "ત્હમારે ત્યાં જો મમદુને કોઈ પકડશે તો અમે ત્હમને અહીંયા ગલું દાબીને લાંબા કરીશું. મમદુ રૂપીઆ કાલે સહવારે સહી સલામત હીંયા લઇને આવે તોજ ત્હમેબી અહીંયાથી સહી સલામત જઇ શકશો તેબી ખુબ યાદ રાખજો."

"તો શું મ્હને હીંયા આખી રાત કયદ કરવામાં આવશે?" બેગમે ગભરાઇને સવાલ કીધો.

"નહીં તો શું? રાતની વખતે કોઇ મરવા કે જાંજરીઆ

પેહેરવાને ત્હમારા ઘરમાં ચીઠી પર પૈસા લેવા જાય! સહવાર પડશે ત્યારે મમદુ ત્હમારે ત્યાં જશે અને રૂપીઆ લઇને આવશે, પછીજ ત્હમને હીંયાંથી છોડવામાં આવશે—વળી તેમાં ત્હમારા આલઔલાદના ને ત્હમારાં મુએલા જીવતાના કસમ ખાશો કે કદીબી અમને ફસાવો નહીં અને અમારા ઘરબારનું નામોનીશાન પોલીસને કે કોઇને આપો નહીં તોજ છોડાશું—નહીં તો ત્હમને મારી નાંખીને દુરદરાઝ ફેંકી આવવાને વ.સ્તે અસમાલીઓ તૈયાર છે. કસમપર જો પાણી ફેરવશો તો ત્હમારૂ તોડેલું ત્હમે ભોગવજો, ને અમે જો બનશે તો પોલીસના હાથમાંથી છટકવા જીવપર આવીને કોશીશ કરશું ને નહીંજ છટકયા તો છેલ્લે છેજ વગર ભાડેની કોઠડી, ચોરીજ જ્યારે કરવા બેઠા તો પછી તુરંગની શી ધાસ્તી ?"

બેગમ હસીનાએ દીલની એક સખત કંપારી સાથે તે નજીસ ઇકરાર સાંભલ્યો. તેણે ખુબ ગૌર કીધો અને મનમાં મકકમ ધારીજ લીધું કે કોઇ રીતનો અચપુચો મોટો બનાવ બને નહીં અથવા તો આ હામીજોને જોઇતી રકમ આપવામાં આવે નહીં ત્યાંસુધી તો તેને માટે તે બદમાશમાં બદમાશ મુઝીઓના પંજામાંથી છુટવુંજ મહાલ હતું.

"નહીં—નહીં, ત્હમોને જોઇએ તો ત્રણ હઝાર કાલે સહવારના મ્હારે હાથે જાતે આપીશ, પણ આજે રાતના મ્હને આએ દોઝખખાનામાંથી જવા દેઓ—મ્હારા નવાબ મ્હને રાતના નહીં ગયલી—"

પણ તેટલાં તે બોલતી એકદમ અચકી પડી, અરે તેણે ગભરાતમાં "મ્હારા નવાબ" બોલી દઇને ખુલ્લું કરી આપ્યું હતું કે તે પોતે કોઇ નવાબની બેગમ હતી—અને તેનાથી જેવું "મ્હારા નવાબ" કરીને બોલાઇ જવાયું તેવુંજ ચગોર તે બદમાશો એક બુટ ફુટ જાણે

કુરસીપરથી ઉછલ્યા અને ટગર ટગર બેગમ હસીના તરફ જોવા લાગ્યા. "ત્હમે ત્યારે કોઇ બેગમ છેઓ કે?" મમદુ પુકારી ઉઠયો.

"ઓ ત્યારે તો ઔરબી બ્હેતર, બેગમનો પોતાનો હીસાબ કોઇ બેંકમાં હશેજ હશે અને તેબી કાંઇ ન્હાનો સુનો તો નહીંજ હશે, ત્યારે મમદુજી, બેગમ સાહેબા પાસેથી દશ હઝારનોજ એક ચેક લે, ને સહવારના જઇને લાવ્યા એટલે થયું."

બેગમે "બોઇલ" કીધું હતું! બફાઇ ગયલા આટાએ તેને ઉલટી ફાંસમાં વધારે ફસાવી હતી, તેથી જીભ કરડીને તે બોલી "નહીં–નહીં, બેંકમાં જવાની વાત રહેવા દો, હું અમારા સેક્રેટરીપર એક ચીઠી આપુંછ તે સહવારના પહોરમાં તેને બંગલે લઇ જજો, નવાબ સાહેબને તે વાતની ખબર પડવા દેવાનીજ નથી—રાતના બહાર રહેવા માટે જો કે મ્હને ઘણુંજ જુઠું બોલીને કાંઇ મુસતકીમ કારણ અડાવવુંજ પડશે, મગર દશ હઝાર ગયા વીશે અને દાગીના વીશે તો મ્હારે તેમને કાંઇબી સનસારો આપવોજ નથી—અમારા સેક્રેટરી ખાનગીમાં મ્હારી ચીઠીએ તે રકમ આપી દેશે અને કાંઇબી વાંધો નહીંજ કાઢશે—"

અને વલી હીંયાં તેણે જીભ પાછી કરડી, કારણ કે તેણે જોયું કે તે બદમાશોના પંજામાંથી છુટવા માટે તેણે હદબહારનો ખુલાસો કરી દીધો હતો અને આ વખતેબી પાછું "બોઇલ"જ કરી નાંખ્યું હતું!

"ત્યારે ત્હમે એમ ભલા માણસ છેઓ અને અમારા કામમાં સવલતા કરી આપોછ તો બેગમ સાહેબા, હમણાંજ દશ હઝારની ચીઠી લખી આપોની, મમદુ હમણાંજ તે લઇને જશે અને સહવારનાં પહોરમાં રીતુરથી તે ત્હમારા સેક્રેટરીને સરનામે જઇને ઉભો રહેશે–રીતુરમાં એ જબરો છે, ત્હમારા સેક્રેટરીને અમારા જેવા નામદારોને

રૂપીઆ આપવાના છે એમ ઝરાકબી માલમ નહીં પડશે—હમે ચીઠીબી એવી લખો કે 'સાંપ મરે ને લાકડીબી નહીં તુટે' તેમ પૈસા મલે ને બદમાશોબી નહીં ફસે—કેમ બોલ્યા નહીં બીરાદરો!" અને તે વાકટોરીઆવાલાએ બેગમને સમજાવતાજ છેલ્લે પોતાના દોસ્તો તરફ જોઇને આંખ મારી "ચાલો વેકો બેગમ સાહેબા, આએ કાગલ છે, આએ કલમ ને ખડીઓ છે."

બેગમે પેલી ઔરત તરફ નજર ફરી એકવાર નાંખી તો તેને જોઇને તે ઔરત પાછી નજર નીચી કરીને ગુપચુપ બેસી રહી. બેગમે હવે ધીક્કારની એક નજર તે ત્રણે બદમાશો તરફ નાંખી અને કાંઇબી ઇલાજ નહીં જોઇને તેણે કાગલપર નીચલો હુકમ લખી નાંખ્યો:—"આ ચીઠી લાવનાર માણસને દસ હઝાર રૂપીઆ કાંઇબી કારણ પુછયા વગર એકદમ આપી દેજો, નવાબને એ વાતની ખબર નહીં કરતા તમો મ્હારે હીસાબે તે લખજો અને મ્હારી રકમમાંથી ઉપાડજો. મ્હારી આ ચીઠી ઉપર સહી ખરી છે તેની ખાત્રી આપવા હું હમને ખુલાસો કરૂં છું કે છેલ્લે મ્હારા હીસાબમાંથી મેં ચાલતા મહીનાની તા૦ ૨ જી એ રૂપીઆ બે હઝાર ઉપાડેલા. સહી બેગમ હસીના, દસ્તખત પોતે."

તેણે તે કાગલ પરબીડામાં મુકતાં તેની સાથે પોતાને આંગલેની કોઇ ચોકકસ નીશાનીવાલી વીટી બીડી અને તે પરબીડું તે બદમાશોની નજદીક ટેબલપર મુકયું.

"લે મમદુ, આએ સંભાલીને લઇને હમણાં ને હમણાંજ ચાલી જા. તેં ઘણો શરાબ નથી પીધો એ ઠીકજ છે—સહવારના પહોરમાંજ બેગમના સેક્રેટરીને આપજે, તેનું ઠેકાણું સાંભલ્યું છે કે?

હંઅ, બરોબર તેજ જગ્યાએ જવાનું ને જો કંઇ પકડધરનો સંસારો જણાય તો પાછલે પગે ન્હાસવા અગાઉ જરા હીંમત ને જરા હીકમત; તીર લાગે તો એહેડો પાર નહીં લાગે તો પેલે પાર. એ બી એક જાતનો વેપાર છે ભાઇ, આએ પાર કે પેલે પાર જેનું નામ વેપાર ઉરફે બેપાર! આવ્યો ખુરદો તો ખીસું તર, નહીં તો બટબાનો રસ્તો ઘર, કેમ બીરાદરો બોલ્યા નહીં ત્હમે?"

"હા, હું જાણુંછ તો ખરો" મમદુ ચીઠી લેતાં બોલ્યો "પણ બેગમ સાહેબા, એમ સમજો કે હું દશ હઝાર લઇને સલામત આવ્યોબી ને તમે હીંયાથી છુટીને ગયાબી, તમે જતી વખતે કસમ બી ખાતા ગયા છતાં સમજો કે તમે અમને ફસાવી મારવાનો વીચાર કીધો તો યાદ રાખજો કે આજ રાતની ત્હમારી ગયરહાઝરી માટે નવાબપર અમારી તરફથી એક નનામું કાગલ જશે અને પછી ત્હમારો સસાર બીગડે તો તમે અમારે નામે રડતા ના, પણ ત્હમે ત્હમારોજ ઉપકાર માનજો."

"વાત ખરી છે." મમદુએ હુંકારો મુક્યો.

"લાખ રૂપીઆની વાત છે, હવે તું પટની." વીકટોરીઆવાલો વચમાં પુરાયો, અને મમદુના ગીયા પછી પેલા બે બદમાશોએ પેલી ઔરતને બેગમને વાસ્તે તથા પોતાને માટે કાંઇ ખાવાનું લાવવા મોકલી અને પોતે શરાબ પીતા બેઠા.

થોડા વખતમાં તે ઔરત બેચાર નાન અને બે ત્રણ કવાબ અને મસાલેદાર સોરવા સાથની મુરઘીની એક ટાંગ લાવી અને તે તે ન્યામતને બેગમ સામેની મેઝપર મુકતાં બોલી "ગરીબને ઘરનું ભોજન છે. ઝરા ચાખવાની મ્હેરબાની કરશો?"

"બાઇ, તમે કોણ છેઓ ?" બેગમે કહયું.

"જી, હું રમદુ ને મમદુની બહેન થાઉં. હું તો એ લોકની એવી ચીલઝડપુ ચાલચલણને પસંદ કરતી તો નથીજ, પણ મ્હારા અરીમધરીમ જેવા ભાઇઓને દુન્યામાં કાંઇ કામકાજ તો જોઇએ કેની ? તેથી કામકાજ કરવાને પોતાને ઉપ્યોગી ઉધ્યોગી રાખવા સારૂ આએ કદીમદી ત્હમારા જેવાઓના પૈસાને મેલવવાની કોશીશ કરતા રહેછ."—પોતાના લાયકીવાલા ભાઇઓની કીર્તિને ટેકવી રાખ વાના ચરત ચલાવતાં તે બીચારી બલાઇના ભંડારે કાંસી કરાંજીને બારઓજ સાથે ખુલાસો કીધો "હું તો ના કેહુંછ જો માય, પણ એ લોકના સકાર બળે તે મ્હારૂં કહયું માનતાંજ નથી! એમ તો થોડાજ દહાડાપર એક ત્હમારાજ જેવી બાઇએ વગર અડચણે દાગીના ગુપચુપ કાહાડી નહીં આપ્યા તેથી તેને મારી નાંખીને હૌંયાજ દાતી બી દીધી."

"મરેરે ખુન જેવું ખુન કીધું!" બેગમે બીકકી પડતા એક ધીમી ચીખ સાથે અજાયબી બતાવી.

"હા, અને તે બાઇ જરાતરા તમારા જેવીજ હતી ત્હમારી વારૂ ઉમર શું હશે ?"

"પીસતાલીસ." બેગમે ખુનની વાતથી હબતાયાં છતાં હડ પચીએ હાથ દઇને ચકભમ મગઝ સાથેબી પાધરો જવાબ તુરતજ આપ્યો, મગર તે તગર તગર ફાટે ડોળે દુર શરાબમાં મસ્ત થઇને ડોળા ખાતા તે બે બદમાશોની તરફથી તેઓ તરફ એમ ફરી ફરીને જોતી રહી.

"તમે એમ બીહો ના" પેલીએ કહયું "તમારી પીસતાંલીસ

વરસની ઉમર છે કેમ ? તો મરહુમે હું ધારૂંછ કે પોતાના વરસ ત્રીસ જણાવેલા, શકલ જો કે સ્હેજ ત્હમને મલતી આવતી હતી, પણ ત્રીસ વરસની છતે તમારા જેવી જુવાન નહીં લાગતી'તી બીચારી ભરજુવાનીમાં કેહી બુઢાપોજ ભોગવતી'તા ! ત્હમે તો માશાઅલ્લા પીસતાલીસમાં વરસની ભરતીમાં છેઓ ને લાગોછ ત્યારે અતતા કતતા પચીસ વરસના ગબરૂ રમકડાં જેવાં !—હા, પણ, ખરાં, ખુનની વાતથી જરા તમારો જીવ કચવાયલો હોય તો આએ નાનકવાબ ને મુરઘી ખાઇને જીવને શાંત પાડો, તમે અહીંયા જરાક બી મ્હારેથી ડરતા ના. મ્હારો ભાઇ અને અસમાલીઓ જો કે શરાબની નીશામાં હવે એહદ ગીરફ્તાર છે તોબી ત્હમારી સંભાલ લેવાને વાસ્તે હું તૈયાર તતણખાર છેઉં; હા, મગર એટલું કરજો કે અહીંયાથી ન્હાસવાની કોશીશ કરતા ના, નહીં તો મ્હને ત્હમારી સામે સખત થવું પડશે અને મ્હારા ગોટાબાવાને વખતનો મોટો સોટો દમદુએ આજ સુધી સાચવેલો ને કબાટ પછવાડે છુપાવીને રાખેલો છે તે ઉંચકીને તમારા માથાપર હું મ્હારી દેવસ તો પછી ત્હમે મને ઠપકો દેતા ના."

બેગમ હસીનાએ જોયું કે આ ઔરતબી તેઓનાજ બહેન એટલે 'એક ઘેડ ને બીજો કસાઇ' જેવોજ બધો હીસાબ હતો–રમદુ ને મમદુ ચોરાત્યાં, લુટારૂ; દગલબાઝ ને ખુની હતા તો આ વલી તેઓથી સ્હેજ ઉતરતી હોય તોબી, તેની તેજ હતી.

બેગમે તે ખુરાકને હાથબી નહીં લગાડયો અને ગમગીન દીલે પાક ખુદાને યાદ કરતી બીછાનામાં સુઇ ગઇ. રમદુ અને અસમાલી ઓ તો પી પીને બીલકુલ લાશ થયા હતા અને ભોંયપરજ પછડાઇ

પડયા હતા—તેઓને હઈયે નેહ હતી કે અમીના તેમના કેદીની સંભાળ લેવાનીજ હતી એટલે તેઓ શરાબ પીતા પીતા ઘણો વધારે પીવાથી પડયા અને જરા પછી ઘણો વધારે પી જવાથી ત્યાંજ લાંબા થઇને ભોંયપર સુઇ ગયા !

"ત્હમે ખાઓ કે ના ખાઓ, એ ત્હમારે વાસ્તેનોજ ખુરાક છે—મેં તો ખાઇ લીધુંછ અને એક બારગી જો ત્હમે ખાશોબી નહીં તો ફીકર શું છે! પડી રહેશે ને હું સહવારના નાસતો કરશ." અમીના બોલી "ત્હમને ઠીક લાગે તેમ કરો, ખાધા વગર સુઇજશો તો ઔર બહેતર, રાતના હલકા હલકા રહેશો. હું તો તમારી ચોકી કરતી આએ અહીંયા બેઠી" એમ બોલીને કુરસી ખેંચી બારણાને અઢેલીને તે ચુપચાપ બેસી ગઇ.

લગભગ કલાકેક સુધી બેગમ બીછાનામાં સુતી, અને અકડ-વકડ કરીને કોરપર કોર મરડતી આડે આડે ડોળે અમીના તરફ જોતી રહેતી. તેબલપર પતરાનો ડબો સલગતો પડેલો હતો અને તેની પાસે નાંન ને કવાબ હતા. એકાએક બેગમને કાંઇ ખ્યાલ આવ્યો અને તે ચપ કરતી ઉઠીને ઉભી થઇ અને ખાવાને મસે ટેબલ આગલની કુરસીપર બેઠી.

"હું ધારૂંછ કે મમદુ હવે અરધે રસ્તે પ્હોંચ્યો હશે" બેગમે સામે દીવારપરના ઘડીઆલ તરફ જોતાં કહયું "એક કલાક તેના ગયાને થઇબી ગયો છે."

"હા, એક કલાક થયો તો ખરો—પણ તે થોડોજ કાંઇ રાતનો રાત ત્હમારા સેક્રેટરી પાસે જવાનો છે, એ તો અમને અમારી એક માશી જે વાલકેશવર તરફ રહેછ તેને ત્યાં જશે ને પછી ત્યાંથી

સહવારે ૭ વાગે તમારા સેક્રેટરીને ઘરે જશે—એ લોકોની વાતપરથી જણાયું છે કે તમારા સેક્રેટરી કેડા અમારી માસીના ઘર આગલજ રહેતા દેખું, એટલેજ મમદુને વધારે ફાવ્યુંછ તો."

"પણ હું ધારૂંછ કે તમારી મારીને ત્યાં હવે રમદુ પુગ્યોબી હશે કેમ!"

"ઓહ, કયારનો." બેદરકારીથી અમીના બોલતી હોય તેમ બોલી "પણ હવે તમે જમોછ કે? હું જોઉંછ કે તમારો વીચાર ફરી——"

પણ તે પોતાનો વાકય પુરો કરી રહે તેટલાં તો કાંઇ જોવા જેવું બેગમે કરી નાખ્યું. એક વાઘણની અદાએ બેગમે એક છલાંગ મારી, ટેબલપરનો દીવો બુઝાવી નાખ્યો અને પેલા બેઉ છોકટાઓ નીશામાં ચકચુર થઇને પડેલા તેનો લાભ લઇને અમીના જે બારણાને અઢેલીને ચોકી કરતી બેઠેલી તેના દીલપર બેગમ એક કુદકો મારીને દોડી ગઇ. અમીના મામલો સમજી ગઇ, અને તેને બેગમપર વલતો હુમલો કીધો અને એક સખત આંચકો માર્યો જેથી બેગમ પાછલ હટી જવા સાથે લગભગ પડતી બચી ગઇ, અમીના તો અંધારૂં છતાંબી મોટાબાવાવાલો મોડો દીંગોલો લેવા કબાટ તરફ દોડી ગઇ તેટલાં બેગમે હુસ્યારી વાપડીને દોડીને તેના દીલપર પેલી મેઝ આખી ઉઠલાવી નાખી, અમીના તે ટેબલના બોજા તલે દબાઇ ગઇ અને તે દબાયલી ઉઠીને દીંગોલો લાવે તેટલાં તો બારણું ખોલીને બેગમ એક વાઘણની છલાંગે કુદતી અફલાતી જીખાતી અંધારામાંથી બહાર રસ્તાપર ગઇ. હમણાં નહીં દોડે ને કયારે દોડે, બેગમ યાહોમ રસ્તાપરથી જાણે પવનના સપાટા મીસાલ ધસ્તી હોય તેમ દોડી, દોડી, દોડી,

બસ પવનની પીઠપર દોડી! દોડતાં દોડતાં તેણે પાછલ ફરીને જોયું તો કાલુ કુતરૂંબી જણાતું નહીં હતું, તેણે પાક ખુદાનું નામ ઝબાન-પર લઈને વધારે સહી સલામત જગ્યાએ પહોંચી જવા બાકી રહેલી સઘલી તાકત સાથે હજીબી દોડવાજ માંડયું,. તેના પગને જાણે વીજલીના પર ઉગ્યા હોય તેમ તે અની ઝડપથી દોડવા લાગી અને દોડી, દોડી, દોડીને જ્યારે ખુબજ હાકી, ત્યારે તે દમ લેતી થોભી. લગભગ અરધી રાત થવા આવી હતી, એકાએક સામેથી તેણે એક ખાલી ગાડીને જતી જોઇ, તેને ઉભી રખાવીને તેમાં તે બેઠી અને વાલકેશવર તરફ ગાડીને હાંકવા હુકમ આપ્યો. વાલકેશવર તરફના એક બંગલા આગલ ગાડી થોભાવીને તે દરવાઝો ખોલાવીને અંદર ગઇ, પા કલાકથી વીસ મીનીટ સુધી ત્યાં અંદર તે પોતાના સેકરેટરી સાથે વાત કરીને નીચે ઉતરી અને પાછી ગાડીમાં ગોઠવાઇને પછી પોતાને બંગલે ગઈ. બંગલાપર માણસો બેગમની જાણે વાટ જોતા હોય તેમ વરંડાપરજ મેજરૂં ભરઇને ઉભેલા અને બેગમને જોતાંજ સલામ કરીને તેઓ વીખરાઇ ગયા બેગમને નવાબ સામોજ મલ્યો જેણે સવાલ કરતાં હસીનાએ પોતાની એક સગીના એકદમ બીમાર પડવા વીશે તથા તેને ત્યાં રોકાઇ જવા વીશેનો અતીબ્ય ચાલાકી ભરેલો જવાબ આપીને નવાબને ખરી વાતથી નાવાકેફ રાખી ઉડાવી હસીનાએ હીકમતી બાહાણું બતાવ્યું અને તેથી સઉ ઠંડું ને પાછું અસલ જેવું હતું તેવું થઇ રહયું, યાને નવાબને ત્યાં બેગમની ટુંક ગયર હાઝરી માટેની ચીંતા જાણે કાંઇ ઉભી થઇજ નહીં હતી તેવી રીતે સમી ગઇ અને બધા જમી ખાઇને પરવારીને સુઇ ગયા, જ્યારે બેગમ પોતેબી બીછાનામાં નીરાંતે ઉંઘ કાહાડવા પડી.

પેલી તરફ ટેબલ તલે દબાયલી અમીના નીચેથી ગબડી ગબડીને

ઉડી અને ઉડતાંને વાર તેણે શીકાર હાથમાંથી છટકેલો જોઇ આઇનો ખાર બાઇપર લેતાજ તેણે રમદુ અને અસમાલીઆના બરડાપર મોટા બાવાનો દીગોલો કબાટ પછવાડેથી લાવીને તેના ફટકા ધમાધમ લેવા માંડયા.

મોટાબાવાના દીગલોના ફટકા કેટલાંક ભોંયપર લાગ્યા અને કેટલાંક તેમના દીલપર! પણ જ્યારે તેનાથી તેઓ ઉઠયાં નહીં અને કાંઇજ વલ્યું નહીં ત્યારે જાણે ઉજરડામાં જોઇને બરોબર નીશાની સાથે ફટકો મારવા માંગતી હોય તેમ, તંતોંસતી તંતોસતી ચાલીને અમીનાએ કાંડી લાવીને દીવો સલગાવ્યો અને દીવો સલગતાંજ તેણે આબાદ નેમ-લઇને પેલો મોટાબાનો દીગોલો મારવાનો શુરૂ કરતાંજ બુમ પાડી "તમે મરે દારૂના પીતા, ઉઠી મરો."

દશ બાર ફટકા પછી રમદુ પડતો ખડતો જુમમાં ને જુમમાં બબડતો ઉઠયો "અસમાલ, જો-જોની ધ-ધ્ર-ધર—ધરમાં ધરતીકંપ થયો છે કે?"

"તહારા મોનાપર પરે ધુર" તે લાયકીવાલી બહેને બાઇના બરડાની ધુલ મોટાબાવાના પેલા દીગોલાએ ફરી એકવાર પખોડતા ચીચવાઇને કહયું "ધરતીકંપ તો નથી થયો. પણ પેલી નહાસી ગઇ.

"કોણ નહાસી ગઇ?" લથડી લથડીને આંખ ચોલતાં રમદુએ સવાલ કીધો.

"કોણ વલી! પેલી બેગમ." બીજો એક સપાટો લેતાં જવાબ આપવામાં આવ્યો.

"બેગમ! બેગમ નહાસી ગઇ" હવે આંખ પુરી ખોલીને

રમદુએ અમીનાના ચેહેરા સામુ જોતા અને પછી આજુબાજુ નઝર ફેંક્તાં પુકાર માર્યો "ઓ અસમાલ" તેણે અસમાલીઆને ધંધોલી નાંખતાં બુમ પાડી " અરે બેગમ નહાસી ગઇ."

"તો જાવા દે, બ-બ-બચ્ચા" અસમાલીઓ ફકટ કોર મરડીને બીજી કોરેજ ફરવાની તસ્દી લેતા બોલ્યો "બયગણ નહાસી ગઇ તો દુધીયું તો છે-છેને-કાલે દુધીનું શાક ક-ક-કર કરશું."

"મુઓ તુ" અમીનાએ તેનીપર પુરો મુકતા બબડી લીધું "મુઆએ આજે જ્યારે ચરબીવાલું શીકાર સપડાયું ત્યારેજ દોજરામાં શરાબ હોમાવીને કામ બગાડ્યું" અને પાછો ગુસ્સો માથે ચડી જતાંજ તેણે પેલી મોટાબાવાની દાંગ ઉપાડીને એક બીજો નાલ્લો ને નાલ્લોજ ફટકો અસમાલીઆના ખભાંપર લીધો "ઉઠ, મુઆ ચાંડાલ, દુધીને બયગણને નામે શાનો રડે છે, અરે ચરબદાર શીકાર જે તેં પકડયું હતું તે દફા થયું."

"એ-એઇ તું મ-મ-મને માર નહીં-કો-કોઇબી દ-દ-દ થઇને દ-દફા થયું હોય તો તેને દફણ કરો" અને ફરીથી ઉંઘમાં ને ઉંઘ માંજ કોર દેતાં તે છેલ્લું બોલ્યો "દફણ કરો, કફણ કરો."

તેટલાં વલી ઉઠીને ઉભેલો રમદુબી પાછો અસમાલીઆની આગલજ લાંબો છર પરીને ખુરરર ઉંઘવા પડયો! જેથી અમીનાએ મોટાબાવાનો મોટો દીંગોલો કબાટ પછવાડે બબડતાં બબડતાં મુકી દીધો, દરવાઝાને કડી લગાવી, ને કટકા મોરીને બીછાનાપર લાંબી થઇને સુઇ જતાં બોલી "મુઆ તમે દફણના કરતા, મુઆઓને શરાબ પીવા જ્યાર ત્યાર નાતું નાજ કેહેતી'તી તે હવે લેઓ, સહવારે મુઆઓની તહમારીજ દફણની તૈયારીઓ નહીં થઇ જાયે."

સહવારના છ વાગતાને શુમારે નવાબ સલામત જંગની મહોદાર બેગમ હસીના તરફનું કાગળ લઇને નવાબ અને બેગમના સેક્રેટરીને ઘરે બેગમથી અપાયલા સરનામાં મુજબ મમદુ ગયો અને ત્યાં તેને તુરતજ અંદર લેવામાં આવ્યો. મમદુએ ઘણીક તાઝીમતવાઝો સાથે નમીને પેલું બંધ પરબીડું સેક્રેટરીના હાથમાં મુક્યું. સેક્રેટરીએ તે લીધું, એમ તેમ ફેરવીને જોયું, ને પછી બોલ્યા વગરજ તેને પોતાની ટેબલના ખાનામાં મુકી દેતાં કહ્યું "આવજો."

"આવજો !" મમદુ તો સેક્રેટરીના આવજોથીજ ફાટીને ગભરાઇ ગયો અને સ્હેજ ફીક્કો પડી જઇને બોલ્યો "સાહેબ, પરબીડામાનું કાગલ તો વાંચો, રૂક્કો તો ખોલો, અંદર ચીઠીબી છે અને ઘણીજ અગત્યની વાત અંદર લખેલી છે."

"એ રૂક્કામાં શું લખેલું છે તે મહને બરાબર ખબર છે." ઠંડે કલેજે સેક્રેટરીએ જવાબ આપ્યો.

મમદુ એક પલ સુધી પોતાનેજ જાણે તે જવાબથી ભુલી ને વીસરી ગયો, તે સમજીબી નહીં શક્યો કે તે પોતે પોતાના પગપર ઉભેલો હતો કે માથાપર ! તોબી તે ઝડપથી પાછી આવેલી સુદ્ધીએ બોલ્યો "સાહેબ, ત્યારે હું ધારૂંછ કે બેગમ હસીનાના સેક્રેટરી તહમે નહીં હશો, અને તેથીજ તહમે ચીઠીમાં શું લખેલું છે તે વાંચતાં નથી—જો હું કેહુંછ તેમજ હોય તો મહને જે ખરા સેક્રેટરી સાહેબ છે તેવણને બતાવો કે હું એ રૂક્કો તેવણને વાંચવાને આપું."

"ખરા સેક્રેટરીબી હું છેઉં, ને ખોટટોબી હું છેઉ" પેલાએ જવાબ આપ્યો "જેને સરનામે એ કાગળ લખાઇને આવેલું છે તે હું બધું જાણુંછ એટલે વાંચવાની તકલીફ લેવાની જરૂરજ નથી."

"પણ હું ધારૂંછ કે કાંઇ ભુલ થયલી છે. મમદુએ વધતો અને વધતોજ ગુંચવાતા કહયું "બેગમ હસીનાના સેકરેટરી સાહેબ તહમેજ કે?"

"હા—હા" પેલાએ પગ અફાલીને હવે ચીરડાઇને કહયું "એક વખત કહયું, બે વખત કહયું, ત્રણ વખત કહયું, ચાર, દશ, પચીસ, પચાસ, સો વખત કહી કહીને એજ કહેવશ કે હુંજ બેગમ હસીનાનો સેકરેટરી."

"બાવા, કંઇ ભુલ થયલી લાગેછ." પાછું તેનું તેજ મમદુએ ગભરાઇને ગોઠવ્યું "તહમેજ સેકરેટરી સાહેબ છો કે?"

"બાવા, કંઇ ભુલ થયલી નથી" સેકરેટરીએ ટેબલપર હાથ ઠોકતાં બુમ પાડી "હુંજ સેકરેટરી સાહેબ—હુંજ સેકરેટરી સાહેબ, હવે તહમે પટોછ કે?"

"જાંહાં છે તાંહાં કંઇ ઘોટાલો થયલો લાગેછ મીસતર." મમદુ અકડવકડ કરતો બોલ્યો. "જાંહાં છે તાંહાં કંઇબી ઘોટાલો છે."

"બાપુ, જાંહાં છે તાંહાં કાંઇબી ઘોટાલો નથીજ."

"ત્યારે ઘોટાલો નહીં હોય તો તમે એમ કહોબી કેમ કે ચીઠીમાં શું લખ્યુંછ તે તમે જાણોછ? તમે શું કોઇ જાદુગર બાદુગર છો!"

સેકરેટરીએ મુછપર તાવ દેતાં કહયું "મ્હારા બપાવા આફ્રીકાના જંગલમાં રહેતા'તા, ને તેવણુ ઉભા ને ઉભા તહમારા જેવા માણુસોને વાંદરાના અવતારમાં ફેરવી નાંખતા હતા."

"મહને લાગેછ કે તહમારી ખાસીલતબી તહમારા બેહેસ્તી બપાવાપરજ ઉતરીછ." મમદુ બોલ્યો.

"ક્યાંય ?"

"કાંય જે ત્હમેગી ત્હમારા બપાવાની કાણીજ મહને ણી અહીં ઉભો ને ઉભોજ વાંદરો બનાવી મુકયોછને !" મમદુ એમ બોલતાંજ સ્હેજ હસ્યો, અને તેણે જોયું કે સેક્રેટરીને સહેજસ્હાજ તેનાથી રમુજ મલી હતી. "વાંદરો નહીં તો બીજું શું ? હું સમજીજ નથી શકતો કે ત્હમે પરબીડાની અંદરના કાગલની બાબદ ઉખેડયા વગર જાણીજ કેમ શકો ?"

"ત્હમુને તેની ખાત્રી કરવીછ તો અંદર શું છે તેની એકુ બે વીગત કહી દેઉં ?"

"બોલોની જોઉં !" મમદુ એકાએક જીભને લપરી પડવા દેતાં જાણે નહીં બોલવા માંગતોબી બોલ્યો.

"જુઓ, અંદર એમ લખેલું છે કે મ્હારે ત્હમને દશ હઝાર રૂપીઆ આપવા."

"વાત ખરી." અજાયબી સાથે મમદુએ કહયું.

"વારૂ, અને વલી એમબી લખેલું છે કે માહરે ત્હમુને કાંઇબી સવાલ કર્યા વગર તે રૂપીઆ આપવા."

હવે તો મમદુ ફાટીજ ગયો, તેણે નકકીજ માન્યું કે આએ સેક્રેટરી કોઇ મહાન જાદુગરજ હતો ! થોડોવાર અજાયબ થયા પછી કાંઇ યાદ આવતાંજ તે બોલ્યો "પણ ત્યારે ત્હમે મહને કાંઇબી સવાલ કર્યા વગર દશ હઝાર રૂપીઆ આપોની."

"ના કહેછ." સેક્રેટરીએ કહયું.

"કોણ ના કેહેછ ?" મમદુએ ગભરાઇને સવાલ કીધો.

"આએ એવણ." મમદુની પીઠ પાછલ બતાવતા સેક્રેટરીએ આંગલી લંબાવીને જવાબ આપી દીધો.

કોણ ?" મમદુ પાછલ જોતાંજ સર્પે ડંખ માર્યો હોય તેમ એક ફુટ ઝમીનથી ઉછલીને બોલ્યો "કોણ ? બેગમ હસીના ! "

અને તે સમજીજ નહીં શકયો કે આએ સેક્રેટરીનું મકાન હતું કે ભુતખાનું ! તેણે પોતાની જીવતી જાગતી આંખ સામે એક તીલીસ્માતજ બનતો જોયો, અને સ્વપ્નેબી નહીં વકી રાખેલી બેગમ હસીનાની આંખ સાથ તેની આંખ મલતાંજ તે ગભરાઇને ધ્રુજતો ત્યાંનો ત્યાંજ જાણે લાકડુ થઇ ગયો !

---

## પ્રકરણ ૪ થું.

### કબરથી ઉખડેલી લાશ!

મમદુ તો મનને મનાવીજ નહીં શકયો કે તેની સાંમે ઉભેલો આકાર બેગમ હસીનાનો પોતાનોજ હતો! તે તો ઘડીભર મગઝથી બેમગઝ થઇને હોશ ફરામોશ બની રહયો, અરે, અસમાલીઓ ને રમદુ જેવા બદમાશમાં બદમાશ તથા ઝોરેમંદ મલની મીસાલના શરીર ધરાવનારા લફંગાઓના ઝબરદસ્ત પંજામાંથી મજાલબી છે કે બેગમ

બચે, અને છટકીને ત્યાં આવેલી! તેણે તે સહવારે જેવી અજાયબી-ઓપર અજાયબી પોતાની નઝરેનઝર જોઇ હતી તેવી તો તેની આખી ઝીંદગીમાંબી અનુભવી નહીં હશે! તેણે ઘડીભર માનીબી લીધું કે પેલો સેક્રેટરી જે કોઇ જાદુગર જેવો હતો તેણે પોતાના હુન્નરથીજ બેગમ હસીનાનો મુકાબલો ત્યાં ઉભો કરી દીધો હોય, કારણ કે જે સેક્રેટરીનો બપાવોજ માણસોને વાંદરા બનાવી દેતો, તે પેતે કાંય નહીં બનાવતી પુતલીઓ ઉપજાવીને સામેવાલાને હયરત કરી નાંખે? મગર નહીં, તેણે ખુદના કાનોથી સાંભલ્યું કે બેગમ બોલવા લાગી અને તેથી તેના ગભરાત અકરાતમાં બેવડો વધારોજ માત્ર થઇ શકયો.

"કેમ મમદુમીંયા! દશ હઝાર રૂપીઆની હેલી મલી કે?" બેગમ ચેટા કરતી રવેશે બોલી "બરોબર વજાડીને રૂપીઆ લેજો હં, નહીં તો ગામમાં જઇને પેલો અસમાલીઓ ઘર બાંધવાનો છે તે નકામો રહી બલી જશે."

"બેગમ? તહમે હીંયા?" મમદુ બેગમના આવાઝ પછી જે બોલી શકયો તે ફકટ ગભરાતના બે સવાલોજ હતા.

"હા, કાંય?" બેગમે ઠંડી ઢબે પુછયું "આએ મકાન મ્હારા સેક્રેટરીનું છે, હું કાંય નહીં આઉં?—કેમ પૈસા ટકાનો હીસાબ કેવો? સેક્રેટરીએ ચેક આપ્યો કે રોકડા?"

મગર, તે ચોરાંત્યો બદમાશ જવાબ તેબી શું આપે? તેના તો મનમાં વીચારોના વમલો ઉકલાઇ પડતા હતા, અને તે મગઝને જે થોડો વખત કસીબી શકયો તે એટલાજ માટે કે તેના બે શરીકોએ

આ શું ઝબરદસ્ત ગોદું ખાધું હતું? તે બીલકુલ દીલને શાંત કરી શકયો નહીં, તેની છાતીમાં તુફાન ઉઠી રહયું હતું કે સોનાની ચકલી પીંજરાથી ઉડી ગઇ હતી!

"કેમ બદમાશ!" હવે સેક્રેટરી ઉખડયો "ત્હારી ઝબાન કેમ સીવઇ ગઇ? બેગમ સાહેબને જવાબ આપ. મ્હારી આગલ આવ્યો ત્યારે તો તડતડ તડતડ ઝબાન ઉડતી હતી, અને હવે તેનું શું થયું?—મહાલક્ષ્મીમાં ખેતી કરોછ કે બાઇ બાવરીઓને લઇ જઇને ફસાવીને તેમના ઝર ઝરીઆન ઉતારી લેઓછ?"

મમદુ હવેજ પોતાની કઢંગી થઇ પડેલી હાલતનો ખ્યાલ કરી શકયો. અત્યાર તુલીકની થોડીક મીનીટો સુધી તો તે અજાયબીઓનો ખ્યાલ કરતો હતો, પણ હવે તેણે જોયું કે રાતના જેમ બેગમ તેમને પોતાને મકાને ફસેલી હાલતમાં હતી તેજ હાલતે તે પોતે હવે બેગમના આ સેક્રેટરીને મકાને ચાલી ચલાવીને આવીને ફસી પડયો હતો! તેણે એક ઝડપુ નઝર ચારો તરફ ફેંકી, તેની સામેની બાજુએ ગરાર જેવો મોટો સેક્રેટરી ઉભેલો હતો અને વલી દીવાર હતી, એટલે તે તરફથી તો નહાસી જવાય તેમ હતુંજ નહીં. ડાબા અને જમના હાથપરબી ફરનીચર અને દીવારજ હતી, એટલે ત્યાંબી નહાસવાનો કંઇ રસ્તો હતો નહીં. મગર, બેગમ જે દરવાઝાના ઉંબર આગલજ ઉભી હતી તેને એક આંચકો મારીને નહાસી જવું બને તેમ હતું—મગર, તેણે ફરીને જોયું તો બેગમની પાછલ વલી કોઇ બે અતના કતના તેને ખાય કરડે તેવા ઉભેલા હતા—તે બે નોકરો જેવા હતા, અને હવે તે એકપુરા દરવાઝામાંથી તે બીઓને ખશાડીને જવું એબી તેણે જોયું એક ખરેખરૂં મુશકીલ કામ હતું.

"આજુબાજુ શું જોએછ?" સેક્રેટરી તેની મતલબ સમજી જતાંજ પોકાર મારી પડયો "હીંયાથી નહાસવા તો ત્હારો અફલાતુનઞી નહીંજ પામે! તું હવે અમારી ચુંગાલમાંથી કેમ છટકી શકતો હતો!"

હવે મમદુ બેગમના પગ આગલ ગુડન્યે પડી ગયો, અને તેણે બેગમના પગોપર માથું મુકીને કાલાવાલા કીધા "મ્હને માફ કરો."

"કેમ, હવે જ્યારે કાંઇ વલેલું નહીં જોયું ને લાગ નહીં દીસ્યો ત્યારે માફ કરો?" સેક્રેટરી ગરમ રહેસેજ બબાલ્યો "તમારા જેવા બદમાશોને માફ તો શું કરે, પણ જે રેતીનાં રણમાં પાણી નહીં હોય ત્યાં લઇ જઇને હાથપગ બાંધીને મુકી આવવા જોઇએ, ભઠીમાં નાંખીને ભુંજી નાંખવા જોઇએ—બેશરમ મકકારો, સાધુના સાહયામાં શયતાન! બેદુનના અવતારમાં ખબીસ! કાપે તો ચાર પાટીઆં પડે તેવો પીપ જેવો સનદો ને કામ કરીને ખાતાં શું દુખેછ કે આવી બદમાશી ચલાવેછ?" અને તેણે પોકાર માર્યો "કાદીર નાદીર, પકડો એ બદતમીઝ બદમાશને ને રસીથી બાંધીને એને પેહેલાં ખુબસા પીતો, ને પછી પુલીસને હવાલે કરો."

"નહીં નહીં, રશીદ—જરા થોભો" બેગમ બોલી, અને તેણે પોતાના સેક્રેટરી રશીદ તરફ હાથ લંબાવવા સાથે પેલા કાદીર નૌકરો જે સેક્રેટરીના હુકમથી ધસી આવ્યા હતા તેમને પણ હાથ લંબાવીને અટકાવતા બોલી "હાલમાં એને મારોબી ના, ને પુલીસને હવાલે કરોબી ના, ફકટ રસી લાવીને એના હાથપગ ઝકડો અને આએ કુરસી ઉપર બેસાડો, મ્હારે એને થોડાક સવાલો પુછવાના છે. જો ઠીક ઠીક જવાબ આપશે તો આપણે એને જતો મુકશું, ને નહીં તો પછી સેક્રેટરી સાહેબ જે કરે તે ખરૂં."

કાદીર ને નાદીર બેગમ સાહેબના હુકમને તાબે થયા. તેઓએ મમદુના હાથ અને પગ બેઉ રસીથી બાંધ્યા અને મમદુને ઢગલો કરીને તેજ ઓરડા અંદરની એક કુરસીમાં બેસાડયો.

"બોલ, હું જે પુછું તેનો તદન સાચોજ જવાબ આપજે" બેગમે તેના તરફ આંગળી કરીને પોતાની ઇચ્છા જણાવી "પેલી કોઇ ઔરત જેણે તમોએ મારી નાંખી તે કોણ હતી?"

"કોણ ઔરત સરકાર?" મમદુ અંજાણી અમમા થતો હતો ગગર તે પોતે ખુબ તઅજ્જુબ રહયો કે તે કોઇ ઔરતની વાત બેગમે કયાંથી જાણી હતી!

"કેમ સીધા પાધરા જવાબ નહીં અપાતા કે મમદુ?" બેગમે હવે ગુસ્સો બતાવ્યો "મને બધી ખબર મલેલી છે, મારી આગમજ ત્હમે કોઈ બીજો તાજો શીકાર પકડયો હતો અને તેને બીચારીને મારી નાખી હતી—"

પણ બેગમ ઝીઆદા બોલે તે અગાઉ તો મમદુના મુખમાંથી એક ચીખ સમેત બુમ નીકળી ગઇ "મારી નાંખી?"

"હા—મારી નાંખી, મારી નાંખી" બેગમ પોકારી ઉઠી "મારી નાંખવા તો ત્હમે મ્હનેબી ધમકી આપેલી."

"તે તો ખાલી ત્હમે કહોછ તેમ ધમકીજ હતી." મમદુ બોલ્યો "બાકી, ધમકી આપવી અને ધમકીવાલું કામ કરી બતાવવું એ બેમાં બહુ મોટો તફાવત રહે છે, સરકાર."

"નહીં ફકટ ધમકી નહીં હતી" બેગમે કહ્યું "ત્હમે લોકે તે

બીચારીને મારી નાંખી, અને વલી તેને ત્હમારાજ ઝુંપડામાં દાટીબી દીધી."

"એ બધું ત્હમુને કોણે કહ્યું?" મમદુ વધારે મલતી શાહા-દનોને જુકી પાડી શકવાની હીમત કરી શકયોજ નહીં, અને તેથી તે હવે બેગમે વાત કેમ જાણી હતી તેની વીગત આતુરતા સાથે પુછવા પડયો.

"મ્હને અમીનાએ કહ્યું." બેગમે કહી દીધું.

"કોણે? અમીનાએ?" મમદુ પોકારી ઉઠયો "અરે, એ શય-તાનની ખાલાને તો કચ્ચી ને કચ્ચી ચબાવી જવી જોઇએ," તેણે તેમ બોલતાંજ પોતાનાં દાંત બધાં કચકચાવી દીધાં.

"હયરો" બેગમ ટાઢે કલેજે બોલી "તેણે ત્હમારા ઝુંપડામાં બધા સાથે મલીને પછી ચબાવી જજો, ત્હારેથી એખલાથી તે નહી ચબાએ તેવી તેબી તર્ફ છે. ત્હમે બેઉ રમદુ મમદુ જેવા કસાઇ છેઓ તેવીજ તે ત્હમારી બહેનબી સખત ને બેરહમ છે. પણ, હવે મ્હને જવાબ આપ, ખરેખરા જવાબ આપ. તું જાણેછ કે હું બધી વીગત મેલવી શકેલી છેઉં તો હું જે વધારે બાતમી માંગુછ તેનો સાચેસાચો ખુલાસો કર ને મ્હને ખરેખરોજ જવાબ આપ. જો જરાકબી ખોટી વાત કાઢીછ ને તેનો મ્હને શક ગયોછ કે જે બધું તું બોલેછ તે બના-વતી છે તો પછી મ્હારા સેકરેટરીને તુને માર મારવાનો હુકમ આપવા ફરમાવશ. કાદીર ને નાદીર એવો તો સખત માર તુને મારશે કે તારી ખાત્રીજ થઇ જશે. એ લોકને કંઇ જેવા તેવાના સમજતો. નવાબ સાહેબના એ મઝબુતમાં મઝબુત સીપાઇઓ છે. માર મારશે તો તારા હાડકાનોબી ચુરો કરી નાંખશે, વાસ્તે સંભાલજે, જે પુછું

તેનો હવે વગર ધીલે સાચોજ જવાબ આપજે."

"હા, સરકાર." સરકાર સરકાર કરીને બેગમ સાહેબાને ઠંડા મીઠાં રાખ્યાં વગર મમદુને છુટકોજ નહીં હતો, તેણે હવે તો હાથ જોડીને કહયું.

"બોલ" બેગમ બોલી "પેલી ઔરત કોણ હતી?"

"તે કોણ હતી તે તો હું જાણુનો નથી-મગર, મ્હને પુછો તો તે ત્હમારા જેવી થોડી બહોત હતી."

"મ્હારા જેવી હતી એ વાત શું ખરી છે?"

"હાજી" તે બોલ્યો "અમે તો જ્યારે અસમાલીઓ ત્હમને ગાડીમાં ઝુપડાં આગલ લાવ્યો ત્યારે ત્હમને જોઇને પેહેલાં તો બહુજ અજાયબ થયા, કારણ કે જે બાઇને અમે મારી નાંખીને ઝુંપડામાંજ દાટી દીધી હતી તે જાણે-"

"સબર" બેગમે તેને બોલતો અટકાવ્યો, અને પછી પોતાના સેક્રેટરી તથા બેઉ કાદીર નાદીર નૌકરો તરફ ફરીને બોલી "ભાઇ રશીદ, અને ત્હમો બેઉ કાદીર-નાદીર, જરા પાસેના કમરામાં જજો, હું હવે જ્યારે મમદુ રાહપરજ આવીને સાચી વાત કહે છે તો ત્હમારી હાઝરીની જરૂર જોતી નથી."

બેગમ બોલી રહી કે રશીદ તથા પેલા બેઉ નૌકરો ત્યાંથી નમીને ચાલી ગયા. તે પછી બેગમે મમદુને પોતાની વાત આગળ ચલાવવાનો હુકમ આપ્યો.

"અમે તો સમજ્યા કે જે બાઇને અમોએ મારીને ઝુંપડામાં દાટી દીધી હતી તે ત્હમારી માય હોય ને ત્હમે બાકી દીકરી, એટલાં

બધાં ત્હમે બેઉ મલતાં—જુલતાં ! હું તો ત્હમને જોઇને કદાચ મોટેથી અજાયબીબી બતાવી દેતે, લેકીન રમદુએ ત્હમુને જોતાંને વાર મ્હને કોપરીયું મારીને ગુપચુપ રેહેવા કહયું."

"શું તે બાઇ જે મ્હારી હમશકલ હતી, તેને ત્હમોએ દાગી નાનેજ ખાતીર મારી નાંખી ?" બેગમે સવાલ કીધો.

"હા" મમદુએ જવાબ આપ્યો "તેવણે એટલી તો રીકઝીક કીધી ને બુમબરાડા પાડી મુકયા કે અસમાલીઓ ગભરાઇ ગયો, તે પછી ચાલુ તેના શોરો ગુલથી ગુસ્સે થઇ ગયો અને ખીસામાંથી મોટી ચાકુ કાહાડીને તેને દમ ભરાવવા જતાં તેણે એક ઝબર દસ્ત થાપ ખાધી અને ગુસ્સાના આવેશમાં તે ચાકુ પેલી બાઇની છાતીમાં ચલાવી દીધી! અમો બધાં, હું રમદુ ને અમીના, તે બનાવથી ઘણો બીહી ગયા, અને અસમાલીઓબી તે બનાવથી ગભરાયો ખરો, મગર, અમે તે બની ગયલા બનાવપર નહીં વાત લંબાવતા તે બાઇની લાશનું શું કરવું તેના અંદેશામાં પડયાં, તેટલાં અસમાલીઆએજ તોડ બી શોધી કહાડયો. તેણે તે લાશને ત્યાંની ત્યાંજ ઝુંપડાંમાંજ દાટી દેવાની સલાહ આપી, અને અમોએ તેમ કીધું. લાશ બહુ ઉંડી દાટવાનો મઉકો મલ્યો નહીં કારણ કે અમારા ખેતરમાંથી બીડા લઇ જનારો વેપારી તે દીવસે આવી લાગનાર હતો."

"તું મ્હને તે લાશ બતાવી શકશે ?" બેગમે કહયું.

"ત્હમેં એમ ના સમજતા કે તે ઉંડી નથી દાટી, એટલે કાંઇ બેપરવાહ રીતેબી પડેલી છે." મમદુ બોલ્યો "કબર જેવી બરોબર કબર છે, એમ કાંઇ ઢોરઢંઢેર નથી."

"તો કાંઇ નહીં" બેગમે કહ્યું "મ્હને તે કબરમાંથી લાશ કઢાવીને જોવાની છે—તું મ્હને બતાવશે?

"છોડો હવે. તે વાત. સરકાર" મમદુએ કચવાઇને સમજાવ્યું "એક લાશને ખોલીને શું ફાયદો? તેને તેની જગ્યાપરથી ઉઠાવીને હાડમાર કરવામાં માલ શું?"

"નહીં—મ્હને આતુરતા થાય છે" બેગમે કહ્યું "તે કોણ હશે ને કોણ નહીં! તું કહે છે કે તે મ્હારી હમશકલ છે તો પછી મ્હને કેમ જીજ્ઞાસા નહીં થાય? તું મ્હારી જગ્યાપર હોય તો ત્હારી છાતીમાં કેવા ઉછલપાછલો થાય તેની તો કાંઇ ખબર રાખ."

"કદી નહીં" બેગમ બોલી "મ્હારા દીલમાં જે શક છે તે શક પ્રમાણે જો તેજ ઔરત હશે તો લાશને હું ત્યાંજ, મગર, બડી ઇઝઝતથી દાટવા માંગુછ."

"ઇઝઝત તે શું હોઇ શકે?" મમદુ બોલ્યો "ઉપર કોઇબી તરેહ કબર ચણાવી તો નહીંજ શકશો, કારણ કે તેમ તો પાંચે દહાડેબી અમે ફસી જઇએ."

"નહીં–નહીં" બેગમ બોલી "મ્હારી મતલબ એ કે હું તે લાશને મ્હારી નઝરે નઝર જોઉં, તેને ઓલખું-પીછાણું, ને પછી તેને ઉંડી ઘોર ખોડાવીને દટાઉં–ઉપર કબર ચણાવીને મુકવાની વાત નહીંજ બને, હવે તો ઘોર તે કબર, ને કબર તેજ ઘોર."

"હા, હું સમજ્યોં" મમદુ બોલ્યો "તમે તેને જોવા ઓલખવા માંગોછ, ને તમારી એ કોઇ સગીજ હોય તો પછી તમે તેની ઘોર આગલ કંઇ ક્રીયા કરવા માગોછ? મગર, જરાક જેવી ક્રીયા કરાવા-

થીબી તો વાત કાન બે કાને જશે, અને અમે ચોખ્ખા ફસી જઇશું"

"હું કાંઇજ કરવા માંગતી નથી. હું ત્હારી સાથે હવે ખુલાસાથી બોલુંછ" બેગમે કહ્યું "સાંભલ, હું તો ફકત તે લાશને ઓલખવા માંગુંછ. પછી તમે તેને પાછી તેજ ઘોરમાં મુકો, કે ઉંડી ઘોર કરો, કે તે ઉપર કબર ચણાવો નહીં ચણાવો તે હું ત્હારીપર છોડીશ, તમુને હું પુલીસમાં ફસાવવાને નથી માંગતી ને કાંઇ કરવાબી માંગતી નથી, બોલ હવે તું મને તે લાશ બતાવશે ?"

"હું કબુલ થાઉંછ" મમદુ બોલ્યો "પણ એક શર્તે, કે તમે અમુને જેમ ફસાવો નહીં, તેમ થોડીક પઇસાની મદદબી આપો."

"પઇસાની મદદ આપવાની શર્ત જ્યારે તું કરેછ, ત્યારે તો મારેબી એક શર્ત ત્હમો બધાં પાસેથી કરાવી લેવાની છે, કે તમે જો ચારે કસમ ખાઓ કે લુટવા ચોરવાનો પેશો આજથી છોડીજ દેઓ, તો હું તમુને પઇસાની મદદબી આપું."

"મ્હારે કબુલ છે—ને હું તે લોકનેબી મનાવશ—સમજાવશ." મમદુ બોલ્યો "હવે મેહરબાની કરીને મારા હાથપગ છોડાવો તો ઉપકાર, રસીબી તમારા નોકર કાદીર નાદીરે એવી રીકડીને બાંધીછ કે બધું લોહીબી બંધઇ ગયું હશે !"

બેગમ ઉઠી ને તે ઓરડામાંથી બહાર નીકલી ગઇ અને પોતાના સેક્રેટરીને બોલાવા મંગાવી ને તેણે તેની સાથે પાએક કલાક કાંઇ મસલહત કીધી, ને પછી કાદીરને બોલાવીને કાંઇ કહેવામાં આવ્યું અને પછી મમદુને છોડવામાં આવ્યો.

તે બાદ સેક્રેટરીની મોટરકાર ધમધમ કરતી તઇયાર થઇ ગઇ

જેમાં બેગમ, સેક્રેટરી, પેલા કાદીર નાદીર ને મમદુ બેઠા, અને મોટર ચાલી મહાલક્ષ્મીના પેલા ઝુંપડાં તરફ. હવાના સુસવાટા મીસાલ ફુંફું કરતી મોટર ઉડીને દોડી, અને બોલ બોલતાં તો મહાલક્ષ્મી આવી બી લાગ્યું. મમદુએ બતાવ્યું ત્યાં મોટર જઇને ઉભી—અને બારીમાંથી ચીમાઇને જોતી અમીના એક ચીખ પાડીને બારી બંધ કરી અંદર ગભરાત અકરાતમાં રમદુ ને અસમાલીઆ આગલ દોડી ગઇ. "આંવી ધાડ, મુઆ અસમાલ, તુને તો રાને મોટા આવાના દીગેલાએજ ખલાસ કરવાનો વીચાર ઉતો જો. મુઓ, અવલ શીકાર પકડી લાયો ને પછી દારૂ પીને બાપ બપાવાને તેડવા ગયો! તો લે હવે, ત્હારા—દાદા તુને મ્હને ને રમદુને પકડી જવા આયાછ તે!"

મગર, રમદુ ને અસમાલીઆને તેનું પીંર્જણુ સાંભળવાનો વખતજ નહીં હતો—તેઓ તો કયારના દાંએબાંએ થવા ઝમીનપર ઢાંકેલું કબાડ પછવાડેનું એક ફાલકું ખોલતા હતા, અને તે ખોલી રહીને અંદર ભરાઇ ગયા અને વલી અમીનાનો હાથ પકડીને તેનેબી અંદર ખેંચી ગયા!

પેલી તરફ સેક્રેટરીએ મોટરમાંથી ઉતરવા અગાઉ મમદુનો હાથ પકડીને કહયું "જો મમદુ, તું જો અંદર જઇને તારા સાથીઓ સાથે મલીને કાંઇબી તાગડો રચશે તો યાદ રાખજે કે અમારા લોકના બચાવમાં આએ પીસતોલ કાંઇ કરી બતાવશે. ચારો તરફથી ગોલીઓ છે. ચાર બારની છે. તમુને અકેકને અકેક શાટમાં આરીઆં કરી નાંખશે—વાસ્તે, ખબરદાર બાશ."

"નહીરે માબાપ" મમદુ હાથ જોડતો બોલ્યો "હું તમારી મદદ ને પનાહ માંગતો ફરૂં, અને હવે પછી તાગડોબી રચ્યું એ બનવુંજ મા઼હલ છે."

તેઓ બધાં તે મોટરમાંથી ઉતર્યાં અને ધરધર તે ઝુંપડીમાં ચઢી ગયા. મોટર ખેતરની એક બાજુએ ઝુંપડાંની નઝદીકથીજ છોડવામાં આવી જેમાં ફકટ એકલો શોફર હતો, જેના હાથમાં એક નાની પીસતોલ સેક્રેટરીએ મુકી દીધી હતી. સઘલો બંદોબસ્ત કરીને પછીજ તે બદમાશોના મકાનમાં તેઓ હવે દાખલ થયા.

મમદુ પેહેલો અંદર દાખલ થયો, અને તે ત્યાં કોઇનેબી નહીં જોઇને તુરત સમજી ગયો કે ભુતની જગ્યા કયાં હતી! બધાંને તેણે આગલ વધતાં અટકાવીને તે પેલા ફાલકાવાલી જગ્યાપર ગયો અને ત્યાં જઇને તેણે પેલું ફાલકું ખોલતાંજ સર્વેને બોલાવ્યા. રમદુ ને અસમાલીઆને મમદુના તેડાંથી જીવ આવ્યો, લેકીન અમીના તો ઉપર આવવાજ નહીં કરે. તેને જેમ નીચે ધસડી લેવામાં આવી હતી તેમજ આ વખતે તેને ઉપરથી હડસેલીજ મુકવામાં આવી, અને તેની પછી પેલા બે જણાબી ઉપર આવ્યા. મમદુએ તેમના કાનપર પડીને બધી વાતનો ખુલાસો કીધો અને પછી પેલી ઘોરની જગ્યા ખોડવામાં આવી. લગભગ અરધે કલાકે તે ઘોર ખોડાઇ રહી અને તે પછી બદબુ આવવા માંડી. થોડુંક બીજું વધારે ખોડતાંજ તે લાશ દેખાઇ, તેને બેગમના હુકમથી ઉપર ઉંચકી લેવામા આવી, અને કીડાઓથી બન બન થતી તે લાશ જો કે થોડેજ ભાગે ખવાયલી હતી તોબી તેનો ચહેરો હજુએ ફીકકો ફચ, તે ઝીંદગીની વખતે કોણનો હતો તેની, ગવાહી પુરતો હતો.

બેગમ તે લાશની નઝદીકમાં નાંખે .રૂમાલ દાબીને પોતાના સેકરેટરી સાથે આગલ વધી, અને તેણે તે લાશના ચેહેરાપર જેવી એક નઝર નાંખી કે "ઓ માય, એ કોણ ? હમીદા ?" એટલોજ

પોકાર મારી શકી, તેને ચક્કર આવી ગયાં, અને તે સેક્રેટરીના હાથપરજ પડી ગઇ! તે લાશને જોઇને તેની સુદ્ધીજ જાણે ગુમ થઇ ગઇ! તે પેહેલાં પેહેલાં તે લાશ કોણની હોવાનું મનમાં માનતી હતી, અને જ્યારે તેણે તે પોતાની નઝરેનઝર જોયું ત્યારે તે કોણની નીકલી પડી હતી!

બેગમને એમની એમ હાથપર ઉંચકીને એક બીછાનાપર મુકવામાં આવી, અને તેના બીછાના આગલ પેલા બે ખીદમતકારો ઉભા રહીને તેને સુદ્ધીમાં લાવવાની માવજત કરતા હતા અને સેક્રેટરી પોતેબી ચીંતાતુર રહયો હતો. પેલાંઓ બીજી તરફ પેલી લાશને જેમની તેમજ રેહેવા દઇને બેગમ હુસ્યારીમાં આવ્યા પછી શું હુકમ આપે છે તેની રાહ જોતાં થોભેલાં હતાં. અમીના બદખુથી ગભરાઇને ચીચવાતી હતી કે લાશને જલદી ભુમીદાહ કરી દેવી, પણ રમદુ ને અસમાલીઓ તેની ઉપર ડોલા કકડાવીને તેને વધારે ગડબડ કરતી અટકાવતા હતા.

આખીર બેગમ સુદ્ધીમાં આવતાંજ પોતાની સામે સેક્રેટરી સુદ્ધાં પેલા બે નોકરોનેબી જોયા અને તેથી તેણે ઉઠીને બીછાનામાં બેસતાંજ કાદીર નાદીરને ત્યાંથી દુર થવાની ઇશારત કીધી. કાદીર નાદીરના ત્યાંથી જવા બાદ બેગમે સેક્રેટરીને પોતાની સામેની કુરસીપર બેસવાની નીશાની કીધી. સેક્રેટરી બેઠો કે બેગમે બોલવાનું શુરૂં કીધું "રશીદ ભાઇ, તહમે આજની વાતનો એક ઝરાકબી સંસારો નવાબ સાહેબને કોઇ કદીબી જવા દેતા ના. આ બે નોકરોનેબી સખતમાં સખત તાકીદ આપજો, વલી આપણે અહીંયા આવ્યા છીએ તેને માટેની વીગત બહાર નહીંજ પાડવા સારૂ શોફરનેબી

દાબેલો રાખજો—અને આ બદમાશોનેબી એ વાત માટે ચુપકીદી અખત્યાર કરવાનો હુકમ આપણને આપવોજ પડશે."

"માફ કરજો, બેગમ સાહેબા" સેક્રેટરી બોલ્યો "હું તહમારી આજની આએ વીચીત્ર વરતણુંક કાંઇ સમજીજ નથી શકતો! એ લાશ કોણની છે?"

"તેજ વાતપર હું આઉંછ, રશીદ બાઇ" બેગમ બોલી "તહમે મહારા વીશવાસુ છેઓ, તો પછી તહમારી આગલ એ લાશની વાત કહેતાં હું અટકતી નથી—અને હું જોઉંછબી કે જો તહમને એનો ખુલાસો કહેવામાં આવશે તો શું ઉપાયો લેવા તેની અકકલ તહમે મહને આપી શકશો. હું પેહેલાં માનતી'તી કે મહારી ઉમર કરતાં વડી ઉમરની કોઇ બાઇ છે એમ મમદુએ કહયું હતું એટલે એ લાશ મહારી એક ચચાઝાદીની હશે, મહારા કાકાની એક છોકરી મહારા કરતાં મોટી ઉમરની અહીંયા કંઠે મુંબઇમાંજ રહે છે અને તે કયાં રહે છે તેનો હું પત્તો કેટલોક વખત થયો મેલવવા માંગુ છું. હું તે મહારી પીત્રણની એ લાશ સમજતી હતી પણ મહારી નઝરોનઝર જોતાં તો કોઇ બીજીનીજ એ નીકલી—અને તે કોઇ બીજી જેને હું વરસો થયા મરી ગયલી માનતી'તી તે તો કેટી થોડાજ દીવસપર આએ બદમાશોને હાથ મરી ગઇછ."

"તે બીજી તે કોણ?" સેક્રેટરીએ ઓચીતો સવાલ કીધો.

"મારી પોતાની બેટી હમીદા." બેગમ બોલી.

"તમારી બેટી?"

"હા" બેગમે જવાબ દીધો.

"તમે નવાબ સાહેબ સાથે પરણ્યા ત્યાર પછીથી તો એકબી બચ્ચું ધરાવતા નથી ને એ બેટી કયાંથી આવી?" સેક્રેટરી અતીષ્ય તઅજ્જુબ થતો બોલ્યો.

"ખરૂં છે કે નવાબ સાથે પરણ્યા પછી મ્હને એકબી ફરઝંદ થયું નથી. રશીદ ભાઇ—લેકીન, નવાબને પરણ્યા અગાઉ—"

પણ તે હજુણુ બોલી રહે તેટલાં તો રશીદ વધતી અજા યબી સાથે બોલી પડયો "નવાબને પરણ્યા અગાઉ તો તમે કોઇ બીજા સાથે કદી બી પરણ્યા નહીં હતા! હું એ બધું તમારો નોકર થઇને પુછુંછ તે માટે મને માફ કરો, મગર, મ્હારી જ્યારે સલાહજ લેઓછ તો મ્હને પુરી વાત કહી દો, બેગમ સાહેબા, કે નવાબ સાહેબ સાથે તો ત્હમે કુવારાજ પરણેલા, તો પછી આટલી મોટી ઔરત જેવી ત્હમારી બેટી કયાંથી આવી?"

"મ્હારી ઝીંદગીનો એક સઉથી મોટામાં મોટો ભરમ એ છે" બેગમ બોલી "રશીદ ભાઇ, મેં આજ સુધી કદીબી એ વાત કોઇને કહી નથી, મગર આજેજ એટલી વાત ત્હમારી આગળ જાણે મ્હને ફર્ઝયાત કરવીજ પડી છે. આએ લાશની આબદ જો બની નહીં હતે તો ત્હમારી આગલ હું એવી વાત કદીબી નહીં કરતે."

"મગર, ત્હમે બેફીક્ર રહો બેગમ સાહેબા" તે સેક્રેટરી બોલ્યો "કે ફર્ઝયાત ત્હમારી ઝબાનથી નીકલેલા એ ભરમને હું મારી છાતીની સંદુકમાં મ્હારી ઝીંદગીના છેકના છેડા સુધી જાલવી રાખીશ, હું કદીબી બેવચન નહીં થવશ, હું કદીબી નમકહરામ નહીં બનશ, ત્હમે જે બોલવાનું હોય તે બેધડક બોલો—હું ત્હમને ઉલટો તે

વાતમાં મદદનોજ થઇ પડશ. પણ ત્હમારો ભેદ મરતાંબી હું નહીં બોલશ."

"એટલી બધી ખાત્રીની કશીજ જરૂરત નથી. ભાઇ રશીદ" બેગમ બોલી "જો મ્હને ત્હમારી ઉપર ભરોસો નહીં હતે તો હું કદીબી આટલો ખુલાસો વટીક ત્હમારી સન્મુખ નહીં કરતે. સાંભલો રશીદ, નવાબ સલામતજંગ સાથે પરણ્યા અગાઉ મ્હારા લગન એક બીજા સાથે થયા હતા, તે બીજાથી આએ મારી બેટી હમીદા જનમી હતી, તે પછી એક મોટો ભેદ બની ગયો જેની વીગત હું કોઇ બીજી વખ્તે તમને કહીશ—કારણ હાલમાં તે લંબાણ ગઇ ગુઝરી કેહેવા જતાં નૌકરોને કોઇ વાતનો રખે બુરો વહેમ પડે. હાલમાં તે લંબાણ વીગત દરશાવતાં મારી બેટીની લાશ જે બહારજ પડી રહેલી છે તેનો નીવેડો જલદીથી આવતો નથી-તે મારા ભરમની વીગત કેહેવાનો આજે મઉકોજ નથી, હું બીજી વખત તે વાત કરીશ. મગર, એટલું સમજી લેઓ કે એ બેટી મહારી પોતાની બેટી છે. વરસો અગાઉ હું તેને મુએલી માનતી'તી પણ હું તઅજ્જુબ થાઉંછ કે એ હમણાં સુધી જીવતી હતી—મહારેથી છુપીજ રહી હતી અને આએ બદમાશોના હાથમાં ફસીને થોડા દીવસપરજ મરી ગઇ હતી! એ બેટી ચાર વરસની વાતપર છેલ્લી મ્હારી પીત્રણને ઘરે હતી જે વખતે એના ગુઝર પામવાનો ખત મ્હારી ઉપર આવ્યો હતો, તે પછી બે વર્ષે એક છુપી ફરઝ જે તેના સંબંધી મ્હને બજાવવાની હતી તે મેં તે વખતે બજાવી હતી, અને તે ફરઝ બજાવ્યા બાદ હું નવાબ સાહેબને પરણી હતી."

"મગર નવાબ સાહેબ સાથના ત્હમારા લગન વખતે તો—"

"ચુપ રહો, રશીદ" બેગમે કહયું "તહમે હવે મ્હને વધારે સવાલ મ્હેરબાની કરીને ના પુછો, એ બધી વીગત કેહેવા ને બોલવાનો આએ મઉકોજ નથી—આએ વખ્તજ નથી, તો હવે વધારે ના પુછો, ચાલો, આપણે તે લાશ પાસે પાછાં જઇએ. તે મ્હારી કમનસીબ બેટીને એકવાર ફરીથી હું મુએલીબી જોઉં અને પછીજ તેને માટે તહમે મ્હને સમજ આપો કે શું કરીએ, હું તો એ લાશ આવા એક ઝુપડાંની કંગાલ ઘોરમાં પડી રેહેવા દેવા માંગતી નથી, એને કોઈ બીજે ઠેકાણે લઈ જવા માંગુંછ, અને એક સુંદર કબર મહારી બેટીની યાદગારીમાં બનાવવા ઇચ્છુંછ."

"તહમે તેવું કશું, મહને પુછો ને મહારી સલાહ લેઓ તો, કરતાજ ના" સેકરેટરીએ સમજાવ્યું.

"બોલો-તહમે ખુલ્લા દીલથી જે બોલવાનું હોએ તે બોલો—તહમારી જેબી સલાહ હોએ તે મહારી આગલ રજુ કરો, હું તો તહમારી સલાહનેજ વાસ્તે આટલું બધું અત્યાર સુધીમાં ઝાહીર કરી ચુકીછ કેની, તો બોલો—તહમે શું કેહેવા માંગોછ તે ઝરાકબી અચકાયા વગર કહી દેઓ."

"જુઓ" સેકરેટરીએ કહયું "તહમે એ લાશ જેમની તેમ પાછી એજ કબરમાં મુકાવો. ચણેલી કબર ને વગર ચણેલી કબર એ બધું મુઆ પછી સરખુંજ. "આપ મુએ પીછે ડુબ ગઈ દુન્યા" તેવી વાત છે. જો તહમે લાશને બીજે કોઇ ઠેકાણે લઇ જઇને તેને બપકાબરી કબરમાં મુકવા ઇચ્છશો તો બધો ઘોંટાલો કોઇની જાણમાં જરૂર આવી જશે. તહમારો જે ભેદ છે તેબી ખુલશે, અને આએ બધાં પુલીસમાં ફસી જશે, એક મોટું જેવું રોખરૂં જાગશે, ને બધું

ઓરનું દોર થઇ જશે. તેનાં કરતાં તહમે એ લાશને પાછી અહીંજ દાટવા કહો, ને મુદ્દત વીટા બાદ કોઇ દીવસ લાગ ફાવ્યો તો અહીંજ એક કબર ચણાવજો ને બનાવજો ને તહમારી બેટીની યાદગારી તે વખતે રાખજો—હાલમાં તો કાંઇજ નહીં. હાલમાં તો જે છે તેજ સહી-વાત હવે તો એવી બની ગઇછ કે તહમને આ બદમાશોના મોંહાથી દાબી રાખવા પડશે—નહીં તો નવાબ આગલ જો વાત ગઇ તો મોહકાણના સમાચાર!"

"તહમે એ બદમાશોને કોઇ રીતે દમ કરીને તહમારી પોતાની નોકરીમાં રાખી લેઓ અને આએ અમીનાનેબી તહમારે ત્યાં તહમારી ધણીઆણીની નોકરીમાં રાખો—એ લોકો બદમાશી કરવાથી બચશે એબી આપણુને એક જાતનું સવાબજ હાંસલ થશે ને વલી મ્હારો ભરમબી સચવાશે. એ લોકને પુલીસમાં આપવાથી તો તહમે કહોછ તેમજ બધું ઓરનું દોર થઇ જશે." બેગમ બોલી.

આખીર બેગમ અને સેક્રેટરી કબરથી ઉખડેલી તે લાશ આગલ પાછાં ગયાં. બેગમ તે વાસ મારતી લાશ આગળ ગુઠન્યે પડી ગઇ, અને તેના ખરડાયલા ચેહેરાપર તેણે બે ચુમી લીધી. તે પછી આંસુંના ટીપાંઓ પાડીને તે પગે પડતી ઉઠી. અને પછી ગલગલા સાદે બોલી, "તમે આએ લાશને અસલીજ ઢબે ભુમીદાહ કરો, અને તેજ બેમાલુમ રીતે ઝમીન બરોબર પુરી દેઓ."

બેગમના કહેવા મુજબ કામ કરવામાં આવ્યું, જે પછી રમદુ ને અસમાલીઆને લઇને સેક્રેટરી બેગમથી જુદો તે લોકને સમજાવવા ગયો. ત્રણે તે બદમાશો, જો પૈસા મલે તો, તે બુરો પેશો છોડી દેવા તૈયારજ હતા, તેઓએ થોડા પૈસા મેલવવા બાદ સેક્રેટરી

સાહેબની નોકરીપર રહેવા ખુશી બતાવી.

બેગમના સેક્રેટરીને ત્યાં તે બધાંને બીજી સહવારે જવાનો હુકમ કરવામાં આવ્યો, અને બેગમ, સેકરેટરી, પેલા બે કાદીર—નાદીર નોકરો તે ઝુંપડું છોડીને જ્યાંથી આવ્યાં હતાં ત્યાં પાછાં ગયાં. સેક્રેટરીને તેને ઘરબારે છોડી દઇને બેગમ પોતાને બંગલે ગઇ. પોતાની સગીને મળી આવ્યાને બહાણે તે દીવસેબી નવાબને બનાવવામાં આવ્યો હતો, એટલે કાંઇ સવાલ જવાબ થયા નહીં—અને બધું શાંતીમાંજ પસાર થયું.

* * *

ઉપલા બનાવ પછી ચાર દીવસ ગબડી ગયા.

બેગમ તે બનાવની રાતથીજ બીમાર થઇ ગઇ. અને ચાર દીવસ સુધી તે બંગલાની બહાર જઇ શકીજ નહીં. ડાકટરોથી સારવાર કરવામાં આવી અને પાંચમે દાહાડે જ્યારે ઉઠી શકી ત્યારેબી તેને બહાર જવાની સલાહ આપવામાં નહીં આવી, મગર, છઠ્ઠે દીવસે પોતાની તે કોઇ સગીને મલવા સહેજસાજ બહોંસ કરીનેબી બેગમ ગઇ—અને સગીને મસે તે દુર ગાડી ઉભી રખાવીને સેકરેટરીના મકાનમાં દાખલ થઇ.

ત્યાં બધું ઠીક ઠાક થયલું તેણે સાંભળ્યું. પેલા ત્રણે મવાલીઓએ હમીદાની લાશને પાછી તેજ જગ્યાપર ઉતારી દીધી હતી. તેઓએ કોઇ પોતાના દુરના સગાને ખેતી કરવા પેલું ઝુંપડું આપ્યું, અને ખેતી આપી હતી, તથા ખર્ચાની રકમ તરીકે બેગમ હસીનાના સેકરેટરી પાસેથી રૂ. બસો દરેકે મેલવ્યા હતા અને સેકરેટરીના

મકાનથી થોડેજ દુરના એક મકાનમાં ખોલી લઇને તેઓએ ત્યાં પોતાનો સંસાર રાખ્યો હતો. અમીના સેકરેટરીની ધણીઆણીના કામકાજમાં નોકરી રહી હતી. અને પેલા ત્રણે બદમાશોએ પોતાનો પાપી પેશો છોડીને સેકરેટરીની નોકરીમાં આબરૂ દરકાર સાથે કામ કરતા થયા હતા.

આપણે બેગમ હસીનાની બાબદ રાહપર આવી ગયલી જોઇને હવે શયલા કુંવારી તરફ જઇશું, જે શયલાને મલવાને વાસ્તે બેગમે જલદી જવાનું કહયું હતું, અને જેનું ઘર છોડવા પછી બેગમ, ઉપર ગુઝરી ગયલા, ચક્કરના વમલમાં વીટલાઇ ગઇ હતી.—બેગમે હવે પોતાને પરવાર મલેલી જોઇને પેહલીજ શયલા પાસે જઇ શકવાને સામર્થવાન થઇ, મગર, તે શયલાની મુલાકાત લે તેટલાં તેટલાં આપણે એ આંઠ દીવસમાં શયલા તરફ શું શું બનાવ બની ગયો હતો તે જોઇ લઇશું.

---

# પ્રકરણ ૫ મું.

---

## શયલાનો આશક.

નવાબ સલામતજંગની ભેદ ભરેલી બેગમ હસીના, તેટલીજ ભેદી આપણી વાર્તાની ખુબસુરત કુંવારી નાયકા, શયલાની મુલાકાતે ગઇ હતી; અને ત્યાં જે તુટીફુટી વાત કરીને જલદીથીજ પાછા ફર-

વાની શયલાને તેણે આશા આપી હતી, તે આશાને, બેગમ પોતે શયલાની મુલાકાતની સ્હાંજનાંજ જાલમાં સપડાઇ તેને લીધે અને તે પછીના બનાવ તથા બીમારીને લીધે, ફલદરૂપ કરી શકીજ નહીં—અને તે કારણથી શયલા તે આખા અઠવાડીયામાં બહુ મોટા અંદેશામાં અને ફીકરમાં રહી, મગર, તે અંદેશા છતાં તેનાં બાગમાં તે અઠવાડીયું સુકકું ને કોરૂં તો ગયુંજ નહીં—કારણ કે તેના ગુલાબી રૂખસારો અને નાંઝો અદાનો કોઇ પરસ્તાર તે વખ્ત દરમ્યાન હાથ આવી ગયો હતો!

બેગમ હસીનાની મુલાકાતની સ્હાંજ વીટવા પછીની બીજીજ સહવારે, બેગમ અને તેના ભેદી કારોબારના ખ્યાલો કરતી, બારીની બાહર શયલાએ જોયું, તો તેજ વખ્તે તેના ગુલાબી હોટ અને ગુલસા રૂખપર લોહીનો ધસારો ચઢયો ગયો!—બારીની બરોબર સામે જાણે પત્થરનું પુતલું કોતરીને ઉભુ રાખ્યું હોય તેમ એક નવજવાન આશરે પચીસેકની ઉમરનો ગબરૂ ખડો હતો, જેવી શયલાની આંખો તેના તરફ ગઇ કે તે જવાન શખ્સની માયાભરી આંખોબી તેના તરફ ફરી—ચાર આંખો એક થઇ ગઇ,અને ઓ પાક ખુદા! શયલાના દીલમાં કદી નહીં અને આ પહેલીજ વખ્તે કોઇ જાતની લાગણી પયદા થઇ ગઇ! આહાઆ, શયલાને વીજલીના એક ચમકારાની મીસાલ લાગ્યું કે શાયરો અને લેખકોએ "પ્યાર" ને જે આકર્ષણીક ઢબે ચીતાર્યો હતો તેમાં ખરેખર બહુજ વજુદ હતું. અરે! અગર, શીરીન જો ફરહાદ જેવા એક પત્થર કોતરનારપર જાનો જીગરથી કુરબાન થઇ હોય તો તેમાં નવાઇ નથી; અરે! કોમલ બહન તહેમીના જો પીલતન રૂસ્તમની આંખોમાં સમાઇ ગઇ હોય તો તેમાંબી શક નથી—પ્યાર! પ્યાર! પ્યાર! એવું ખેંચાણકારક એક લોહચુમ્બક છે જે

આશકની આંખોમાં માશુકને સમાવે છે અને માશુકના કલેજામાં આશકને જગ્ગા આપે છે.

શયલાનો પ્યાર "લવ ઍટ ફરસ્ટ સાઇટ"નો થયો, તેણે તે ગભરૂ જવાનને તે સહવારે જોયો અને જોયોજ તેની આંખોમાં તે રમી ગઇ! અને તે જવાન પોતે શી હાલતનો હતો? તેણે તો આ આગમજની શયલાને કોઇ વખતે જોઇ લીધી હતી, અને હમણાં તે તેનાં ઘરની સામેજ આવીને તેના દીદારના દરશન જોવા એક કલાકનો ખોટી થતો ઉભો હતો; અને જ્યારે, તેની આશા ફુલી—જ્યારે તેની ચશ્મોનું નુર તેનાં દીલને શાંત પાડવા બારી આગલ આવીને ઉભી—ત્યારે તેનાં દીલમાં શું થતું હતું?

ઓ, તે દીલ શાંત થવાને બદલે તેમાં ઉશ્કેરણી ફેલાઇ હતી, પ્યારના આતીશે ગોયા તેના તનોમનમાં ગર્મ શોલા ઉઠાવ્યા હતા; અને તેનું મગઝ, બે સરખામણી સાથે લડવાને તૈયાર થયું!

શયલાએ પોતાની સુંદર ચશ્મોને તે પછીથી બહુજ તકલીફથી—શર્મની ફર્ઝને સબબે—તે જવાનની ચશ્મોમાંથી ખેંચી લીધી, તે પોતાના સીનાના એક જુસ્સા ભર્યા નીસાસા સાથે લીહાઝથી ઘરમાં ચાલી ગઇ—મગર, તેની દીલકશ નકશોનીગારે જે કાતીલ ઘાવ કર્યો હતો તેને રૂજ લાવવાનો મલમ તેના સીવા પેલા ઘાયલ મરીઝને કયો તબીબ આપનાર હતો? કોઇજ નહીં; સીવા, કે તે પોતે.—તો પછી શું આપણી શયલા ઘડીભરમાં તે ઇન્સાનને ઝખ્મ કરીને ચક—બ—ચક ચાલી જવામાં વાજબી હતી? વાજબી તો નહીંજ, મગર, તે પહેલો મૌકો હતો, અને હજી તો દુન્યા દરાઝ હતી!

શયલાનું મગઝ હવે ઠેકાણાપર નહીંજ હતું. તે બુચી મરીચ-

મના રડવા તરફથી જાણે છતાં કાનથી બેહેરી બની ગઇ હતી અને દુધની તપેલીમાંથી મરીયમ વાસ્તે દુધ પ્યાલામાં રેડવાને બદલે તેણે તે દુધ ટેબલપર રેડી દીધું!

અંદર ગયલી શયલાનું મગઝ ઠેકાણાંપર નહીં રહી શક્યું હતું, પણ પેલા બહાર રસ્તા ઉપર ઉભેલા જવાનના મગઝનું ઠેકાણું કેવુંક હતું? તેબી બીચારો ઠેકાણાં વગરનો થઇ ગયો હતો, અને બકબકારો કરવા મંડી ગયો હતો! તે શું બડબડે છે તે જરા આપણે સાંભળી લઇશુ:

"સલીમ" તે પોતે પોતાને કહેવા લાગ્યો "સંગીના કરતાં આએ વધારે ખુબસુરત નથી શું? બહુજ ખુબસુરત છે—મગર, સંગીનાની સાથે શાદી કરવાથી તો પઇસાબી મલશે અને ખુબસુરતી બી હાથ આવશે. લેકીન," તે પાછો અંદેશામાં પડયો "લેકીન, આએ કોઇ ખુબસુરતીની દેવી તો સંગીનાને પાણી ભરાવે! આહા, શું એની આંખ ને શું એનો રૂબાબદાર ચેહેરો! મને તો સંગીના કરતાં એ વધારે ગમેછ!–મગર, પઇસા! સંગીનાને ગુમાવવાથી પઇસાબી જતા રહેશે, અને ત્યારે માબાપના વેરના બદલામાં જે ઉમદા ચીઝો હાથ આવી ગઇ હતી તો તેને શું હાથમાંથી સાફ સાફ જવાજ દેવી?"

મહારા વાંચનાર અઝીઝો સમજી તો ગયાજ હશે કે શયલાનો આશક કોણ હતો. સલીમ જેને આપણે આપણી વારતાની શુરૂઆતમાંજ પોતાના કાકાપર પોતાના મરહુમ માતપીતાનું વેર પીસતોલથી લેવા ગયલો જોઇ આવ્યા છીએ, અને જેને તેના કાકાએ પોતાની ઉપર વેર નહીં લેવા તથા તે જો શાંત થાએ અને સંપીલો બને

તો તેને પોતાની બેટી સંગીનાનો હાથ શાદીમાં આપવા સાથે તમામ માલ મીલકત સપુર્દ કરવાનો ઇકરાર કરીને હડો મોહો પાડી મોકલાવ્યો હતો-તેજ સલીમ, શયલાનો આશક થયો હતો! થયું એમ હતું કે તે કાકાએ બોલાવેલા દીવસે પાછો જાય અને સંગીનાની રૂબરૂ તેનો મીલાપ થાય અને તેનો કાકો તે બેઉને એકમેક સાથે નીકામાં મેલવી એક કરે તે અગાઉ તો તેણે આ મુફલીસ ખુબસુરતીને જોઇ હતી, અને તેના પ્યારમાં તે પડયો હતો! ખરૂં પુછો તો તેનું દીલ સંગીના કરતા આ શયલા તરફ વધારે ઢલી ગયું હતું, અને તે આ મધુરી દીલ ખેંચનારી શયલાને સંગીના કરતાં વધારે સુંદર માનતો થયો હતો. તેણી બીચારો શું કરે? ઇશ્ક પોતે એક એવું ખરાબ દર્દ છે જેની કોઇ હકીમ કે તબીબ દવા કરી શકતો નથી તો પછી સલીમ તે અણદીઠ ઝોરાવર ઝાલીમ દર્દ આગલ લાચાર નહીં થાય તો કેમ થાય? તે પોતે પોતાને "સુડી વચ્ચે સોપારી" થઇ ગયલો જોઇ શકયો. એક તરફ તેના કાકાની છોકરી સંગીના અને એક મોટી દવ્લત હતી, અને બીજી તરફ તેને મનને ગમતી એક મુફલીસ ખુબસુરત સુરતી હતી. વલી તેને એમબી લાગ્યું કે તે સંગીનાની સાથે શાદી કરીને પછી શયલાને પરણે તો બધી મતલબ સમાઇ જવાની હતી. લેકીન, એ દબલ જોરૂનો ઘોંટાલો તેને પોતાને ગમતોજ નહીં હતો, અને બે તલવારી મ્યાન બનાવવાના ચેડાં કહાડવામાં સમાયલો જોખમ તે જાણતો હતો. તેણે ખણખોદ કરીને જાણીને તે ટુંક અરસામા એટલુંજ જાણ્યું હતું કે, શયલા, કુંવારી હતી, અને ગરીબ હતી; તેને ધાર્મીક બાધબી કાંઇ નડતો નહીંજ હતો જેથી તે બન્ને-સંગીના અને શયલા-ને સાથે સાથેજ પરણી જઇ શકે, મગર, તેને અંદેશો એ મોટામાં મોટો પયદા થયો

હતો કે દબલ જોર એક મોટી આપદા હતી અને તે રસમ તેને પોતાને રૂચે તેવો હતોજ નહી–તેથી, તેણે ખ્યાલ કીધો કે યા તો સંગીનાને અને તેના પૈસાને મેલવવા, યાતો આ મુફલીસ શયલાને હાથ કરવી. તે ગુંચવાડામાં ગુંચવાઇ ગયો, અને આરઝુ કરતો ત્યાંજ ઉભો રહયો કે શયલા દુબારા ત્યાં બારીએ આવીને પોતાનો સુંદર ચેહરો તેને બતાવી દે, જે જોઇને તે રાહત મેલવે—મગર નહીં. લેકીન, થોડો વખત વીતવા પછી તેણે એક સુંદર મધુર આવાઝને તે બારીમાંથી બહાર પડતો સાંભલ્યો, જે તેને લાગ્યું કે શયલાનો પોતાનો હતો અને દીલરૂબાની સાથે તે એક મધુર ગઝલ ગાતી હતી. શયલાનો તે કોમલ આવાઝ વહેતી ધીમી નદીના એક પ્રવાહની માફક દુરથી ધીમા સ્વરે નીકલીને પુર બહારમાં તેના કાનોની નઝદીક આવીને અઠડતો હતો. એક ભલા ગવઇયાને તકકર મારે તેવા તાલ–સુરથી તે તે ઉસ્તાદી ગાયણુ ગાતી હતી. જે સાંભલીને તે આશક વધતોજ ઝખમી બની ગયો!

શયલાએ મીઠાં સુરે ગાયું:—

"અરે, કભી તો ખેલીઆં હય, ઔર કભી ખંજરભી ચલતા હય,
તુમ્હારા દીલ બ્હેલતા હય, હમારા દમ નીકલતા હય.
કભી સીરમેં, કભી જીગરમેં, ઔર કભી દીલમે,
તુમ્હારા દર્દ ઉઠકર ઇન મકાનોમે, ટહેલતા હય.
કભી સીના ય્હે જલતા હય, તડપતા હય, ઉછલતા હય,
દીલે બેતાબભી કયા કયા નયે પહેલુ બદલતા હય!
નહીં માલુમ હમે કુચ્છભી, ફકટ ઇતનેસે વાકીફ હય,
કલેજેમેં કોઇ બયઠા હુઆ દીલકો મસલતા હય."

સલીમે તે ગાયણ ઘણી ખુશી, ઘણા ધ્યાન, અને ઘણા શાદમાન બની સાંભળ્યું. તેણે ફરીથી ચાહયું કે તે મધુર હલકની બુલબુલ પોતે ફરીથી પોતાંના મીઠાં નયણો પાછાં મેલવે, પણ નહીં. ચહેરાની આશા નહીં ફલી, પણ પાક ખુદાના હુકમથી તે મધુરા આવાઝની નઝર ફરીથી થઇ:——

"નીગાહે યાર બદમસ્તીમેં બી હુસ્યાર કયસી હય !
મેરા દીલ છીન લેનેકે લીયે તઇયાર કયસી હય !
અદાસે ફેરકર ખન્જર ગલેપે, યું લગે કહેને:
'શહીદે નાંઝ બતલાઓ કે ઇસમે ધાર કયસી હય ?'
જીગરમેં ચાબ ગઇ, પહેલુમેં ખટકી, દીલમેં જા ઉતરી.
ગઝબકી ચુલબુલી ચનચલ નીગાહે યાર કયસી હય !
અબી નીકલા હય દમ, ઠયરો, કીસીસે મીલ તો લેને દો.
અબીસે લેકે ચલનેકા, યેહ મારામાર કયસી હય !
હમીકો ઝીબહા કરતે હય. હમીસે હસકે કહેતે હય:
'ઝરા ઝાતના તો બતલાઓ મેરી તલવાર કયસી હય ?'
કઝાબી સદકે હોતી હય નીગાહે નીરે કાતીલકે.
શહદન સર કટાનેકે લીએ, તઇયાર કયસી હય !"

તેણે ચાહયું કે શયલા જો આખો દીવસ એમ ગાયા કરે તો તે ત્યાંથી હટેજ નહીં, પણ ગાયણ જે લગભગ હવે પુરૂં થવા આવ્યું હતું અને તેની આખીરી લાઇન પડની હતી તેટલાંજ બારીએ મરીયમ આવીને ઉભી અને બારી આગલ મુકેલી એક કુરસી ઉપર ચઢીને બહાર જોવા લાગી. વીજલીનો એક ઝટકો લાગ્યો હોય તેમ એક અજાયબી આપનારો ખ્યાલ એક ધીમી ધ્રુજરી અને થોડા ગુસ્સા

સાથે સલીમના મગઝમાંથી પસાર થઇ ગયો. તે જાણુનો હતો કે શયલા ગરીબ હતી, એકેલી હતી, અને કુંવારી હતી,-મગર, તે આજની ઘડી સુધી કદીબી જાણુવા નહીં પામ્યો હતો કે કુંવારી શયલાના ઘરમાં એક બુચીબી વસ્તી હતી. તે બચ્ચી કુંવારી શયલાના ઘરમાં ક્યાંથી આવી તેની ફીકરમાં તે પડયો. તેણે એક વખત વીચારબી કરી લીધો કે શયલાના કોઇ ઓલખાણુ પીછાણુવાલાનું યા કોઇ ભાકુતનું તે બચ્ચું હશે, મગર પાછો તેણે પોતાને અર્ધોક જવાબબી કરી દીધો કે ભાકુતમાં બાકુત તો નીચે વસ્તી બે બુઢ્ઢા ઔરતોજ હતી! તે દીલમાં ખટકાને જગ્યા આપી શકયો હતો, અને વળી સહેજ સહાજ શકીબી બન્યો હતો!-ગમે તે વીચારો ઉકલાવ્યાં તેણે, મગર, એટલા તો ખ્યાલપર તે ઉતરી જઇ શકયો હતો કે ઉતાવલી અદાએ પ્યારમાં પડવામાં જોખમ હતો, અને તેથી તેણે સંગીના અને શયલાના પ્યારના પાણીમાં હાલ તો ડોલતા તરી રહેવાનું હતું પછી, યાતો એક તર્ફ તરીને બહાર નીકલીને બચવાનું હતું. યા બીજી તર્ફ તેમાં ડુબીને મરવાનું હતું!

હવે તે વધુ વાર ત્યાં ઉભો રહયો નહીં, તેણે ત્યાંથી મોટા ગુસ્સામાં ચાલવાજ માંડયું અને ચાલતાં ચાલતાં અનેક વીચારો કીધાં. જો કે કોઇવાર તે પોતાના વહેમી ખ્યાલતોને બચ્ચાંસાડી ગણીને પેલી બારીએ દેખાયલી બુચીને શયલાના કોઇ સગાની સમજતો, પણ વલી કોઇવાર શયતાનીયત ખસલતલ ઝોર પકડે તો તે બુચી શયલાની હોય તેમ માનતો! તોબી તે મનને પાછું વલી પુછીબી લેતો કે જો તે બુચી શયલાનીજ હોય તો પછી શયલા એમ તેને છડેચોક પોતા ભેગી રાખેબી કેમ, અને પોતાને કોઇ વાંધવા દાખલ ન ઓલખાવતી તે કુંવારીના નામ હેકલ કેમ પસાર થાય?

તેને કોઇવાર લાગતું કે આમાં કોઇ ભેદ હતો, તો વલી બીજી પલે તે પોતે પોતાને હસી કાહાડતો કે તેમાં કોઇબી ભેદ હતોજ નહીં અને શયલા નીરદોષ હતી.—ગમે તેબી થયું, પણ હાલત તુરત તો સલીમ શયલાના પ્યારમાં થોડો ઘણો બીચકી ગયો તો હતોજ!

પેલી તરફ તો શયલા ગાયણ પુરૂ કરી રહીને દીલરૂબાપર એક કવવાલી જમાવવા ગઇ. પણ તે કવવાલીની શુરૂઆત થાય તેટલાં તો તેની નઝર બારીએ છેક ટીંગાઇને જોતી મરીયમ તરફ દોડી ગઇ અને તુરત દોડી જઇને તેને કુરસીપરથી ઉંચકીને એક ચુમી લેતાં બોલી "મરીયમ, માય તું પડી જશેને!" અને તે બોલવા સાથેજ તેણે રસ્તાપર નઝર નાંખી તો ત્યાં તેનો આશક તેને જણાયો નહીં, તે જરા વાંકી વલી અને તેણે મરીયમે જ્યાં દોકાવીને જોઇ લીધું હતું તે તરફ નીગાહ પહોંચાડી, તો તેણે તે મધુરા આકારને દુરને દુર ચાલી જતો જોયો.—તે સમજી ગઇ કે તેનો આશક છેક હમણાંજ ત્યાંથી જતો રહયો હતો, અને નાહાન છોટી મરીયમ તે ચાલી જતા આકારને જતાં નીરદોશતાથી જોતીજ વાંકી વલી ગઇ હતી. શયલા તે આકાર જણાતો બંધ પડયો ત્યાં સુધી ઉભીજ રહી અને પછીજ ઘરમાં ચાલી ગઇ.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### શયલાની સઇ.

શયલાના બાગમાં બની ગયલા ઉપલા બનાવ પછી બીજા બે દીવસ ગબડી ગયા, લેકીન તે અરસામાં તેનો આશક ફરીથી તે

તરફ ફડકયોજ નહીં ! તે મરીયમને નીચેના પ.ડોશીઓની પાસે રાખીને અગાઉ જ્યાં તેનો આશક મલી ગયો તે તરફને રસ્તે અને તે તરફની દુકાનોપર ખરીદી કરવાને મસે ફેરાળી મારી આવી, પણ તે કે જેણે શયલાનું દીલ ને ચીત ચોરીજ લીધું હતું તેનો ત્યાં પત્તોજ નહીં હતો !—અંદેશા પર અંદેશા વધતા ગયા, પેલી તરફ બેગમ હસીના હજી ત્રણ દીવસ થઇ જવા છતાં વાયદા મુજબ આવી નહીં હતી, અને વલી તે દીલરેબ ચહેરાની કોઇ નશાણુ નહીં હતી ! તેથી, શયલાને કાંઇ દુખી થવું પડયું.

એવાજ ખ્યાલમાં બહારવણે, એટલે બેગમ હસીનાની મુલાકાતને પાંચમે દીવસે, અને તે આશકના દીદારના દર્શન છેલ્લા થયા તેને ચોથે દીવસે, શયલા પોતાના એ અંદેશાઓપર દરીયાફત કરતી કાંઇ સોચમાં ગીરફતાર બેઠી હતી અને તેના પગોની પાસે બીછાવેલી ચટાઇ ઉપર નુચી મરીયમ બેસીને રમતી હતી, તેટલાં દરવાઝાપર કોઇએ આંગલાં માર્યાં.

"કોણ ?" શયલાએ સવાલ કીધો.

"સકીના." બહારથી જવાબ આવ્યો.

અને તે કોઇ સકીનાનું નામ સાંભલીને શયલા વહેલી કે દરવાઝો ખોલવા ગઇ. આ સકીના, મ્હારે કહેવું જોઇએ કે, ઘણી ઉંચી ખસલહતની છોકરી નહીં હતી; મગર, તે શયલા તરફ ચાહત બતાવતી એક થોડી ઘણી ખયરખ્વાહ બહેન જેવી હતી. તેના સુલુક અને આચરણ બહાર કાંઇ ઠીક નહીં હતાં; લેકીન, શયલાને વખ્તે તે અચ્છી બનતી રહેતી હતી. અને તેથીજ શયલા તેને પોતાની બહેન તરીકે ગણવામાં કાંઇ ખુરૂં માનતી નહીં હતી, પણ બાઝે

વખ્ત તે દીલની વાત તેને કહીને તેના તરફથી કોઇ એ સારી વાતની આરઝુ કરતી હતી.

સકીના લાગલી આવીને બીછાનાપર બેસી ગઇ, અને શયલાના ચ્હેરા તરફ જોઇને તે ખરા મનથી દીલગીર થતાં બોલી "પ્યારી બ્હેન, ત્હારો ચહેરો છેલ્લા આંઠ દીવસપર મેં જોયલો તેવો ખુશનુમાં નથી—બધી ઝર્દ મારી ગઇ છે! તુંને કાંઈ ગમ છે?"

"બ્હેન સકીના?" શયલા તેના તરફ નઝર ઉઠાવીને ધીમા સ્વરે બોલી "તું કેહે છે તે ખરીજ વાત છે."

"મ્હને તો બા એ ખરી વાતના ભીત્તરમાં કાંઈ શીરીં—ફરહાદનો કીસ્સો લાગે છે." સકીના હસ્તું મોઢું રાખીને બોલી.

"કાંઇ તેવુંજ છે!" શયલાએ સ્હેજ શરમાઇને કહયું.

"તેવુંજ છેની? લુચ્ચી મ્હારી બ્હેન" શયલાના ગાલપર ન્હાનો એક તમાચો ખુશાલીથી મારતા સકીનાએ કહયું "મેં કેવું પારખી લીધું! કયારથી એ નાટક ચાલેછ?"

"ઘણુાજ ટુંક વખતની વાત છે. મ્હારો પ્યાર પહેલી નઝરનો પ્યાર છે બહેન" શયલા બોલી.

"ત્યારે તહમે બી હવે ઉંડા પાણીમાં ફરવા લાગ્યાં ખરાં!" સકીનાએ હસીને કહયું "પણ એ કોઇ તહમારો ફરહાદ કોણ છે? તેનું નામો નીશાણ?"

"તે કોણ છે, અને તેનું નામોનીશાણ શું છે તે હું પોતેબી જાણુતી નથી." શયલા બોલી.

"ઘણુંજ અજાયબ જેવું!" સકીના બોલી "વલી એમ કદીબી બને કે શયલા બહેન? તું દીલલગી કરેછ."

"નહીં—હું જે કહુંછ, તે સાચુંજ કહુંછ,. બહેન સકીના" શયલાએ જણાવ્યું. "હું તેને જાણતી નથી, હું તેના નામોનીશાણથી માહીતગાર નથી અને મેં તેની સાથે કદી વાતબી નથી કીધી."

"ત્યારે તો તેં કમાલ કીધી!" સકીનાએ કહયું "આએ જાતનો પ્યાર તો કોઇ લેખકોએ બી ચીતારેલો મેં વાંચ્યો નથી! તું ત્હારી વાતપરથી તો તે આશક તરફ અથાક પ્યાર ધરાવતી હોય તેવું લાગેછ, છતાં અજાયબીઓની અજાયબી એજ છે કે તું તેને ઓલખતી નથી, તેનું નામ ને ઠેકાણું બી જાણતી નથી અને અને વલી કદીબી વાત તેનાસે તેં કીધી નથી! ત્યારે એ કઇ જાતનો પ્યાર?"

"એ પ્યારને મુંગો પ્યાર કહેછે" શયલા હસીને બોલી "જોની, ખરીદી કરતો બાઝારમાં મેં તેને જોયો, તેણે મને જોઇ, તેને કાંઇ હુ નાંઝો અદામાં ઠીક લાગી ગઇ હોઉં તેથી મ્હારા ઘર સુધી આવેલો, મ્હારો ચેહેરો જોયો, તેણે મને પસંદ કીધી, મેં તેને પસંદ કીધેલો, ચાર દહાડાની વાતપર તે આવીને સદવારના પહોરથી બારી આગલ ઉભેલો, હું બારી આગલ અચઅુચી જઇ લાગી, મેં તેને જોયો, અને માન્યું કે તે મહારો આશક થયો હતો, અને તેણે મહારી આંખો જોઇને તથા મહારા ગાયણો સાંભળીને તે દીવસે નકકીજ માનેલું કે હવે હું તેની માશુક બની ગઇ હતી. કેમ, એમાં કાંઇ વાંધો લાગે છે?" અને શયલા રમુજ પામતી મલકાઇ.

"વાંધો તો નથી" સકીના જરા વીચારવંત ઢબે બોલી "વાંધો તો નથી, પણ—"

"પણ શું?" શયલાએ તેનો હાથ પકડીને પુછ્યું.

"તું કેહેછ કે ચાર દાહડાની વાતપર તે આવ્યો, તો પછી શું—"

"હું તેજ અંદેશામાં તું આવી ત્યારે બેઠેલી તો!" શયલાએ ખુલાસો કીધો. "તે પછી તે આવ્યોજ નથી!"

"આવ્યો નથી!" સકીના પુકારી ઉઠી "થઇ ચુકું ત્યારે, તું તો ભોલી, શયલા તું ભોલી છે. જે આશક જો ખરેખરો એક માશુકના પ્યારમાંજ પડયો હોય તો તે ત્રણ આખા દીવસો સુધી પોતાનો ચેહેરોબી નહીં બતાવે અને પોતાની માશુકના દીદારનો તરસ્યો નહીંબી બને એમ કદી થાયબી? વારૂ, તેં શું ચીઝ ગાયલી?"

પોતે જે બે ચીઝ ગાઇ હતી તે શયલાએ સકીનાને પાછી ગાઇ સમજાવી, અને પછી બોલી "હું ગાવાનું પુરૂં કરી રહીને મેં મરીયમને બારીએ ટીંગાઇને તેના તરફ જોતી જોઇ, ત્યારેજ હું મરીયમને ટીંગાતી દુર કરવા બારી આગલ જઇને જોઉંછ તો તે તુરતનોજ ગયલો."

"બસ બધું બફાઇ ગયું" સકીના હાથ ઉપર હાથ થોકીને બોલી "મરીયમને શું કામ બારી આગલ મોકલી?"

"મેં કયાં મોકલી?" શયલા ગભરાઇને બોલી "હું ગાયણ ગાતી'તી તે વખતે મહારૂં ધ્યાન એના તરફ નહીં હોવાથી એ પોતે ઉંઘમાંથી ઉઠીને ત્યાં ગઇ હતી."

"મરીયમ બારીએ ગઇનેજ તહારા પ્યાર ઉપર પાણી ફરી ગયું." સકીના બોલી.

"ખરેખર! મહને તો ખ્યાલબી નહીં અત્યાર ટક આવ્યો! ત્યારે મ્હારા નસીબની ખુશાલીમાં એજ બચ્ચાનો ખટરો બેઠોની—અરે મરીયમ, મરીયમ, હું તહારે—તહારેજ લીધે કેટલી દુખી છેઉં!" અને તે મરીયમ તરફ સોગાતુર ચશ્મોએ જોવા લાગી—તે બચ્ચું પોતાનું નામ જુસ્સાથી બોલાતું સાંભલીને ટગર ટગર શયલા તરફ જોવા લાગ્યું—અને કોઇ અજાયબ રીતે તે જાણે તે વાતની મતલબ સમજી ગયું હોય તેમ મોંહ ચઢાવીને ધસાધસ રડી પડયું! શયલાનો જીવ બલી ગયો, તેણે ઘણા પ્યારથી તે બુચીને ઉંચકી લીધી અને તેના નનના નનના હાથો પોતાના ગલાંપર ભેરવીને તેણે એક દાબીને ચુમી લેતાં સમજાવીને બોલી "નહીં--નહીં, ના રડ, ના રડ, મહારા બચ્ચાં, ના રડ."

તેના પ્યારથી તે બચ્ચું મુગું તો થયું, લેકીન પછીથી તે જાણે શયલા અને સકીનાની ગુફ્તેગો પુરા ધ્યાનથી સાંભલતું રહયું.

"હવે કેમ કરૂં બહેન?" શયલા આખીર થોડી વારની ચુપકીદી તોડીને બોલી.

"હવે એમ કર, મહને બે દાહડા મહારા ઘરમાં કામ છે—હું ચોઠે દીવસે આવીશ તેટલાં જો તે આવી ગયો તો તું તેના તરફ પ્યારથી જોઇને પછી દીલરૂબાપર નીચલું ગાયણુ લલકારજે—લે, ગાયણના બોલ લખીને દીલરૂબાપર એ કવ્વાલી ઉતારી લેઃ—

"દીદાર દીખાના હય દીખા કયું નહીં દેતે?
પરદા રૂખે રવશનસે, હટા કયું નહીં દેતે?
જલવા મુજેહ આ જાએ નઝર આપકા જીસમે,
ઇસ દીલકો વ્હો આઇનાં બના કયું નહીં દેતે?

પકતાઇકે દાવેકો મીટાના હય તુમહારે,
તુમ આઇનાં આગેસે હટા કયું નહીં દેતે?
મીલનેસે જો ઇનકાર નહીં આપકો હમસે,
ફીર અપના પતા આપ બતા કયું નહીં દેતે?
તલબગારે સુરતકો અગર પ્યાસ લગી હો,
તો શરબતે દીદાર પીલા કયું નહીં દેતે?
દીલ દેકે બનાયા તુમ્હેં દીલદાર હો જીસને,
તુમ દીલસે ઉસે અપને દુઆ કયું નહીં દેતે?
કહેતી હય અઝીઝ આપસે દીલદાર આપકી.
મીલના હય તો પરદેકો મીટા કયું નહીં દેતે?"

"અને જો તે અરસામાં તે એ તર્ફ નહીંજ આવ્યો તો?" શયલાએ લખી રહીને સવાલ કીધો.

"તો પછી ચોથે દીવસે, એ તુંને પેહલ વેહલ્લો બાઝાર તર્ફ જ્યાં મલેલો ત્યાં, આપણે જઇશું—તું મહારી સાથે ચાલજે તો ખરી, તહારો બેહેડો પાર છે."

અને તે શયલાનો બેહેડો પાર કરવાની વાત સ્હમજાવીને પછી ગઇ.

---

# પ્રકરણ ૭ મું.

---

## ઝખ્મપર નમક!

શયલાનું મન માન્યું નહીં. તેની સઇ સકીનાએ સબુરી અખ્ત્યાર કરીને પોતા ભેગી તેને લઇ જઇને તેના આશકને શોધી કહાડવાનું કહયું હતું, મગર શયલાનુ નાઝુક જીગર—જે હવે તે આશકે દીલફરેબની ગોદમાં જઇ દબાવાને હર પલે આતુર થઇ રહયું હતું—તે માન્યું ન માન્યું રહયું; અને આખીર, તે મધુરી શયલાને, તેજ વખતે ઘરની બહાર પોતાના આશકની શોધમાં જવા વીના ચાલ્યુંજ નહીં!

સકીનાએ શયલાને ત્રણ આખા દીવસ થોભી જવા કહયું. મગર શયલા ત્રણ કલાકબી થોભી શકી નહીં, તેતો તેનો દીલદાર ઝખ્મ કરીને તેને પડતી મુકી ગયો હતો એવી ફીકરમાં પડી ગઇ, અને જાણે તે આશક હવે મજકુર ત્રણ દીવસની મુદતમાં કેઠો ખોવાઇ જવાનો હોય યા તેના પોતાના હાથમાંથી છટકીને કોઇ બીજીના હાથમાં જઇ પડનાર હોય તેમ તે વીહલી વીહલી થઇ પડી, અને દોડતી કે તેને શોધી કહાડવા તે તુરતા તુરત તૈયાર થઇ ગઇ!

છોટી મરીયમને નીચેના ભાડુત આગલ મુકીને શયલા નીકાબ સાથના લીબાસમાં રસ્તે પડી. તેણે રેશમી ઓઢણી ઓઢી લીધી હતી, અને ચહેરાપર પાતલો બુરકો નાંખ્યો હતો. અગર તેણે સુધરેલા રીવાજ મુજબ નીકાબ ચહેરાપર નહીં નાંખ્યો હતે તો ઝુરૂર કોઇ ન કોઇ બીજો નવો આશક બરપા થતે, યા રકમ બંધ પરવાનાઓ તેના દીદારના ચીરાગપર મરી ફીટતે। તેથી સારૂંજ હતું કે તેનો તે

મીઠડો ચહેરો, આશકોને વાસ્તેનું મીઠ્ઠું ઝહર, પરદાની શીશીમાં બંધ હતું.

તે પાછું પ્યાદા આગલ વધતી રહી, તેની ચાલઢાલમાં અજાયબ મીઠાસદાર લહેકો હતો, અને જ્યાં જ્યાં તે લુભાવદાર નાઝો નખરાંનાં પગલાં લંબાતાં હતાં ત્યાં ત્યાં તેની નાઝુક અદા જોનારા મર્દોપર ગાલીબ થતી હતી.

સ્હેંકડો એવી નઝરોના નઝરાના સાથે તે ખુશાલ ચાલતી રહી, અને બીલ્લીની ચસ્મો સાથે ટગર ટગર તે પેલા બુરકા અંદરથી પોતાના આશકને શોધતી રહી.

મગર, નહીં, તેના મનમાં ઉભું થયલું તે બીહીસ્ત હજુણ તેને નસીબે હતુ નહીં. જે જગ્યાએ તેનો આશક અગાઉ મલ્યો હતો તે તરફ જુસ્તેજુ ચલાવી, મગર ફુઝુલ મેહેનત. થાકી થાકીને આખીર રંજીદા, આઝોરદા, અને દીલ શીકસ્તા થઇને તે ખુબસુરત સુંદરી ઘર તરફ પાછી ફરતી હતી, તેટલાં તેની નઝર એક જવાન શખ્સપર પડી જેને જોતાંજ તે ગભરાઇ, ગુંચવાઇ, અને અચકી ગઇ. તે જાણી ગઇ કે તે શખ્સ તેજ હતો જેણે તેના દીલમાં ઇસ્કનો આતીશ બરપા કીધો હતો, તોબી તે ગભરાઇ અને ગુંચવાઇ ગઇ! તે તેને શોધવા આવી હતી અને અજાયબ તો એ થયું કે કેટલીક મુસ્કીલીએ જ્યારે તે મલ્યો ત્યારે તે નાઝુકદીલ છોકરી ગભરાઇ ગઇ!

મગર, ખુશીના જોશથી ગભરાતી તે સુંદરીને બીજીજ પલે ઠંડી બરફ જેવી થઈ જવાનું થયું,-કેમજે, તેનો આશક જેમ અજાયબી આપનારી રવેશે યક-બ-યક મલી ગયો હતો, તેમ વલી તેણે પોતાની વલણુ અને ઢબમાંબી યક-બ-યક ફેરફાર કરી નાંખ્યો. તેણે

પોતાની માશુકને જોઇને તેની તરફ ખેંચાઇ જવાને બદલે એક નઝર નાંખી અને બીજી નઝર નાંખ્યા વગર તે એકદમ ફરી ગયો, અને જ્યાંથી આવ્યો હતો તે તરફ તેણે પાછું ચાલવા માંડયું—શયલા ગુંચવાડામાં ગુંચવાઇ ગઈ.

એક, ફકત એકજ મીનીટ, તે અચકીને ઉભી રહી, લેકીન બીજીજ પલે તેણે પોતાના આશકની પાછલ પાછલ ચાલવા માંડયું, તે જાણે કોઇ તેની પુઠે પડેલું હોય અને તેનાથી પોતાનો બચાવ કરવા માંગતો હોય તેમ ઝડપ ઝડપથી ચાલતો હતો, અને તેટલીજ ઝડપથી તેની પાછલ ચાલવામાં જો કે નાઝુક શયલાને હાકવી નાંખનારૂં હતું, તોબી તે યાહોમ ચાલી અને ચાલી.

આખીર એક મકાન આવ્યું જ્યાં તેનો આશક થોભ્યો, અને તેણે પાછલ ફરીને જોયું. જોતાં સાથે તેણે પોતાનો રૂમાલ હીલાવ્યો, અને તેટલી ઇશારત કરીને પાછો ઝડપુ કદમે તે મકાનનો દાદર ચઢી ગયો. તે એક ન્હાનું મગર શોભઈતું બે માલનું મકાન હતું, હવે શું કરવું તેના વિચારમાં શયલા થોડો વખ્ત બહાર ઉભી રહી હતી તેવામાં બીજે મજલે પુગેલા તે આશકે બારીએથી પાછો રૂમાલ હીલવ્યો.

શરાબની ખુમારીમાં મગઝની હોશ ફરામોશ કરી દઇને જે પ્રમાણે વગર વીચાર્યે આદમી અમલ કરે, તેવી કપરી હાલતમાં શયલા મુકાઇ ગઇ; અને તે, ભરૂસો અને વહેમ, આશા અને ધાસ્તી સાથે, તે મકાનનો દાદર પોતેબી ચઢવા લાગી!

પહેલા મજલાપર શયલા પુગી કે દાદરને મથાલે એક નોકર આવી લાગ્યો અને ઘણી અદબથી બોલ્યો "નામવર બાનુ સાહેબા,

આ પાસેના કમરામાં કદમ બહરાવશો" અને એમ બોલતાંજ તેણે દાદરની પાસેના એક ઓરડાનો દરવાઝો ખોલી નાંખ્યો. જાણે ભાંગની અસર તળે ચાલતી હોય તેમ ખુશી-ગમી-ધાસ્તીના ભેલ સાથે તે દીવારને પકડીને તે ઓરડામાં દાખલ થઇ, તેનું મન જરા દગમગયું બની ગયું હતું—અને જ્યારે તે નોકરે તેને અંદર દાખલ થયલી જોઇને દરવાઝો બંધ કરી દીધોં ત્યારે તો તે પુરી ગભરાઇ ગઇ, અને ધાસ્તીથી ધ્રુજવા પડી ગઇ!

અત્યાર સુધી તો તે પ્યારનાં અંધાપામાં ચાલી ચલાવીને જુદી જુદી લાગણીઓ દીલમાં વસાવીને એક શરાબીની ધુંધમાં હીંયા સુધી આવી હતી–મગર, હવે તો તે શકી બની ગઇઃ અરે! તેની પાકદામનપર કોઇ ડાઘ તો લાગનાર નહીં હતો?

તેણે પોતાનું ઘુમતું મગઝ બેઉ હાથોમાં પકડી લીધું, અને એક શુરીદા આદમીની માફક પોતાના ગાલપર જોશથી બે તમાચા ખેંચી કહાડતા તે નાઝુક બદન સુંદરી એક ઠંડી સાંસ ભરતાંજ પાસે પડેલી એક કુરસીમાં લગભગ અફલાઇને બેસી ગઇ.

તે એક આરાસ્તા ઓરડો હતો જેમાં શયલાને દાખલ કરવામાં આવી હતી, ફરનીચર ઠીક શણગારેલું હતું અને દીવાર ઉપર લાઇન-બંધ શોભઇતા નહાના પ્યાલા–રકાબીઓ અભરાઇ ઠોકીને ગોઠવી દીધા હતા, રંગબેરંગી હાંડીઓ ટાંગેલી હતી, અને હીના--ખસના ખુશબુદાર અત્તરનો પમરાટ દીમાગને તર કરી નાંખે તેટલો બધો ત્યાં પસરેલો હતો.

શકમદ બનેલી બીહીતી ધ્રુજતી શયલા ત્યાં બેસીને ગમ કરતી હતી, તેટલાં દરવાઝો ઉઘડયો અને એક મર્દ તથા એક ઔરત–બેઉ

લગભગ ઝઇફી તરફ ઢળેલા—અંદર દાખલ થયાં. તેઓને દાખલ થયલાં જોઇને શચલા કુરસીમાંથી ઉઠીને ઉભી થઈ, મગર વૃધ મર્દે બેસવાની ઇશારત કરતાં કહયું "બેસી રહે બેટા, બેસી રહે."

શચલા પાછી બેસી ગઈ, અને તેની પાસે બેઉ પેલાં મર્દ—ઔરત બેઠાં, અને બેસતાં સાથેજ તે ઝઇફ બાઇએ કહયું "બેટી નીકાબ ઉઠાવો."

શચલાએ એક યંત્રને અમલમાં મુકવામાં આવે તેમ તેઓના હુકમને તાબે થઇને પોતાના ચેહરાપરનો બુરકો ઉઠાવી લીધો, અને તેનો માહતાબ સરખો ચેહેરો જોઇને પેલા બેઉએ એક ધીમો આંચકો ખાધો. તેઓએ અજાયબી સાથે તે ચેહરો ટીકી ટીકીને થોડીવાર નીહાલ્યો અને પછી બેઉ એક બીજાની તરફ જોવા લાગ્યા. પેલી બાઇ મર્દના કાનપર પડીને બોલી "ધારવા કરતાં એ વધારે ખુબસુરત છે" પણુ તે શબ્દો ગમે તેટલાં ધીમાં હતાં છતાંબી તે શચલાના સાંભળવામાં આવ્યાં.

"સલીમ કહેતો હતો તેના કરતાં ખરેખરજ વધારે." તે ઝઇફ મર્દે પાછું કહયું, અને તેના શબ્દો ખુલ્લે ખુલ્લા શચલાએ સાંભળ્યા અને તેજ વખતે તેણે અટકલ બાંધી કે તેના આશકનું નામ સલીમ હતું.

શચલા ખુશી થઇ, તેને જે શક ગયો હતો તે દુર કીધો, કારણુકે તે ઘર તેના આશકનુંજ હતું. ત્યાં કાંઇબી દગો થવાનો નહીં હતો, અને તેના આશકની તરફથી આ બે બુઢાબુઢી તેને જોવા આવ્યા હતાં, અને તે વધતી ખુશી એટલાં માટે થઇ કે તેઓએ તેને પસંદ કીધી હતી.

"તું કદાચ જાણુતી નહીંબી હોય કે હોય બી, વ્હાલી બેટી" ઝહદ્ મર્દ બોલ્યો "કે સલીમ અમારો બેટો નથી, એ છોકરો અમારા બેટા માફકજ અમારી સાથે ઘણું કનો રહેલો છે—અને એને પોતાના વાલી તરીકે અમુને તહારી આગળ તુને જોવા ને પસંદ કરવા મોકલાવ્યાં છે. એના વાલીદ તરીકે તું બેટીને સવાલ કરીએછ કે, સલીમ તુને પસંદ છે કે? તું અને તે બેઉ સુખી સુખીઆરી ઝીંદગી ગુઝારી શકશો કે?"

શયલા ખુશાલીથી ગોયા ધ્રુજવા લાગી, તેના ગલામાં જાણે બોલવામાં આવનારા શબ્દો અટકી બેઠા, અને તે જેમ તેમ ગુંગલાતી ગુંગલાતી બોલી "હાજી—હું તેવણુને ચાહુંછ—અને મહારી આખી ઝીંદગી સુધી હું તેવણુને ખુશી, સુખી, અને રાઝી રાખવા મ્હારી બનતામાં બનતી કોશીશ કરીશ."

"ત્યારે એકબી શબ્દ બોલવાની અગાઉ અમો અમારી મરઝી તહમારા બેઉની શાદી તરફ બતાવ્યે છીએ." તે ઝહદ્ બાનુએ કહયું.

તે ખુશી ભરેલા શબ્દો સાંભલતાંજ જાણે શયલાની છાતીમાં ખુશી સમાઇ નસમાતી હતી, અને જાણે ખાબમાં તે કામ કરતી હોય તેમ તે ઢબ દઇને ગુઠન્યે પડી ગઇ અને તે બુઢીનો હાથ જોશથી પકડીને તેના પર તેણે એક બોસો લીધો. તે ઝહદ્ બાનુ પણ નમી ગઇ અને તેણે શયલાનું માથું પોતાના બેઉ હાથોમાં પકડીને શયલાના કપાલપર એક બોસો લીધો. મગર, તે બોસો ગર્મ નહીં, સર્દ હતો.

જેટલા દીલ સાથે શયલાએ તે હાથ ચુમ્યો હતો તેટલા દીલ સાથે તેનું પોતાનું કપાલ ચુમાયું ન હોતું! અને જો કે તેની લાગણી તે સુંદરીને થઇ, મગર તેની અસર પર તે બેપરવાહ બની.

આખીર તે બેઉ ત્યાંથી જવા ઉઠયાં, અને જતાં જતાં મર્દે ઔરતના કાનપર પડીને કહયું "સંગીનાને કહી દે કે હમણાં સલીમ આવશે." જેથી તે ઔરત પાછલ જોઇને બોલી "બેટી, સલીમ હમણાંજ આવશે."

શયલાએ તેઓના જવા પછી તુરતજ ચેહેરાપર નીકાબ ઉતારી લીધો. તે હવે પહેલ વહેલી વાર પોતાના આશક સાથે વાત કરનાર હતી અને તે ખ્યાલથી તેની છાતી ધડક ધડક ઉડતી હતી, પોતાના આશક માટે તે આજે પહેલીજ જાણવા પામી હતી કે તેનું નામ સલીમ હતું અને તેના માબાપ નહીં હતા પણ આ બે બુઢાંઓને તે પોતાના મુરબ્બી ગણી આ મકાનમાં રહેતો હતો.

આખીર તે બંધ થયલો દરવાઝો તેના ખ્યાલોને બંધ કરવા ઉઘડી ગયો, અને સલીમ નઝરે પડયો. શયલાનો વીચાર એવો થયો કે યાતો એકદમ દોડી જઇને પોતાના આશકની છાતીપર માથું મુકી દઇને ખુશીના આંસુઓથી તેની છાતીને ભીંજવી નાંખવી, યાતો દોડીને તેના પગો આગલ ગુડને પડી તેના મીઠા હાથોને હોટોથી ભીંજવવા–મગર, તેનો દીલગીર ચહેરો જોઇને તે થંભ જ્યાંની ત્યાંજ ઉભેલી ઉભીજ રહી ગઇ.

સલીમ દરવાઝાના ઉંબરપર આવીને ઉભો તે વખ્તે તેનો ચહેરો સુફેદ મીસ્લે સંગેમરમર થઇ રહયો હતો. પછી તે કયરી આદમીની મુઆફેક રહેજ લથરતો પથરતો આગલ અને આગલ અને આગલ આવ્યો, તેણે હાથ લંબાવીને શયલાનો હાથ પોતાના હાથમાં લીધો અને બોલ્યો "દરગુઝર, જે બન્યું તે બન્યું, હવે તો આપણે એક

થવાના અને મ્હને આપે પસંદ કીધો એમ મ્હારા વાલીઓએ મ્હને જે કહયું છે તેથી મ્હને સધ્યારો મળ્યો છે."

સલીમે શયલાનો હાથ હવે પોતાના હોટો તરફ ઉચકયો અને તેની ઉપર એક ન્હાનો બોસો લીધો. શયલાને લાગ્યું કે આ બોસોબી સહજ હતો. તે પછી સલીમ શયલાની સામેની કુરસીમાં બેઠો, બલ્કે અફલાઇ ગયો; અને એક હાથપર પોતાનું માથું ટેકવીને ચેહેરો ફકટ અર્ધોજ શયલા તરફ રાખ્યો.

શયલાને સમજ્જ પડી નહીં કે આવી વરતણુક માટે શો વિચાર બાંધવો! તે હવે ખુશી થવાને બદલે દર મીનીટે વધતી દીલગીર થતી ગઇ, અને જે નીકાબ હજી તેના ચહેરાપર હતો, તેબી તેનીપર પડેલાં આંસુના બે ચાર ટીપાંથી ભીંજાઇ જવા લાગ્યો!

તેણે એક રીતે બીચાર કીધો કે બાનુઓનાં રીવાજ મુજબ જરાક ટેકમાં રહેલું, પણ ભફ્ઠી ભીગડી જાય તેની ખાસ્તી રાખીને તેણે પગોપર પડવાનું વાજબી લાગ્યું. તેથી, તે, ગુઠન્યે પડી, અને ધ્રુજતા સીધા હાથમાં તેણે સલીમનો જમણો હાથ પકડયો અને પોતાને ડાબે હાથે હોટો આગલથી નીકાબ જરા ઉચકતા તેણે સલીમનો હાથ પોતાના ગુલાબી હોટો ઉપર દાબી તેપર એક ગર્મ બોસો લીધો.

સલીમે પોતાનો હાથ શયલાના હાથમાં રહેવાજ દીધો. ફરી અને ફરીથી શયલાએ તે મુબારક હાથ પોતાના હોટોથી દાબ્યો: અને તેને પોતાના ચશ્મોના આંસુઓથી ભીંજવી નાંખ્યો. તે હવે સલીમની કુરસી પાસે ઝમીનપર બીછાવેલી એક શતરંજીપર બેસી ગઇ, અને

તેના હાથમાં તે વખતેબી તે મુબારક હાથ પ્યારથી પકડેલો હતો-હવે તે તે હાથપર ચુંબન કરતી નહીં હતી, હવે તે આંખોથી આંસુ બહાવતી નહીં હતી, મગર તે હાથ પોતાના હાથમાં પકડેલો રાખીને વીચારના વમલમાં તે વીંટલાઇ ગઇ હતી. અરે ! આખીર તે તેના વ્હાલાની બાજુમાં બેસવા પામી હતી ! આખીર તેનો મધુર આવાઝ તે સાંભલતી થઇ હતી ! અને દીલપઝીરમાં દીલપઝીર તો એ હતું કે તે હવે તેને પોતાનો શાદીથી કરી લેવાની હતી ! હીયાં સુધી તેઓનો પ્યાર લંબાયો હતો તોબી હજુણુ તે ખુબસુરત ચહેરાપરનો નીકાબ ઉંચકાયો નહીં હતો !

શયલાએ સલીમનો હાથ પકડેલો રાખ્યો હતો, તોબી સલીમ પોતે તો અત્યાર ટક ઠંડો અને મુગો હતો ! શયલાને તેની સમજ પડી નહીં, તે રફતા રફતા મીનીટ દર મીનીટ–ગુંચવાતી જતી હતી અને સલીમના થંડાપણાં તથા ચુપકાદીની મતલબ શું હતી તે ઉપર સહેજ હવે ગભરાતીબી હતી. શું તે તેના તરફ દીલ ધરાવતો નહીં હતો? શું તે હંમેશાં એમ ઠંડોજ રહેવાનો હતો ? શું તે કોઇ રીતની જબરા જબરીનો પ્યાર ઉભો કરી શકયો હતો ? તે પોતે સમજી શકી નહીં, યા જીવને સમજાવી શકી નહીં.

આખીર સલીમે ચુપકીદી તોડી "થોડા દીવસમાં આપણા બેઉના હાથ એક કરવામાં આવશે અને તે અગાઉ હું ધારૂં છું કે તમારી આગળ હું મહારો ભેદ—મહારા દીલની વાત–કહી દઉં, અગર જો હું તેમ કરૂં નહીં તો એક ઠગારો કહેવાઉં–અને કોઇબી દીવસ આપણા વચ્ચે તે બાબદમાં પંચાતી ઉભી થાય."

એટલું બોલીને સલીમ હીયાં જાણે દમ લેતો થોભ્યો તેટલો

વખત તે ઓરડામાં ઘમઘોર ચુપકીદી ફેલાઇ અને એક ટાંચણી પડે તો તેમાંથીબી આવાઝ આવે તેવી શાંતી ત્યાં પથરાઇ રહી. શયલા તો પોતાના આશકના શબ્દો સાંભલીને દીગમુઢ એક પથ્થરનું પુતલુંજ થઈ ગઇ, અન સલીમનો હાથ જે તેણે અત્યાર સુધીમાં જોરથી પકડી રાખ્યો હતો તે હાથ હવે તેના હાથમાંથી હલવે હલવે છુટતો ગયો—તે ઘડીભર ભાન ભુલી થઈ રહી, અને એ ભેદ શો હશે તેના વીચાર અને અંદેશામાં ડુબાઇ ગઇ.

થોડા વખતની ચુપકીદી પછી સલીમ પાછો બોલવા પડયો "થોડાજ વખતની એ વાત છે જ્યારે દુન્યાના પરદાપર મુહબ્બત જેવી કોઇ ઝબરદસ્ત ચીઝબી વસે છે તેનો ખ્યાલ મ્હને આવી શકયો. તે દીવસ જે દહાડે હું પ્યારને પીચાણતા શીખ્યો, તે દીવસની આગઉનો બધો વખત હું મ્હારા માબાપનું વેર લેવામાં મશગુલ હતો પણ તેનો નીવડો આવી જવાની સાથે સાથેજ મ્હને ઇશ્કનો દેવ પોતાનાં પંજામાં દબાવી દેવાને શકતીવાન થયો પણ તે ઇશ્કનાં પયદા થવા સાથેજ મ્હારી એક નવી મુસીબતબી પયદા થવા પામી. તુને પરણવાનો ખ્યાલ મેં કીધો અને પછીથી એવો સંજોગ ઉભો થયો કે હું તે બીજીને જોઇને તેના પ્યારમાં સરાસર ઉતરી ગયો. અરે! તે ગુલાબને સમાન સુંદરી, તે જો મ્હને મલતે તો મ્હારી આખી ઝીંદગાની સફલ હતી. મેં તેને બાઝારમાં બુરકામાં જોઇ તોબી તેની નાઝો અદાપર હું લુભાયો, હું તેના ઘર તરફ તેની પાછલ પાછલ ગયો, તેની સુરત જોવાની મેં તલબ કરી, અચાનક તે બારીએ આવીને ઉભી, અને હું ખચીતજ તેના પ્યારમાં પડયો."

હીંયા પાછો સલીમ બોલતો અચકયો, અને શયલા ઉંડા વીચા

રમાં પડી ગઇ. સલીમ આ તે કેવી જાતની ગોલ ગોલ વાત કરતો હતો; તે તેને પોતાને પરણવાની વાત કરતો હતો અને વલી સાથે લાગો તે બીજી કોઇના પ્યારની વાતબી કરવા લાગ્યો હતો, અને બીજી કોઇનો પ્યાર દરશાવતાંબી તે શયલાની સાથે થવલી મુલાકાતનીજ વાત કરતો હતો!! આ શી ગોલા લડાઇ હતી તેની સમજ શયલાને પડી નહીં. તે કાંઇ ખુલાસો પુછવાનું ઠીક કરતી હતી, તેટલાં સલીમ પાછો બોલવા લાગ્યો.

"ત્હારા બાપે ત્હારી આગળ ખુલાસો કીધો નહીં હોયબી. મગર, ત્હારો બાપ જે મ્હારો કાકો થાય તેણે મારા બાપની દૌલત લુટી લીધી અને તે પછી દીલ શીકસ્તા થઇને મ્હારા માબાપ મરી ગયાં, મ્હારા માબાપના વેરના બદલામાં હું ત્હારા બાપને—એટલે મ્હારા કાકાને મારી નાંખવા ગયો, પણ તેણે મ્હને પોતાની તમામ દઉલત સાથ ત્હારો હાથ શાદીમાં આપવા કહ્યો એટલે હું ખુનથી કશો ફાયદો નહીં ઉઠાવવાનો હતો અને વલી સલાહ સંપથી કામ થવાનું હતું તેના વીચારથી નમી ગયો. મેં ત્હારી સાથે શાદી કરવાનો ત્હારા બાપને કૌલ આપ્યો—મગર, મગર, ત્હારા બાપને કૌલ આપ્યા પછીથી હું બહાર પડયો તેટલાંજ મ્હને તે બીજી સાથે મુલાકાત થઇ અને તેનો ચહેરો જોવા પછી હું તેના પ્યારમાં પડી ગયો."

હીંયા સલીમ પાછો જરા થોભ્યો, જે અરસામાં ડઘાયલી શયલા જે નવી નવી વાતો સાંભલી વધારે ને વધારે ગુમફુઅમ થતી જતી હતી તે કાંઇ બોલવા ગઇ, પણ આ વખ્તેબી તેને મૌકો મલ્યો નહીં, કેમજે સલીમે પાછું બોલવા માંડયું, અને શયલાએ ચુપચાપ સાંભલવા માંડયું.

"હું તે બીજીના પ્યારમાં એટલો બધો તો ગીરફતાર હતો કે આજે તું મ્હારા ગઇ કાલના લખેલા કાગલ મુજબ મ્હને બાઝાર તરફ મલવા આવીજ કેમજ શકતે ને હું તુને મ્હારા વાલીઓ પસંદ કરે છે કે નહીં તેને માટે તુને બોલાવવાનું કાગલથી શું કામ લખતે? પણ તે બીજીની બુઆબદમાં જે ચમત્કાર મેં જોયો તેથી મ્હારૂં મનજ લેનાપરથી ઉડી ગયું, મેં બાઝારમાં તેને વાસ્તે પુછ્યું તો ત્યાંથીબી મહને જવાબ મલ્યો કે તે નીતીરીતીમાં સારી નહીં હતી અને તેને ચાર વરસપર મરીયમ નામની એક છોકરીનો જનમ આપ્યો હતો."

એક દર્દનાખ ચીખ શયલાની છાતીમાંથી બહાર પડી, અને તે ઉઠીને ઉભી થઇ, અને ઉભી થવા સાથેજ થરથર ધ્રુજવા પડી ગઇ.

"તું બીહ ના" સલીમ બોલ્યો "હવે તેનો ભેદ જાણવા પછી મહારો પ્યાર તેની ઉપરથી બીલકુલજ ઉડી ગયોછ, અને હવે તો સંગીના, ઓ સંગીના, હું તુનેજ મહારા ખરા દીલથી ચહાઉંછું."

ઉફ્! કોઇએ માથામાં એક લોખંડનો સલીઓ માર્યો હોય તેમ શયલાને ભમરી આવી ગઇ, અને તે એક બીજી ચીખ સાથે સલીમના હાથોમાં બેસુદ્ધ થઇને પછડાઇ પડી.

સલીમ શું થઇ ગયું હતું તે સમજીજ શકયો નહીં! તેને પોતાના હાથોપર બેસુદ્ધ થયલી શયલાને હલવેથી પાસેના એક કોચપર સુવાડી દીધી, અને તુરતજ પંખો લઇને તેના ચહેરાપર ઠંડક આપવા માટે તેણે લાગણીથી ખુરકો ઉપર ઉંચકયો—મગર, બીજીજ પલે તેણે તે ખુરકો હાથમાંથી મુકી દીધો, પંખો સરીને ઝમીનપર પડી ગયો, અને

તેના ફાટેલા મુખમાંથી એટલાજ શબ્દો નીકલ્યા "કોણ? શયલા?"

અને જાણે તેના સવાલનો જવાબ કરવાની હોય તેમ તેજ વખતે શયલા થોડીક હોશમાં આવી, અને તે બડબડી "હા, હું શયલા છું." રફતા રફતા તેની હોશ પાછી આવી, અને તે ઉઠીને પાછી બેઠી. સલીમે તેનો સુફેદ ધ્રુજતો હાથ પોતાના હાથમાં લઇને પુછયું "તું તે નથી, તું તે નથી, જેનાપર મેં આજે મ્હને બાઝારમાં મલવાનું કાગલ લખ્યું હતું?"

"નહીં,–હું તે કોઇ સંગીના નથી–મ્હારા બાપે ત્હારા માબાપને માર્યા નથી–હું તો, હું તો શયલા છું, અને એ બદ કીસમતી, કે ત્હારી નઝરમાં હીણી પડેલી હું તેજ–તેજ શયલા છું."

"ઓ, મ્હારા પાક ખુદા!" તે શયલાનો હાથ છોડી દઇને બોલ્યો "મ્હારે હીંયા એક મીનીટબી થોભવું જોઇએ નહીં–સંગીના બાઝારમાં મ્હારી વાટ જોતી ઉભી હશે."

"સલીમ, મ્હને સાંભલ! મ્હને સાંભળી લે, અને પછી જા!" તે એમ બોલતાંજ સલીમના પગો આગલ પડી ગઈ "તેં મ્હને સંગીના માની–સંગીનાને તેં ત્હારા વાલીની પસંદગી માટે બોલાવેલી. હું જોઉંછ કે ત્હારો પ્યાર પુરો સંગીના તરફ નથી–જબરા જબરીના પ્યાર કરતાં મ્હને ત્હારી પોતાની કરી લે–હું તુને મ્હારા જીગરોજાનથી ચહાઉંછ–હું ત્હારા પગની ખાક ચાટવા તૈયાર છું–મ્હારી સાથે, મ્હારીજ સાથે તું શાદી–"

મગર સલીમ કાંઇબી વધુ સાંભલવા ઉભોજ નહીં, તે ત્યાંથી ધસારાબધ ચાલી ગયો, અને તેને જતો જોઇને ફરી એકવાર ઝમીન ઉપર શયલા અફલાઇ પડી.

એમની એમ તે બે મીનીટ સુધી પડી રહી અને પછી લથડતી લથડતી ઉભી થઈ. તે જેમ તેમ તે ઓરડાની બહાર ગઈ તો પેલોજ નોકર સામે મલ્યો અને તે શયલાને જોતાંજ બોલ્યો "બાનુ, તહમો હવે અહીંયાથી જાઓ. સલીમ શેઠ બહાર ગયા છે, તેવણુનો હુકમ છે કે ઘરના ઝઇફ શેઠ-શેઠાણીનેબી તહમારે હવે વધુ વાર તહમારી મુલાકાત આપવી નહીં—અને તેથી હવે તહમે અહીંથી જાઓ."

"હું જાઉંછ." ભારી દીલે, રડતા સાદે, શયલા બોલી "તહારા સલીમ શેઠની એવીજ મરઝી છે તો હું અહીં કોઇને મલતીબી નથી, અને થોભતીબી નથી--હું જતી રહુંછ."

પોતાનું કપાલ કુટીને તે કુંવારી શયલા શરાબ પીધેલા એક આદમીની કાણી લથડીને દાદરપરથી નીચે ઉતરી અને એક ગાડી કરીને તે પોતાને ઘર ગઇ અને ઘર જતાંજ તે ટેબલપર માથું નાંખી દઇને ધસાધસ રડવા પડી!

અફસોસ! તેને લાગેલા ઇશ્કના ઝખ્મપર તેના હકીમે રૂઝ લાવવા મલમ નહીં ચોપડયો હતો--લેકીન, તેના તે કાતીલ ઝખ્મપર નમક લગાડવામાં આવ્યું હતું!



# પ્રકરણ ૮ મું.

## સેક્રેટરીનો જાન,
## શયલાપર કુરબાન!

પ્યારમાં હાર મેલવીને તુટેલા જીગરે આવેલી શયલાને પેટ ભરીને રડી લેતી આપણે જોઇ આવ્યા છીએ; તેના તે ધસાધસ રડવા પછીથી ઠાકેલી નસોસ સુઇ ગયલી આપણે છોડી દઇશું, અને હવે બીજી તરફ જરા હેરીયું લઇશું:

નવાબ સલામત જંગની બેટી બેગમ હસીનાના પેલા ગબરૂ સેક્રેટરી રશીદ તરફ આપણે ફરીશું—તે પેલા પાપી બદમાશો રમદુ–મમદુને લઇ કાંઇ ખાનગી ગુફ્તેગો કરતો પોતાના ખાસ કમરામાં બેઠેલો નઝરે પડે છે. "હમે ગમે તેટલા સુધરી ગયલાબી હોય તોબી હમુને મ્હારૂ આએ કામ તો ઝુરૂરજ કરવું પડશે" સેક્રેટરીનો આવાઝ સંભળાયો.

"ત્યારે, સાહેબ, આગળ ખાધેલા પેલા કસમપર અમારે પાણી ફેરવી દેવું, અને ગાલપર મારેલા પેલા "તૌબા"ના તમાચાને સર્યાંમ ભુલીને વીસરીજ જવા?" મમદુ સ્હેજ હસ્તું મોઢું રાખીને બોલ્યો; અને રમદુ, સેક્રેટરીનો આજનો આ નવો પ્લાન અજાયબીની આહ સાથેજ, સાંભલતો રહયો.

"હા, આજનીજ વખ્ત અને મ્હારીજ વખ્તે હમને તે કસમ

અને તઉઆના કલામ ભુલી જવા જોઇશે, અને એટલું મ્હારૂં કામ કરવુંજ પડશે. જો નહીં કરો તો પછી—"

"પછી,–પછી તો હું સમજી ગયો "રમદુ હસીને બોલ્યો "દરીઆબમાં રહીને વલી મગર સાથ કોઇ વેર કરતુંબી હશે કે, સેકરેટરી સાહેબ !"

"એમ સમજોછ તો, ઠીક" રશીદ પોતાની ફતેહ માટે મનમાં ખુશી થઇને ઝડપથી બોલ્યો "જુઓ, મેં ગઇ પરમ દીનેજ એ છોકરીને તેના ઘરની બારીમાંથી બ્હાર જોતી જોઇ,—"

પણ સેકરેટરી બોલી રહે તે અગાઉ મમદુએ કહી દીધું "ને, તે તાબરતોબ ત્હમે તેનીપર દીવાના બની ગયા, કેમ સેકરેટરી સાહેબ?"

"અરે, અરે. મમદુ, કોઇ સેકરેટરીની મસખેરી એમ કરે કે?" રમદુ વલી મમદુને શીખામણ દેવા નીકલી પડયો !

"સેકરેટરી સાહેબજી હવે આપણીજ સુજગુજનાં થતા જાયછ એટલે બધું ચાલી જાય." મમદુએ હસીને સમજાવ્યું.

"હવે હસવાનું છોડી દેઓ" સેકરેટરી બોલ્યો, અને તે વધારે બોલે તેટલાં મમદુ પાછો વચમાં બોલી ઉઠયો—

"હવે હસવાનું છોડી દેઓ, અને રડવાનું શુરૂ કરો."

"કેમ છેકજ ફાસ્ટ ચાલ્યો કે?" રશીદ (આપણે બેગમ હસીનાના એ સેકરેટરીને તેના નામથીજ હવે બોલાવીશું) બોલ્યો "કહેવતમાં ખરૂજ કહેવાયલું છે કે નોકરોને લાડ લડાવ્યાથી તેઓ માથાપર ચઢી બેસે છે."

"કસુર માફ કરો" જરા ગંભીર બનતાં મમદુ હાથ જોડીને બોલ્યો.

"સાંભલો," રશીદે ચલાવ્યું "એકજ માલનું ન્હાનું બેઠું મકાન છે, એકાંતમાં આવેલું છે, પેહેલા મજલાપર એ છોકરી રહે છે અને નીચે જે બાકુત છે તે તો ફકટ બે ડોસી ડગરીઓ છે, એટલે એ છોકરીને ઉપાડી લાવતાં ત્હમને ભારી પડશેજ નહીં."

"ત્હમે તો કેહી તેની બધી અણીથી પણી વેરની ખબર લાવેલા દેખુ." મમદુ વલી વચમાં બોલ્યો, અને રમદુ જરા વીચારમાં પડયો કે રખે રશીદ પાછો છેડાય. પણ નહીં તેણે તો ઉલટો ખુલાસો કરી દીધો!

"ત્યારે શું પુછયા પરછયા વગરજ બધું અલલટપપુ કામ થાયછ કે?—મેં કહયુંની કે મેં એ છોકરીને બારીએ ઉભેલી જોઈ તે મ્હને ઘણી ગમી, મગર મેં જ્યારે તેના તરફ જોયું ત્યારે તેને ચહેરો ફેરવી નાંખ્યો—"

"યાને ત્હમુને ત્યારે મોટી જેવી થાણેની ઝાડુ મલી" વલી પાછો મમદુ ચેષ્ટા કરતો બોલ્યો.

પણ તેના બોલવા તરફ અખાડા કરીને રશીદે આગલ ચલાવ્યું "પાછો બીજે દીવસે બી ગયો તોબી મચક નહીં, તેથી તેજ સ્હાંજના, એટલે કાલે સ્હાંજના, તેની નીચેની પેલી ડોસી ડગરીઓને સમજાવી પટાવીને ગોલ ગોલ ફેરવીને વાત પુછી લીધી—"

પણ વલી પાછી મમદુની જીભ ફીસલી પડી "ગોલ ગોલ ફેરવીને વાત પુછી લીધી, અને વલી વાત પુછવા જતી વખતે ત્હમે વેશ બદલતાબી ભુલી ગયલા નહીંજ હોવા જોઇએ."

"તો તું શું મ્હને ભોટ સમજેછ કે એમનો એમ ચેહેરો ને વેશ બદલ્યા વગર જાઉં, ને પછી એને ઉંચકી લાવવા વાસ્તે ત્હમુને સમજાઉં ?" રશીદ જરા ગરમ નરમ ઉતાવલી અદાએ બોલ્યો.

"પણ હું કાંહાં કેહુંછ કે ત્હમે ભોટ છેઓ કે કાચા, પુરા પાકા માણસોજ એવાં કામ કરે! આખ્ખી માખ્ખી એક છોકરીજ ઉપડી ઉઠાવી લાવવાની હીકમત સમજાવનાર આદમી તે કાંઈ ભોટમાંમા હોવએ? કેમ બોલ્યો નહીં રમદુ ?"

"નહીં—નહીં, એક તે છોકરી અને બીજી તેની એક ચાર વરસની બુચી છે તેને બી ઉઠાવી લાવવાની, બુચી વગર તો તે જીવી નહીં શકશે એમ મેં સાંભલ્યું છ" રશીદે કહયું.

"એટલે ?" મમદુએ સમજ નહીં પાડવાથી પુછ્યું "એ છોકરી જેને ત્હમે ઉપાડી લાવવા કહો છો તેને વલી એક બચ્ચું છે, ને તે બચ્ચું તેનું છે એમ ?"

"મ્હને કહેવામાં આવ્યુ છે ત્યાં સુધીનો તે બચ્ચું તેનુંજ છે." રશીદે કહયું.

"ત્યારે એમ કહોની કે તે કોઇની વિધવા છે." મમદુ બોલ્યો.

"નહીં, વિધવા નથી, પણ મ્હને કહેવામાં આવ્યું છે તેમ તે કુંવારી છોકરી છે." રશીદે સમજાવ્યું.

રમદુ-મમદુના ડોળા આસમાને લાગી ગયા! "એ ત્હમુને જે બધું કહેવામાં આવ્યુંછ તે બધું ખરેખરજ કહેવામાં આવ્યુંછ કે ત્હમુને જરા બનાવવામાં આવ્યાછ!" ખટપટીઓ મમદુ હવે હીમતથી છુટા બોલોએ બોલવા લાગ્યો.

"બધી ખબર પાકકી ને ખરેખરી મેલવેલી છે." રશીદે કહયું.

"તો પછી હું એમ પુછું, કે એની બચ્ચાંવાલી છોકરીને ઉઠાવી લાવીને શું આંથરં ભરવા માંગોછ?" મમદુએ સવાલ કીધો. "ત્હમુને ગામમાં બીજી ખાનદાની ખુબસુરતીઓ નથી મલતી કે વળી આએ કોઇ બદનામીની ટોકને ગલે ઓલવોછ?"

"પણ ત્હમારી તો પાક ખુદા રાખે એક ઘણીઆણી છે" રમદુ હવે બોલ્યો, અને બોલીને સમજાવવા પડયો.

"એક છે, ને બીજી કીધા, તો વલી કયાં સેક્રેટરી સાહેબને ત્યાંના દાલ–ભાતપર દુકાલ પડવાનો છે?" મમદુએ ચલાવ્યું "આપણા રીવાજમાં તો ચાર બૈરીબી ચાલે, ખીસામાં ખુરદો જોઇએ પછી બે બૈરીબી સહી ને ચારબી સહી. હા, પણ ખરા મ્હને એક રમુજી વાત યાદ આવેછ સેક્રેટરી સાહેબ, જેવની મ્હારી ફુઇનો એક છોકરો છે તે જ્યારે એક બૈરી પાલતો'તો ત્યારે પેટ ભરીને બે વખત રોટલા ખાતો'તો લેકીન જ્યારે તેની નોકરીમાં દશ રૂપીઆનો મુસારો વધ્યો ત્યારે બે બૈરી કરવાની તેને સુજી, અને જ્યારે બે બૈરી થઇ ત્યારે તે બે વખત તો શું પણ એક વખતના રોટલામાંથીબી રખડી ગયો!"

"તે કેમ?" રશીદે જીજ્ઞાસાથી પુછયું.

"તે એમ કે પહેલી કહે કે બીજી રાંધે, ને બીજી કહે કે પેહલી રાંધે; એની મારામારીમાં બરનન ખીલાપરજ ટંગાયલા રહે. ચુલો ઠંડો ને ઠંડોજ રહે ને મીંઆ ખાવા આવે ત્યારે ભુખે પેટ મારામારીનો ઇન્સાફ કરતા રહે ને છેલ્લે દુખે પાપે ભટીયારાને ત્યાંથી તેલીયું તીખું લાવીને પોતે જોભરે અને પેલીઓને પણ જોભરવા માથાકુટ કરે." મમદુએ કહયું.

"પણ હીંઆ તો આબરૂની પકાવશે" રશીદે અકકલ ગુમાવી.

"મગર રોઝના ચોટલા પીંખાશે, ચોટલા. મીંઆ!" મમદુ હવે છેક અંગત થયો.

"અરે, મમદુ, જરા લીહાઝ રાખ, લીહાઝ." રમદુએ મમદુને સમજાવ્યું.

"એ ગમે તેટલું કહે, મગર, મ્હારૂં તો દીલ તે છોકરીપર દીવાનું થયું છે." પોતાની સામે પોતાના નોકરો છે તે ભુલી જતાંબી રશીદ છેક હદપર જઇને હવે બોલ્યો "એ મલે તો મ્હને બીહીસ્ત મલે, તમે જાઓ બેઉ જણા આજેજ રાતના, અને તેને તેની બચ્ચી સાથે અહીં ઉઠાવી લાવો."

"પણ એ બચ્ચાંવાલી બાનુ ત્હમારી ઔરત તરીકે રહેવા ના પાડશે તો?" રમદુએ હવે કહયું. "ત્હમે કહોછો તેમ એ ત્હમુને મચક આપતી નથી તો પછી અહીંઆ ઉઠાવી લાવ્યા પછીથીબી તે કબુલ મંઝુર નહીં થઇ તો?"

"તો રાજ-પાદશાહનો હીસાબ!! મમદુ પાછો વચમાં બોલ્યો "સેક્રેટરી સાહેબના બંગલામાં ભોંયરૂં તો એક અનામત અને સલામત છેજ, એટલે ત્યાં પેલી નઝરકૈદ, કેમ બોલ્યા નહીં સેક્રેટરી સાહેબ?"

"હા-હા, એમજ" રશીદ ઝડપથી બોલ્યો "સુધરે અને રાહાપર આવે ત્યાં સુધી દુખ આપવાનું, એટલે આપોઆપ મોમ બનવાનીજ."

"પણ તેના કોઇ સગાં વ્હાલાં હશે, તે શોધખોલ ચલાવશે તો?" રમદુએ ફીકર બતાવી.

"હું કાંઇ ભોટ નથી તો" રશીદ બોલ્યો.

"હંઅ, સેક્રેટરી સાહેબ કંઇ ભોટ નથી તો." અમદુ પાછો પડઘો કરતો બોલ્યો.

"કોઇ સગાંબી નથી અને કોઇ વ્હાલાંબી નથી, એને ઉઠાવી લાવશો તો જાણનારમાં જાણનાર પેલી બે ડોસી ડગરીઓ જાણશે ને તે લોક કાંઇ પોતાનો બુઢ્ઢો જીવ સંતાપમાં નાંખીને તેને વાસ્તે ચીંતા કરે તેવીબી નથી. ત્હમે કલોરોફોર્મ લઇ જાઓ, મોઢું કાલા કપડાંએ છુપાવજો, અને આજે રાતના તેને તેની બુચી સાથે ઉઠાવી લાવજો, હું મોટરમાં ત્હમુને ઘર બતાવશ, ત્હમે એટલું કામ બજાવે ને પછી તેને મોટરમાં બેસુદ્ધ નાંખીને ચપલાઇથી ત્હમેબી બેસી જજો—પછી જો જો કે હું કેવી ઉડતી મોટરની સેહેલધાહ કરાવીને તાબડતોબ ત્હમુને અહીં લાઉંછ તે."

"પણ તેના બચ્ચાંને નહીં લાવીએ તો નહીં ચાલે?" રમદુએ પુછ્યું.

"બચ્ચાં વગર તો જીવેજ નહીં, મેં કહયુંની." રશીદ બોલ્યો "જો એ મ્હારી ઔરત થઇને રહેવા ના પાડશે તો તહેખાનામાં તેને તેની બુચી સાથે કયદ રાખશું, અને સમજી જવા પછી તેને વીધવા દાખલ ઓલખાવીને તેનાં બચ્ચાં સાથેજ તેને આએ મકાનમાં રાખશું. બેગમ સાહેબાને બનાવત કરીને સમજાવશું કે બહારગામની કોઇ વીધવા છે, ને તેને મ્હારી ઔરત બનાવેલી છે."

"કદાચ બેગમ કહેશે કે વીધવાને પાછી પરણવાનો રીવાજ નથી." રમદુ બોલ્યો.

"અરે યાર બકબક છોડની, હવે તો બધું ઇંગ્લીશ ફેશનપર કામ ચાલે છે, એ ત્હારો પુરાણો સુરાણો સરેલો રીવાજ કયાંથી લાવ્યો?

ત્હારીથી અકકલ મારી ગઇછ, હું કે રમદુ!" મમદુએ કહયું.

"ઇંગ્લીશમાં કહે છે કે "ટૉક લૅસ ઍન્ડ વર્ક મૉર," તેમ તહમે હવે વાત કમતી કરો ને કામપર ધ્યાન લગાડો" રશીદ બોલ્યો "આજે રાતના મધ્ય રાતને શુમારે આપણને શયલાને તેની ખુશી સાથે ઉઠાવી લાવવીજ પડશે."

"શું? શું? નામ શું? સેક્રેટરી સાહેબ, નામ શું?" મમદુએ પુછ્યુ.

"શયલા." રશીદે જવાબ આપ્યો.

"નામ બહુ મીઠડું મીઠડું છે!" મમદુ બોલ્યો.

"અરે નામ મીઠડું છે તેમ દીદારથી મીઠડો છે—હું સરબસર તેના પ્યારમાં ગીરફતાર છું" રશીદ ખુશીથી અર્ધ ઘેલો થઇને છુટથી બોલ્યો.

"હું ધારૂંછું કે ત્યારે તો એવાં એક પખેરાને જ્યારે ધણીઆણી બનાવશો ત્યારે અમને ઇનામ તો બહુજ મોટુ મલશે" મમદુએ હસીને કહયું.

"બેશક." રશીદ બોલ્યો, અને હવે તે ઉઠયો.

અને તે ત્રણની ત્રગડી, તે રાતના શયલાને તેની મરીયમ સાથે ઉઠાવી લાવવાનો, તાગડો રચીને છુટી પડી.



# પ્રકરણ ૯ મું.

## દયાનતમાં ખતરો, બરકતમાં પત્થરો.

ઉપલા પ્રકરણના બનાવનેજ દીવસે ફીકર, અંદેશા, અને સોચે કદમે કદમ દીલગીર રહેતી હસીન સુરત શયલા તેવીજ રીતે ગમમાં ગીરફતાર બેઠેલી હતી અને તેવામાં કોઇએ દરવાઝો ઠોકયો.

"કોણ ?" શયલાએ પુછયું.

"હસીના." કોઇનો ધીમો આવાઝ સંભલાયો, અને તે વહેલીકે ઉઠીને દરવાઝો ખોલવા ગઇ.

દરવાઝો ઉઘડતાને વાર તે સુરત જણાઇ જેણે વાસ્તે શયલા દીવસો સુધી અંદેશામાં રહી હતી. "ખુશ આમદી, બેગમ, કેમ કઇ ઘણે દીવસે અવાયું ? તબીયત તો ઠીક છેની ?" શયલાએ આદરભાવ આપીને પુછયું.

"નહીં, તબીયતમાંજ ફરક પડી ગયલો" બેગમ હસીનાએ આગલ વધતાં કુરસી ખેંચીને તેપર બેસતાં કહયું "તું તો હીંયાં મજાહ મારતી'તી અને મહારા માથાપર તો કંઇ વીંટબણાં વીટી ગયા."

"હું મજાહ મારતી'તી !" શયલા અજાયબી બતાવીને બોલી "માહરો પાક ખુદા જાણેછ કે હું કેવી મજાહ મારતી'તી"

"ત્યારે તુબી શું માહરી માફક કંઇ આફતમાં ફસેલી, શયલા ?" બેગમે પુછયું "કે જીવને અસુખ હતું ?"

"હુ મહારી વાત તહમારી આગલ કહુ, પણ તે અગાઉ તહમે બીજેજ દીવસે આવવાના હતા તે કેમ થયુ ? કાય નહીં આવ્યા? તહમારી તબીયતને શુ હતુ ? શું શું વીટમબણાઓ વીગી ગયા ? જરા મહને કહો."

"જરા ધીરે ધીરે" બેગમે કહયુ "તુને હુ બધુ કહુ છુ. ત્હારેથી કાઇબી છુપાવશ નહી—પણ પેહેલા મને જાણવા દે કે મરીયમ કાહા છે ?"

"મરીયમ! અફસોસ !"

"કાય, કાય? શુ છે?" બેગમે ગભરાઇને પુછયુ.

'અફસોસ' એને લીધે મહને કેટલુ. કેટલુ, કેટલું બધુ ખમતુ પડયું છે" શયલાએ એક નીસાસો નાંખીને બબાપો કીધો "એ કેટલુ બધુ મે એને લીધે ખમ્યુ છ." અને એમ બોલતાજ તેની આખમા પાણી પાણી ભરાઇ આવ્યા.

"ફીકર ના કર' બેગમે તેને દીલાસો આપ્યો "પાક ખુદા તેનો બદલો તુને આપશે મારેથી બનશે તેટલી મદદબી હુ તુને તે પાક પરવરદીગારની મદદથી આપશ, તું જરા બી ફીકર ના કર."

"ચાલો હું તહમને મરીયમના બીછાના આગળ લઇ જાઉ" શયલા શાત પડતા રૂમાલથી પોતાની આખો લુછીને બોલી "ગઇ કાલની એની તબીયતબી થોડીક બીગડી આવેલી છે, અને તાવ નરમ ગરમ ઉતર ચહડ થયા કરે છે"

બેગમ વહેલી કે ઉઠીને શયલા સાથે તે નન્ના આકારની તરફ ગઇ જે ખાબમા ગીરફતાર હતુ. બેગમે તેના કપાલ ઉપર હાથ મુકીને તાવ તપાસી.

"હમણા તો તાવ ઉતરેલી છે, ગઇ કાલે વધારે હતી" શચલાએ જણાવ્યું "કાલે મ્હારીબી તબીયત બહુજ સુસ્ત હતી, તે નીચેની ઘરવાલી ડોસી આવીને મરીયમને ડોક્ટર ઇસમાઇલને ત્યાં લઇ ગયલી."

"તું એને વાસ્તે એક બુઆ રાખ. ફીકર ના કર, જે તનખા લે તે હું પહોંચાડશ. અને હવેથી હું તુંને પોતાનેબી એક ન્હાની રકમ દર મહીને આપતી કરશ—"

પણ શચલા વચમાં બોલી ઉઠી "નહીં—નહીં, મહને કોઇ રકમની આરઝુ નથી—હવે તો જ્યારે ત્હમે ખુદબખુદ હીંયા મહને મલવા આવ્યાછ તો હું ત્હમને કાલાવાલા કરીને કહુંછું કે એ મુશકીલ ફર્ઝમાંથી મહને રીહાઇ આપો."

"તું મ્હારી કાહાણી જાણુતી નથી, શચલા" એગમે સમજાવ્યું "તેથી તું મહને એમ કહેછ, પણ હું જ્યારે એ કાહાણી તુંને આંજે પુરી કહી દઇશ ત્યારે તું એમ ખ્હાંસ નહીં કરશે—બીજો થોડો વખ્ત સબુર કર, હું કાંઇ સારો બંદોબસ્ત એ બચ્ચીને માટે કરૂં ને પછી અહીંથી એને લઇ જઇશ."

"મ્હારી મરહુમ માદરે મહને આપેલા કસમને સાચ્ચી નીવડવા મેં બે વર્ષ સુધી એ બુચી પાછલ બહુ રંજ ખેંચેલી છે અને ઘણી તકલીફમાં મહને ઉતરવું પડયું છે, અને જો કે હું એના તરફ મારો ચાહ જે થયલો છે તેને લીધે એનાથી છુટી પડતાં અતીબ્ય દુ:ખી થઇશ, તોબી, મ્હારી ઇજ્ઝતને ખાતીર હવે હું હાથ જોડીને કહુંછું કે એ ન્હાલાં બચ્ચાંને હવે હીંયાથી લઇ જાઓ,

અને મ્હારી ફૂર્ઝથી મ્હને રીહાઇ આપો—મહને મ્હારા કસમથી રીહાઇ પામવા દો."

"તું બહુ આઝોરદા થઇ ગયલી છે" બેગમે તેનાં બરડાપર હાથ થોકીને કહયું." ચાલ આવ શયલા હું તુને મહારી કહાણી ટુંકમાં કહું અને પછી તું ગમે તો મહારી દયા ખા, કે ગમે તો મહારી તરફ નફરતની નઝર ફેંક—અહીં મરીયમ કદાચ આપણી વાતચીતથી જાગી ઉઠશે, ઝરા પેલી તરફ જઇને વાત કરીએ."

તેઓ ખસ્તાં, દુરથી બેઠાં, અને બેગમે પોતાની કહાણી શુરૂ કરી-

"મહારા પીદર મધ્યમ સ્થીતીના કાપડના વેપારી હતા અને લકનોવમાં તેવણુની દુકાન હતી. મહારી માદર મહને દશ વર્ષની મુકીને મરણ પામેલાં અને હું તેઓની એકની એક બેટી હતી. મહારા પીદરે મહને મહારી જવાની શુરૂ થતાંજ સોલ વરસની ઉમરે એક તવંગર શખ્સ સાથે પરણાવી દીધી અને મહારો ધણી જે ઈંગલાંડમાં ગલાસગો ખાતેના ચોકલેટના એક કારખાનાના યુરોપીયન માલેક સાથે તુરતનોજ ભાગીદાર થયો હતો તે મહને નીકા થવા બાદ ગલાસગો લઇ ગયો. હુ હીન્દી રીતભાતોથી અલગ યુરોપીયન વાતાવરણમાં મહારી ઝીંદગી બશર કરવા લાગી અને મહને પરણ્યાને એક વરસ થયું ત્યારે ખબર મલી કે મહારા અઝીઝ પીદર લકનોવમાં વફાત પામ્યા હતા. મ્હારા પીદરે પોતાના મરણુની આગમજ દુકાનનો સર્વે સામાન વેચી નાંખ્યો હતો અને તેનું રોકડ નાણું કરીને પોતાની મૈત-મીટ-ટીનું રાખીને સર્વે ગલાસ્ગોં ખાતે મ્હારીપર મોકલી દીધું હતું. મ્હારી શાદીને બીજેજ વર્ષે મ્હને એક છોકરી થઇ જેનું નામ હમીદા

રાખવામાં આવ્યું હતું. હમીદા પછી મ્હને બીજું કાંઇબી બાલક થયું નહીં અને એ બેટીમાં મ્હારા ધણીનો ઘણો જીવ હતો. જો આજે મ્હારી હમીદા હતે તો તેની ઉમર પચીસ વરસની હતે. હમીદા આશરે ઓગનીસ વરસની થઇ ત્યાં સુધી અમારૂં કામ ઘણી સારી રીતે ચાલ્યું, પણ તે પછી એક બનાવ એવો બની ગયો જે અમારા કુટુંબ ઉપર એક આફત સમાન હતો, એ આફતથી મ્હારી બેટી જે ગુલાબની કલી મીસાલ ખીલતી હતી તે પોતાની ભર જવાનીમાંથીજ એક બુધ્ધા ઔરત જેવી—માહરેથીબી મોટી ઉમરની હોય તે મીસાલ બુધ્ધી—થઇ ગઇ હતી! થયું એમ કે અમારે ત્યાં મ્હારા ધણીના એક સગાનો છોકરો મ્હારી બેટી હમીદાથી બેજ વર્ષ વધારે ઉમરનો રહેલો હતો, તેના માબાપ નાહનપણથી મરી ગયલા અને મ્હારા ધણીએ એને પાલેલો. તેનું નામ સુલતાન હતું. સુલતાન અને હમીદા જ્યારે ન્હાના બચ્ચાં હતાં ત્યારે બેઉ સાથે ખેલતા રમતાં હતાં અને શીખતાંબી હતાં, લેકીન જ્યારે મોટાં થયાં ત્યારે બેઉ પ્યારમાં પડતાં ઉઘર્યાં હતા. સુલતાનના ઘણા યુરોપીયન મીત્રો હતા જેમાંનો કોઇ એક બુરો મલ્યો હતો અને જવાનીની શુરૂઆત થતાંજ સુલતાને તે બુંડા મીત્રની સોબતમાં ચોરીનો વાંક કીધો અને તેને છ મહીનાની જેલની સજા થઇ. મહારા ધણીએ તે પછી તે બુડો છોકરો જો જેલમાંથીબી પાછો આવે તો તેની સાથે કશોબી વહેવાર નહીં રાખવા અમો બેઉ-મા દીકરીને સખત તાકીદ આપી અને અગર જો કોઇબી દીવસે સુલતાનને ઘરમાં આવતોબી તે જોશે તો તે અમો બેઉને ઘરની બ્હાર હાંકી કહાડશે એવો ફેસલ મગઝનો પોતાનો કરડો ઠેરાવ ઝાહીર કીધો. સુલતાનને જેલમાં જયાને છ મહીના થઇ ગયા પછી તે જ્યારે અમારે ત્યાં આવ્યો

ત્યારે મ્હારા ધણીએ તેને ઘરની બ્હાર કાઢી મુકીને પોતાને ત્યાં ફરીથી નહીંજ આવવાની સખ્ત તાકીદ આપી. મ્હારા ધણીએ ગમે તેટલીબી સખ્ત તાકીદ આપી છતાંબી મ્હારી બેટી પોતાના એ ભવિષ્યના–કૉલ આપી ચુકેલા– ધણીને પોતાના બાપની ગયરહાઝરી દરમ્યાન ઘરમાં બોલાવતી હતી અને વલી તેને છુપેથી પૈસાની મદદ આપતી હતી. મેં તેઓના તે કામમાં ડખલ નહીં કીધી અને તેઓ છુપા છુપ કોઇ કોઇ વખ્ત મલતા રહયાં. અમોરા ચોકલેટના કારખાનાના ભાગીદાર યુરોપીયનનું હોટલબી હતું અને ત્યાંથી અમારૂં રાતબપોરનું ભોજન આવતું હતું, અમારા ઘરમાં મોટું કામ હોય તો કારખાનાના માણસો રજાના દીવસોપર આવીનેકામ કરી જતા હતા પણ ઘરનો સામાન સાફસુફ રાખવા તથા અમો મા દીકરીના કામ માટે બે મેડ રાખેલી હતી જે બેઉ નૌકરાનીઓને મેં સુલતાનની બાબદમાં ખામોશી અખત્યાર કરવા લાલુચ આપી. હતી. એમ ઠીક ચાલતું હતું તેટલાં એક દીવસે મ્હારા ધણીએ પોતાનાં કારખાનાને કામે વીસ દીવસ ફ્રાન્સ જવાનું કહયું, અને તે ગયો. મહારા ધણી ફ્રાન્સમાં રહે તેટલો બધો વખ્ત સુલતાનને ઘરમાંજ રહેવા દેવો એમ મહારી બેટી હમીદાએ મહને કહયું અને તે મેં માન્ય રાખ્યું, એટલે સુલતાન આવીને અમારે ત્યાં તેટલો વખ્ત રહયો.

"મહારા ધણીના ફ્રાન્સ ગયાને આઠમે દીવસે એક રાત્રે જમીખાઇને અમો ત્રણે જણા હમીદા, સુલતાન, અને હું વાતે બેઠાં હતાં તેટલાં મહને લાગ્યું કે કોઇનાં પગલાંનો આવાઝ આવ્યો, જે મ્હારા ધણીના પગલાંના આવાઝનેજ મલતો આવતો હતો. તે આવાઝ સુલતાન અને હમીદાએબી સાંભલ્યો અને અમો ત્રણે જણાં ગભરાયાં. મેં નાંકપર આંગલી મુકી, અને અમોએ એક ચીતે સાંભલ્યું. તેજ

પગલાં, મ્હારાજ ધણીના, અને હવે ત્યારે કેમ કરવું ? અમો ત્રણે બહુજ ગભરાયાં, એકાએક સુલતાને સુચવ્યું કે તે પોતે ડ્રેસીંગ રૂમની બારીએથી બહાર કોઇપી રીતે કુદી જશે અને ખડ્કીમાંથી સર્વને બચાવી લેશે: મ્હારી બેટીએ તેને તેવો જોખમ નહીં ખેડવા કહ્યું પણ જ્યારે તેણે માન્યુંજ નહીં ત્યારે હમીદાએ તેને (સુલતાનને) જણાવ્યું કે તે સહી સલામત બારીએથી કુદી જવા પામ્યો છે એવી ખાત્રી આપવા માટે તેણે (સુલતાને) બીજેજ દીને હમીદાને નામે એક કાગલ મોકલવો. સુલતાન તે પછી બારીએથી કુદીને નહાસી જવા માટે ડ્રેસીંગ રૂમમાં ગયો અને મેં ઝડપથી ડ્રેસીંગ રૂમનો દરવાજો બંધ કરી દીધો. તેજ વખ્તે અમારા હોલનો દરવાજો ઠોકાયો અને મેં જઇને તે ખુલ્યો તો ખરેખર મ્હારાં ધણીજ આવ્યા હતા. તેવણ આવ્યા અને પછી બધું શાંત થયું. બીજે દીવસે હમીદાએ સુલતાનને મોકલવા કહેલો કાગળ આવ્યોજ નહીં. તે આખો દીવસ પસાર થયો પણ સુલતાન તરફથી કાંઇજ ખબર આવી નહીં. ત્રીજે દીવસે સહવારે અમે અમારી મેડ જે સુલતાનનું છુપું મકાન જ્યાં તે ફ્રીસચીઅન નામ તલે છુપો રહેતો હતો ત્યાં ગઇ અને જ્યારે બપોરના તે પાછી આવી ત્યારે ખબર લાવી કે સુલતાનની બોલી તો ત્રણ દીવસથી બંધ હતી તેમજ હતી. અમો મા-દીકરી ગભરાયાં; બારીએથી કુદી જવામાં તો કાંઇબી અકસ્માત સુલતાનને થયલો નહીંજ હોવો જોઇએ કેમકે તેમ જો થતે તો અમને માલુમ પડતે, પણ, જ્યારે સુલતાન સાફ નીકલી ગયો હતો તો તેનું કાગલ કેમ નહીં આવ્યું ? વલી ત્રણ દીવસ સુધીનો તે પોતાને ઘરે પાછો નહીં ગયો હતો તો ત્યારે સુલતાનનું શું થયું હતું ?"

"બ્હેન શયલા" બેગમ હસીનાએ પોતાની કાહાણીની વચમાં

બોલી ઉઠીને શયલાને કહ્યું "અને મ્હારી બેટી હમીદા ઉપર સહુથી ખરાબમાં ખરાબ અસર થઇ હતી–બીચારી મ્હારી બેટી તે વખતે તેના છુપેથી અદરાયલા ખાવીંદ સુલતાનથી હમેલદાર થઇ હતી અને તેવી તેની નાઝુક હાલતમાં તે સહુથી ખરાબ બનાવ બનવા પામ્યો હતો–વધારે સાંભલ–

પણ બેગમ હસીના પોતાની કાહાણી વધારે કહે તેટલાં મરીયમ રડીને ઉઠી, તેઓ બેઉ વાત કરવાની છોડીને મરીયમના બીછાના આગલ ગયાં અને બેગમે મરીયમને તપાસી તો તેની તાવ એકદમ વધી ગઇ હતી. બેગમે શયલાને કહ્યું કે તે પોતે પાસેના ઓરડામાં છુપી બેસી રહેશે. અને શયલાએ નીચે રહેતી ડોસી પાસે ડોકટર ઇસગાઇલને મરીયમ માટે બોલાવી મંગાવયો.

ડોકટર આવીને મરીયમને તપાસી ગયો તેટલાં બેગમ પાસેના ઓરડામાં છુપીજ રહી અને તેના જવા પછી તે શયલાને કહેવા લાગી "શયલા મ્હને મરીયમને માટે દીલમાં ધાસ્તી પયદા થાય છે અને એને છોડી જવા મ્હને મુદલજ ગમતું નથી–મહારા નવાબ સલામતજંગ કાલના હૈદરાબાદ ગયાછ અને બાર પંદર દીવસ પછી આવવાના છે, તેથી જો હું આજે રાતના અહીં મરીયમ આગલ રહું તો મહારા દીલને ધીરજ રહેશે–નહીં તો ફીકરથી મ્હારો જીવ ઉડી જશે. હું બંગલામાં જઇને નોકર ચાકરોની બંદોબસ્તી કરીને તમને રાત બહાર રેહવા માટે ચીંતા નહીં કરવાને કહીને આઉંછ. મ્હારી કાહાણીની વાત હું કાલે પુરી કરવાની આશા રાખુંછ."

"પણ નવાબ જ્યારે હૈદરાબાદથી પાછા આવશે ત્યારે કોઇ નૌકર નવાબને તમે એક રાત બહાર રહેવાને વાસ્તે કહી દેશે તો?"

"તો બનાવટ કરતાં મ્હને આવડેછે—મ્હારી એક સગી બીમાર છે તેની વાત મેં અત્યાર આગમચ નવાબને કહેલી છે, એક રાત બહાર રહેવા વાસ્તે કદાચ કોઇ નોકર ફુંકીબી આપે તો તે સગીને ત્યાં રહેલી હોવાનું કહીશ. નવાબનો ભરૂસો મ્હારી પર છે, તું મ્હારે માટે ફીકર ના કર."

હુકમાં, બેગમ. પોતાને બંગલે જઇને બંદોબસ્ત કરીને તે રાત શયલાને ઘરે રહેવા સારૂં આવી. અઝીઝ વાંચનારને યાદ આપવાની કે જે રાતના બેગમ શયલાને ઘરે રહેવા આવી હતી તેજ રાતના શયલાને ઉચકી જવા માટે બેગમનાજ સેક્રેટરીના હુકમથી રમદુ મમદુ છુપા આવવાના હતા.

તે અંધારી રાત હતી. શયલાનાં ઘરમાંના બે ઓરડામાં ઝીણી બત્તી બલતી હતી. એક ઓરડામાં શયલા એકલી સુતેલી હતી અને બીજા ઓરડામાં મરીયમની પાસે બેગમ હસીના સુતેલી હતી.

મધ્યરાતના બે કાલા આકારો બારીએથી અંદર આવ્યા, તેઓ બેગમને શયલા સમજીને તેજ ઓરડામાં ચુપચુપ ઘુસ્યા, ઉંઘમાં પડેલી બેગમને કલોરોફાર્મનો રૂમાલ સુંઘાડી દીધો અને અતીબ ઝડપથી તેઓ બેગમને ઉંચકી ગયા અને તે પછી તાત્રથી સરસરતી બુચી મરીયમને ઉપાડી ગયા.

બધું કામ ઘણું ઉતાવળે કરવાનું હતું, મોટરમાં બેઠેલા શખ્સે ધાંધલ ધરપચમાં તે બેશુદ્ધ આકારનો ચહેરો જોયો નહીં અને સઘળું પાર ઉતરેલું સમજીને મોટરને દોડાવવામાં આવી.

દગલબાઝ તે રશીદ સેક્રેટરી!

તેણે એક છોકરી જે તેને માટે મુદલ પ્યાર રાખતી નહીં હતી તેને ઉઠાવી જવા સારૂં પ્રપંચ રચ્યો હતો, પોતાની દયાનત બગાડી હતી, દયાનતમાં ખતરો નાંખ્યો હતો—અને તેનાં બદલામાં તેને શું મલ્યું હતું:—

બદલામાં તેની બરકતે પત્થરો આવ્યો હતો!

તે લયલાને ઉપાડી જવાના બુરા ઇરાદાએ ગયો હતો, અને કુદરતી સંજોગે તે પોતાની શેઠાણી બેગમ હસીનાને પેલી બુચી મરીયમ જોડે ઉપાડી ગયો હતો!!

બેગમની ભેદી કાહાણી અધુરી રહી હતી અને આ નવો ઘોંટાલો ઉભો થયો હતો!

## પ્રકરણ ૧૦ મું.

### મરયમનું મોત.

સહવારના પહોરમાં જ્યારે બેગમ સુધ્ધીમાં આવીને બીછાના-પર ટટાર થઇ બેઠી, ત્યારે પોતાને શયલાના ઘરમાં જોવાને બદલે કોઇ બીજીજ જગ્યાપર જોઇ અને તેથી તે તઅજબ્બુબ રહી.

તેને લાગ્યું કે તેનું માથું જરા દુખતું હતું અને પોતાના બેઉ હાથોમાં પોતાનું માથું પકડીને જ્યારે તે ફાટે ફાટે ડોળે આજુબાજુ

જોવા લાગી ત્યારે તો તેની અજાયબીમાં ઔર વધારોજ થઇ શકયો હતો! અરે, એ તો તેના સેક્રેટરીનુ મકાન હતું! એ કેમ બને? રાત્રે સુતી વખતે શયલાના ઘરમાં તે સુએ, અને ઉઠતી વખતે સેક્રેટરીના મકાનમાં ઉઠે? એ શું કોઇ નાની અજાયબી હતી? તે મનમાં તરેહવાર કલ્પનાઓ કરવા પડી, અને વીજલી વેગે પસાર થતાં તેના વીચારોમાં એક એવો બી ખ્યાલ ઉભો થયો કે મબાદા ધરતીકંપના આચકાના સબબે તે શયલાને ઘરથી સેક્રેટરીને ઘર ઞાવી હોય!! અને તેનો ખ્યાલ કેટલો વાહીયાત હતો તેપર બીજી પલેજ તેનું ધ્યાન ખેંચાયુંબી, મગર, તેના શકી બનેલા મગઝમાં પાછો તેજ ધરતીકંપ ઉભો થયો! કેમજે તેણે પોતાના બીછાનાપર નઝર નાંખી તો રાતના સુતેલી મરીયમ એમની એમ તેની પાસે સુતેલીજ હતી! લેકીન, તેના ખ્યાલાતોમાં એવીબી ડખલ આમેઝ થઇ કે જે પલંગપર રાતના તે સુતી હતી તેજ તે પલંગ નહીં હતો ત્યારે ફરી એકવાર ધરતીકંપના બનાવને એગમે દીલથી દુર કીધો; તોબી તે પોતે પોતાને પુછતાં ભુલીબી નહીં કે એ ભેદી બનાવ શું બન્યો હતો!—તેનું મગઝ ઘુમતું હતું—તેનું શરીર કંપતું હતું—તેને કોઇ બુરા બનાવની આગાહી થતી હોય તેમ લાગ્યું, અને તેવાંને તેવાં મનના બોજા સાથે જ્યારે તેણે ફરીને મરીયમની તાવ ઉતરેલી હતી કે કેમ તે જોવા મરીયમના કપાલપર હલવેથી હાથ મુકયો, તો તુંફંગની ગોલીના આવાઝથી એક ન્હાનું બચ્ચું ઉછલીને બીહે તેમ તે બીછાનાપરથી બીહીને ઉછલી;—કારણ, તે નીરદોષ નનની બચ્ચીનું કપાલ ઠંડુ—મીસ્લે બર્ફ—હતું!

એક ધામી ચીખ બેગમના સુફેદ થયલા હોટોની વચ્ચેથી બહાર પડી, અને તેના તે હોટ જે થોડા વખ્તપર કીરમજી રંગને

બદલીને સુફેદીનો ફીકાસ પકડી બેઠા હતા તે હવે થરથર થરથર ધ્રુજવા પડયા!

"યા અલ્લાહ! મ્હારી હમીદાની આ એક પુરી નીશાની શું ગયબ થઇ?" બેગમ બોલી, અને બોલી રહીને તેણે એક દીવાના થયલા આદમીની મુઆફેક—ઘડીમાં મરીયમના હાથપર પોતાના હાથ મુકયા તો ઘડીમાં પગપર મુકયા—તો ઘડીમાં પેટપર મુકયા—તો ઘડીમાં કપાલપર મુકયા—અને જ્યાં જ્યાંથી ઝડપ ઝડપ તે હાથ પડતા ગયા ત્યાં ત્યાં તેને સીર્ફ ઠંડાઇ સીવાય ઔર કુચ્છબી અસર મલી નહીં! "અમમી! છોટી અમમી!" તે ભરાઇ આવેલા ગલગલા સાદથી પછી પાછી બોલી, અને તે વખ્તે તેની કાલી અંગુર સમા ચશમોમાંથી સુફેદ મોતી સમાન આંસુ ટપકતાં હતાં "ઝરા તો બોલ એક નઝરબી તો ખોલ! મોટી અમમીના ખોલામાં એક દીન ઝરા રમી તો લે! નહીં, નહીં બોલતી, ઝબાન નહીં ખોલતી!—નઝર નહીં ઉઠાવતી, એક ચસ્મ નહીં ફેંકતી! ઓ નનની અમમી! ઓ નનની અમમી! મળી લે, ઝરાબી મને મળી લે, એકવાર મમાઇના પાસામાબી તો દબાઇ લે! અફસોસ!—નહીં ચાલતી—નહીં બોલતી!" અને અહીં બેગમ હસીનાં બેઅખત્યાર નવધાર આંસુઓથી રડી પડી.

તેણે રડતાં રડતાં તે ગુઝર પામેલાં બચ્ચાંનું શબ ઉંચકી ઉચકીને ફરી અને ફરીથી પેટ પાસાંમાં દાબ્યું—તેને કેડપર મુકયું તેના ઠંડા ગાલપર દશ વીશ ચુમીઓ લીધી—અને દીવાના માણસની મીસાલે તેની સાથ વાત કરવા માંડી, પોતાના માથાના બાલ પીખ્યા, અને ડચકાં ખાઇ ખાઇને રડી.

હાય—અફસોસ—નીસાસાનો એક ડુંગર અને આંસુઓની એક

નદદી બહાવ્યા પછી બેગમ નસોસ થઇને મરીયના શબને પોતાની છાતીએ લગાડી બીછાના ઉપર પટકાઇ પડી અને તેજ વખ્તે કોઇએ તે જે ઓરડામાં સુતેલી હતી તે ઓરડાનો દરવાઝો હલવેથી ખોલ્યો, અને દરવાઝો ખોલીને તે શખ્સ જેવો પોતાના કદમ આગલ બહુ-રાવવા ગયો તેવોજ થંભ થઇને ઉભો રહ્યો!

તે કોઇજ નહીં પણ બેગમનો સેક્રેટરી રશીદ પોતે હતો, અને જાલમાં રાત્રે પકડી લાવેલા શીકારને શીશામાં ઉતારવા હમણાં દરવાઝો ખોલીને તે અંદર દાખલ થયો હતો. મગર, તેની નઝર જ્યારે બીછાના-પર સુતેલી બેગમપર પડી ત્યારે પોતે ધારેલી પ્રીયાને જોવાને બદલે બેગમને જોઇને તે ત્યાંનો ત્યાંજ લાકડું થઇ ઉભો!

પોતાના મોટા દુખમાં બેગમે દરવાઝો ખુલવાનો આવાઝ સાંભળ્યો નહીં હતો તથા સેક્રેટરીને દાખલ થતો તેણે જાયો નહીં હતો; મગર, જ્યારે એકદમ ઉભા રહી જવાનો કોઇ આવાઝ તેના બેખબર મગઝપર જઇને લાગ્યો, ત્યારે તે તુરતજ ચમકીને ઉઠી અને ઉઠતાની સાથે તેની ને તેના સેક્રેટરીની નઝર એક થઇ.

"જી, સરકાર" સેક્રેટરીએ બેગમના સાદનો જવાબ નીચી મુંડી રાખીનેજ આપી દીધો.

"હું કાલે સ્હાંજના તમારે મકાને તો નહીંજ આવી હતી, કેમ? રશીદ!"

"જી, નહીં આવેલાં."

"તો હું સ્હવારના ખાબમાંથી બીદાર થઇ ત્યારે અહીં કેમ આવી લાગી?"

"કોણુ જાણે સરકાર!" રશીદે ઉડાવ્યું. રશીદ પોતે ગુંચવાયલો હતો, અને હજી તેને ધોંટાલો સમજ નહીં પડતો હતો!

"કોણુ જાણે? તો મ્હને એ કહેશો કે હું કયારની અહીં આવી લાગી?"

"કોણુ જાણે સરકાર!"

"તેબી કોણુ જાણે સરકાર?—એ કેવો બેહુદો જવાબ!" બેગમ મરીયમની શબને બાજુએ મુકી દઇને બીછાના પરથી નીચે ઉતરીને બોલી. "કાલે રાતના હું મ્હારી એક બીમાર સગીને ઘરે હતી. ત્યાં આ બચ્ચા પાસે હું સુતી હતી અને આજે સહવારના તઆજ્જુબ છે કે હું એ બચ્ચા સાથે અહીંઆ આવી લાગીછ!

વીજલીનો ઝપાટો જેમ એક નાકેથી બીજે નાકે સુધી બોલ બોલતામાં પુગી જાય તેટલી બધી ઝડપથી રશીદ મામલો સમજી ગયો. શયલાને ત્યાં કેથી બેગમ હસીના રાતના સુતેલી, બેગમ મરીયમ આગલ સુતેલી, અને જ્યારે શયલાને મરીયમ સાથે ઉપાડી લાવવા તેના પોતાના નૌકરો રમદુ-મમદુ, ગયલા, ત્યારે તેઓએ શયલાને બદલે બચ્ચાની સાથે બેગમને ઉઠાવી લીધેલી. તે બધો મામલો હવે સમજી ગયો ખરો પણ તેણે નહીં સમજવાનો ઘોંગ કરવાનો ઠેરાવ કીધો.

"મગર, અફસોસ તો એ છે કે આ ફુલ બચ્ચું વફાત પામ્યું છે—" અને અહીં બેગમનો સાદ ગલગલો થઇ ગયો.

"શું બચ્ચું મરણ પામ્યું છે?" રશીદ હવે ખરા દીલથી ગભરાયેલો.

"હા" બેગમ મનપર કાબુ રાખવા છતાંબી ડચકું ખાઇને બોલી "એ બચ્ચું કાલનું સખત તાવથી બીમાર હતું, રાતના નરમ ગરમ હતું, આશા સારી હતી—મગર, અફસોસ કે તાવમાં એ ગુઝર પામ્યું છે."

તાવમાં ગુઝર પામ્યું છે એમ બોલાયલું સાંભલીને રશીદના પેટમાં જીવ આવ્યો. નહીં તો તે એમજ સમજવા જતો હતો કે તેના ધુંખી કારભારીઓ રમદુ—મમદુએ બચાને કશોરોફોમ સુંઘાડીને આખર કીધું હતું.

"ખુદાએ પાકનું કામ છે, સરકાર, એમાં આપણે મનુષ્ય જ્ઞાનનો કોઇ ચારો નથી" રશીદે દીલાસો દીધો "લેકીન, એ બચ્ચા વગર તે કોઇ બીચારી તહમારી સગી કદાચ શીકસ્તા દીલ બની જઇને હયરાન,—"

"તેને લાગશે તેના કરતાં મ્હને તો વધારેજ લાગશે" બેગમે બોલી દીધું, અને બોલી દઇને પછીજ તેને લાગ્યું કે તેમ બોલવામાં તેણે આંટો બારી દીધો હતો.

ખબરદાર રશીદ સમજી ગયો કે દાલમાં કાંઇ કાલુ હતું, પણ અખાડા કરી જઇને બોલ્યો "બેશક, સરકારનું દીલ બહુજ નરમ છે."

"ઠીક, હું કેમ અહીં આવી લાગી બાઇ રશીદ?" બેગમે પાછું પુછ્યું.

"નહીં, સરકાર." રશીદ બોલ્યો, અને અહીં તેણે વાત ઉડાવવા માટે કહ્યું "આએ બચ્ચાની લાશનું હવે કાંઇ કરો."

"હં'અ" વીચારમાં પડી જઇને બેગમે હુંકારો પુર્યો, અને પછી બોલી "કોઇ આદમીને હું સીરનામું આપુંછ ત્યાં મહાલક્ષ્મી શયલા નામની બાઇ રહે છે તેને ઘર મોકલો અને તે બાઇ મ્હારી ચીઠીના હુકમથી અહીં આવે તો તેને સીધી અહીં મ્હારી આગલ આવવા દેજો. આપના કોઇ વીશવાસુ નોકરને મોકલજો કે એ બાઇની વાત અને મહારી વાત બહાર નહીં જાય.

"વારૂ, સરકાર." રશીદ બોલ્યો, અને ગયો.

* * * *

પાંચ મીનીટ પછી શયલાપર લખાયલી એક ચીઠી બેગમ પાસેથી મેલવવામાં આવી, મગર, તે ચીઠીને બેગમના કમરાની બહાર લઇ જઇને તાબરતોબ રશીદે ટુકડે ટુકડા કરી નાંખ્યા અને તેને બદલે બીજી બનાવટી ચીઠી તેણે લખીને મમદુના હાથમાં આપી.

મમદુને બધા ઘોંડાલા પીંડાલાથી તમામ વાકેફ કરવામાં આવ્યો, અને હવે નવી શું બાજી રમવાની હતી તેબી તેના કાનમાં હલવેથી સમજાવવામાં આવ્યું.

બીજી પંદર મીનીટ પછી તો મમદુમીયાં "નવી ગીલ્લી નવો દાવ," ખેલવાને વાસ્તે સેક્રેટરીને બંગલેથી ઉતર્યો અને શયલાના ઘર તરફ ગયો:



# પ્રકરણ ૧૧ મું.

## મઝલુમપર ઝુલ્મ.

પેલી તરફ શયલાની હાલતબી સહવારના પહોરમાં તે ઉઠી ત્યારે ગુંચવાડા ભરેલીજ બની. મધ્યરાત પછી તે નીંદમાંથી એકબી વખ્તે બીદાર થઇ નહીં, અને તે વાસ્તે તેને ઘરમાં શું બનાવ બની ગયો હતો તેની ખબર પડી નહીં. સહવારના તે બીદાર થઇ ત્યારે વહેલી કે મરીયમને જોવા ગઇ, પણ તેને અજાયબીયમાં ગરકાવ થવાનો મૌકો થયો. બીછાનાપર ન તો મરીયમ હતી, નતો બેગમ હસીના હતી!

ગભરાયલી શયલાએ આખું ઘર ઢુંડી માર્યું, લેકીન ફુઝુલ તેની મહેનત! તે બહુજ મોટામાં મોટા અંદેશામાં ગીરફતાર થઇ ગઇ.સોચમાં ને સોચમાં એમ બેઠેલી હતી, નતો તેને ચા પીધી હતી કે નતો એક નીવાલો કાંઇ મોંહમાં મુકયો હતો, જેવામાં તેના ખુલ્લા દરવાઝાની અડોઅડ કોઇ આદમી આવીને ઉભું.

"કોણ છેઓ?" શયલાએ પુછ્યું.

"જી, હું બેગમ સાહેબા હસીનાના સેકરેટરી તરફથી આવેલો છું." મમદુ જે સેકરેટરી તરફથી ચીઠી લાવ્યો હતો તે બોલ્યો.

હસીનાનું નામ સાંભલીને હાંફલી ફાંફલી શયલા કુરસીપરથી ઉઠીને ઉભી થઇ, અને અતી મોટી જીજ્ઞાસાથી પુછવા પડી "કેમ શું ખબર છે? બેગમ સાહેબા કયાં છે?"

"બેગમ સાહેબા સેક્રેટરી સાહેબને મકાને છે અને તેવણ ઘણા બીમાર છે." મમદુએ દરવાઝા આગલથીજ કહ્યું.

"બેગમ સાહેબા બીમાર છે ?" તેણે ફાટ ફાટ થતે ડોળે સવાલ કીધો.

"જી, બાનુ" મમદુ અદબથી બોલ્યો.

"હું એમ પુછું કે તહમારી કોઇ ભુલ તો નથી, બેગમ સાહેબા બીમાર છે કે બેગમ સાહેબાની સાથે કોઇ બીજું—"

પણ તે બોલી રહે તેટલાજ મમદુએ કહીં દીધું "તેવણની સાથની બુચીબી ઘણી બીમાર છે."

"પણ એ લોક બે�ઉ રાતના તો અહીં સુતા હતાં, અને ક્હારે એકથી બીજી જગ્યાપર જઇ કેમ શકયા? બેગમ ને બુચી સેક્રેટરીને મકાને કેવી રીતે પુગ્યા ?"

"તે તો કોણ જાણે, બાનુ !" મમદુ બોલ્યો "અમને તો આજે સહવારના સેક્રેટરીના મકાન આગળ બેગમ ને બુચી રસ્તાપર પડેલા મલી આવ્યાં ઝરૂર કોઈ માઠો બનાવ બનેલો હોવોજ જોઇએ. બેગમ સાહેબા તે વાતનો કોઇ ખુલાસો આપી શકે તેવી હાલતમાં નથી જે અમે એવણને પુછયેલી. ફકત જે ચીઝ દરશાવી શકયાછ અને ઝરા પવનના લહેકામાં બોલી ચકયાછ તે માત્ર તહમારૂં નામ અને તહમને તાબરતોબ બોલાવવાના બે ચાર શબદોજ છે. લેઓ જી, બેગમના સેક્રેટરી સાહેબે આએ ચીઠી આપને વાસ્તે મોકલેલી છે."

શયલાએ તે ચીઠી લીધી અને તે વાંચી:—

**"બાનુ સાહેબા શયલા,**

આજ સ્હવારના અચળુચ અમારા મકાનની આગલ નામવર બેગમ સાહેબા હસીના કોઇ એક ન્હાની લડકી સાથે બેહોશ હાલતમાં પડેલાં મલી આવ્યાં છે. બેગમ સાહેબા અને તે છોકરીને મકાનમાં લઇ જઇને ડાકટરોની સારવાર તળે રાખેલાં છે, લેકીન બન્નેની તબીઅત બહુ ગમખવાર રીતે ધાસ્તીમાં છે. બેગમ સાહેબા કોઇબી તરાહનો ખુલ્લાસો આપી શકતાં નથી, મગર "શયલા—શયલા" બોલે છે, ઘણી ખટપટ પછી અમોએ તેવણુને પુછેલા સવાલોપરથી જાણ્યું છે કે ત્હમારૂં નામ શયલા છે અને ત્હમે બેગમ સાહેબાના સઇ થાઓ છો. ત્હમારૂં સીરનામું તેટલીજ મુસીબતથી જાણ્યા પછી આ કાગલ લખ્યો છે અને માણુસ મોકલાવ્યો છે. આશા છે કે બેગમ સાહેબાને મલવા આપ તુરતજ આ ચીઠી લખનાર માણુસ સાથે આવશો. લી૦ **બેગમ હસીનાનાં સેકરેટરી."**

એ શું બનાવ તીલીસમાતીક બની ગયો હતો તેના મોટા ગંભીર વિચારમાં બે પલ શયલા ગુંટાઇ. મગર બીજીજ પલે તેણે તે ચીઠી પોતાના ખીસામાં મુકી દીધી અને ઝડપથી પુછ્યું "શું બેગમ સાહેબા બહુજ ખરાબ હાલતમાં છે?"

"ઘણી ગમખવાર રીતે ખરાબ." મમદુ વાંકુંટીકું ડાચું કરીને બોલ્યો "તેવણુ તો બીચારા, હું ધારૂંછ કે મરવાની અણી ઉપર છે."

"શુંઉ ! મરવાની અણીપર!" શયલાએ મોટા ગભરાતમાં પુછ્યું, જે વખતે તેના આખા તનબદનમાં ગોયા એક જાતની ધીમી ધ્રુજરી ચઢી આવવા લાગી.

"હા. બાનુ સાહેબા. બીચારા મરતી વખતે ત્હમને જોવાની બહુ તગર કરે છે, કોણ જાણે શા કારણથી?" મમદુએ અડાવ્યું.

"એટલું બધું ખરાબ બનવાની તો મહને સ્વપ્નેબી આશા નહીં હતી! આતો ગોયા જાદુઇ બનાવ છે–ડયરો, હું કપડાં પેહેરીને હમણાંજ આઉં છું."

અને તે દરવાઝાની બ્હાર મમદુને રાખી દરવાઝો બંધ કરીને અંદર કપડાં પેહેડવા ગઇ, જે વખતેબી તે બીચારીને કાંઇ સુઝતું નહીં હતું!

અને થોડો વખત પછી તો મમદુ સાથે શયલા સેક્રેટરીના મકાન આગલ ગાડીમાંથી ઉતરીબી પડી. તેઓ બંને અંદર ગયાં. મમદુએ શયલાને બેગમ હસીનાના ઓરડા તરફ લઇ જવાને બદલે સેક્રેટરીએ આગલથી સમજાવેલા પ્રપંચની રૂએ, બીજાજ એક ઓરડામાં બેસવાને કહયું.

શયલા તે ઓરડામાં બેઠી અને પાંચેક મીનીટ થઈ નહીં હશે તેટલાં રશીદ તેની સામે આવીને ઉભો રહયો શયલા તેને જોઇને ચોંકી. તે સમજી ગઈ કે તે આવનાર શખસ તેજ હતો જે તેની બારીની સામે રસ્તાપર એક વાર આવીને ઉભો રહયો હતો, અને જેને તેણે ઝાંખીને જોવાનીબી દરકાર કીધી નહીં હતી.

"કેમ? મીઝાજે શરીફ?" હસ્તું મોંહ રાખીને સેક્રેટરીએ ટકોરની ઢબે પુછયું. "મહને તહમે ઓલખોછ? હું બેગમ હસીનાનો સેક્રેટરી ખુદ બખુદ પોતે."

"મહને અહીંથી બેગમ સાહેબા હસીનાના કમરામાં જવાનો

રસ્તો બતાવશો, સાહેબ." ગરદન ઉંચી રાખીને શયલાએ પુરતા અંદાઝ, પુરતા ટેક, અને પુરતા રૂઆબથી કહયું.

"ધીરે, બાઇ સાહેબ, ધીરે!" રશીદે ટકોરની હમેંજ ચાલુ રાખ્યું "હસીના બેગમ અહીંયા છેજ કયાં જે તહમે તેવણના કમરામાં જવા માંગોછ !"

"ત્યારે શું આએ ચીઠી તહમે ખોટી લખી ?" ગજવામાંથી ચીઠી ખેંચી કાહાડીને બતાવતાંજ શયલાએ ગોયા પોકાર કીધો "તહમો શું ત્યારે એક હડહડતા જુઠડા પુરવાર થયા છો ?"

"બીલકુલજ જુઠા ને વલી બીલકુલજ સાચા" એમ બોલીને સેક્રેટરી આગલ વધ્યો અને તેણે શયલાના હાથમાંથી તે ચીઠી ઝુટવી લઇને ફાડી ચીંદડા કરી નાંખીને તેના ટુકડા પોતાના ખીસામાં મુકયા.

"તહમે મહને ફસાવી" ગભરાતમાં, મામલો ખરી રવેશથી સમજી જઇને, શયલાએ કહયું.

"ફસાવી નહીં, હસાવી,—શયલા બાનુ હસાવી" રશીદ બોલ્યો "જુઓ સાંભલો, બેગમ સાહેબા અહીંઆ નથી અને પેલી કોઇ બુચીબી નથી. એ તો તહમને જાલમાં ફસાવવાની એ બધી તાલતબાવટ હતી, હવે મ્હારૂં માનો તો સમજી જાઓ અને આએ આ લીશાન મોટા મકાનના શેઠાણી થવા માટે તહમારો હાથ નીકામાં મ્હારા હાથને સોંપી દો."

શયલા આ સાંભળીને પાણી પાણી થઇ ગઇ, તે થરથર ધ્રુજવા પડી, તેની અકકલ શાન ગોયા ગુમ થઇ જતી હોય તેમ તેને લાગ્યું અને હવે આ જાલમાંથી કેમ છુટવું તેના વીચારમાં પડી.

તેની ચુપકીદી વધુ વાર રહી શકવાને કાબીલ થઇ નહીં, કેમકે રશીદ બીજા બે ચાર કદમ આગલ વધ્યો અને તેણે પોતાના હાથમાં શયલાનો ડાબો હાથ પકડી લીધો.

"અઉલાદે ઇબલીસ" શયલા ઝપાટા બંધ કુરસીમાંથી ઉઠતાંજ શીરદની છાતીમાં પોતાના જમના હાથની મુકકી મારીને તેને હડસેલતાં એક શેરનીની મુઆકેફ બરાડ મારી તે બોલી "એક નીતીવાન મઝલુમ કુંવારી લડકીપર ઝુલ્મ ગુઝારવાના ખયાલથી બાઝ રહે."

"કુંવારી ?" અફરતની એકજ મુકકીમાં ચાર કદમ પાછલ હટી ગયલો રશીદ ખસીઆણો ખસીઆણોમ્બી હસીને બોલ્યો "કુવારી ? હેં–હેં–હેં–હેં. કુંવારી લડકી? બાનું કુંવારી, ત્હમારા ઘરમાં પેલી ચાર વરસની છોકરી ત્યારે કેમ કયાંથી પયદા થઇ ? આસમાનપરથી તો નહીં તુટી પડીને આવી !"

"બંધ કર ત્હારી નાલાયક ઝબાન" પુરના જુનુનથી શયલાએ ગડગડાટ કીધો "એક નીતીવાન લડકીને ઇલ્ઝામ ના પહોંચાડ. હું તે મઆસુમ બચ્ચીની માદર નથી થતી એતો તું ખાત્રીથી માનજે. અને તેથી હું કહુંછ કે તું અહીંથી ચાલી જા–મ્હને જવા દે અને એક નીતીવાન છોકરીને ત્હારા હાથબી ના લગાડ, અને તેના કાનોને ત્હારી કમબીઝાન ઝબાનથી નીકલેલા બુરા શબ્દોબી ના સંભલાવ."

"તું તે છોકરીની માદર નથી તો કોણ છે, તેતો જરા બતાવ." રશીદે કહયું.

"અગર તું ઝમીનથી આસમાન તકબી કુદકા મારીને પુછશે, તોબી આએ શયલાની જીભ તે ભેદનો પત્તો નહીંજ આપશે."

"વાહ! વાહ!" રશીદે ટકોર કીધી "ને જો હું ત્યારે તુંને એમ કહું કે શયલા બાનુંજી ત્હમને આજે રશીદમીઆં પોતાની કીધા વગર અહીંથી જવા નહીં દેશે, અને શયલાજી ત્હમે ઝમીનથી આસમાન તકબી કુદશો તોબી રશીદમીંઆ ત્હમને પોતાની કરશે, કરશે અને પોતાનીજ કરશે તો પછી!"

"શયલાએ પોતાના પ્યાર ફકત એકજ જણ પર કુરબાન કીધેલો છે, બદકીસમતે તે એ તે પ્યાર કબુલ કરતો નથી. હું તેની ફીરાગમાં મરીશ, લેકીન બીજા કોઇનેબી મ્હારો પ્યાર નહીંજ આપીશ."

"હું ત્હારીપર ઝુલ્મ કરીશ, ત્હારી દામનને ડાઘ પહોંચાડીશ, અને પછી કુતરાનો અવતાર તુંને આપીશ" રશીદ હવે ગુસ્સાબાઝ બની જઇને બોલ્યો.

"શયતાન! હવસના કુતરા! તું એક મઝલુમપર ઝુલ્મ કરવા તૈયાર થયો છે, પણ યાદ રાખજે કે આહે મઝલુમ એવી ખરાબ છે જે તુને પાયમાલ કરી નાંખશે, તું એક નીતીવાન છોકરીની દામનને ઝુલ્મ કરીને ડાઘ લગાડશે, તો-તો ત્હારા ઘરપરબી કોઇ આંખ બગાડશે, ત્હારી મા બ્હેનની ઇઝઝતબી તે કોઇ બીજો લુટી લેશે, જે હાથે જેવું કરશે તેવું તેજ હાથે ભરશે."

પણ, હવે રશીદ તે લાચાર ખુબસુરત સુંદરીની તરફ ગુસ્સાથી ધશી ગયો; મગર, શયલાએ પોતાનું સઘળું ઝોર આઝમાવ્યું અને રશીદ કાંઇબી કરી શકે તે અગાઉ એક કુદકો મારીને બારીપર ચઢી ગઇ, અને બારીમાંથી બહાર નંખાવી દીધું.

---

# પ્રકરણ ૧૨ મું.

## નવાબને મલેલા ખુલાસા, સેક્રેટરી સાથીઓ સાથે બરતરફ!

જેને પાક પરવરદીગાર રાખે તેને કોણ ચાખે? શયલા પોતાની પાક દામનને ડાઘ નહીં પહોંચે વાસ્તે પોતાની નીતી બચાવીને જાનની દરકાર કર્યા વગર બારીની ઉપર જઇને નીચે ઝમીનપર કુદી, જેથી તેને યાતો સખત ઇજા થતે અથવા તે મૌતના હાથોમાં જઈ પડતે, મગર, પાક ખુદાજ જ્યારે તેને બચાવનાર હતો તો એકાએક તે મકાનની નીચે ચાલી આવતા એક આકારે બનાવ જોઇ લેવાથી તે પસારેલા હાથોથી શયલાને ઝીલી લેવા દોડી ગયો; અને ખરેખર, શયલા તેના હાથોમાં જઇને પડી અને જીવતી બચી!

તે આકાર કોઇજ નહીં, પણ લાંબી મુસાફરીએ ગયલો, કામ જલદી પુરૂં થવાથી કાગલ લખ્યા વગર યા કોઇનેબી ચેતાવ્યા વગર એકાએક નીકલી આવેલો, બેગમ હસીનાનો ભરતાર નવાબ પોતે હતો! નવાબ શું જાણતો હતો કે સેક્રેટરીના મકાનમાં પહેલા જવાનું તેને પવિત્ર કુદરતે સુજાડયું હતું, અને જેથી તેનાજ હાથોએ એક જવાન ખુબસુરત ઔરતની ઝીંદગી બચી જવાની હતી! તે મકાનની નઝદીક આવ્યો કે એક ચીખ ઉપરથી સંભલાઇ અને ચીખની સાથેજ હવામાં કોઇ ઉડીને નીચે આવતું તેને જણાયું. વીજલી કામ કરે તેવી ઝડપ તેનામાં પવિત્ર કુદરતે મુકી દીધી, અને તે પોહલા કીધેલા હાથોએ એકદમ દોડી ગયો—અને શયલા તેના હાથમાં બેઠી જઇને પડી! નવાબને

શયલાના ફુલ જેવા નાઝુક બદનનો ઘણો બોજો તો નહીં થયો; મગર, તેને એક સખ્ત આંચકો લાગ્યો! લેકીન, જ્યારે તેણે પોતે એક ઝીંદગી બચાવેલી જોઇ ત્યારે તે જેટલો ખુશી થયો તેટલો ખુશ તે આગમજ કદીબી થયો નહીં હતો! તેણે શયલાને હલવેથી ઉભી રાખી.

પોતાના બચાવનાર ગમ શયલાએ ટગર ટગર જોઇને કહયું "આપ મહેરબાનની હું ઝીંદગીભર અહેશાનમંદ રહીશ. આપે આજે મ્હારી ઝીંદગી બચાવી છે."

"ઝીંદગીનો બચાવનાર તે પાક પરવરદીગાર છે" નવાબે કહયું "સીર્ફ એક માણુસાઇ ફર્ઝ મેં તો બજાવી છે. મગર, મને કહેવા દો કે આપ કોઇ અજનબી બાઇ છો! હું આએ મકાનમાંના સર્વે માણ-સોને ઓલખું છું, અને તેથી આપ તો મ્હને આજે નવાજ દેખાઓ છો!"

અને તેટલું બોલતાં બોલતાં તેઓ તે મકાનની હેઠલના બાગની અંદર આવી પહોંચ્યા. જ્યાં શયલા બોલી "મ્હને એ મકાનથી દુર જવા દો. એ ઘરમાં મ્હને દોરવી ના લઇ જાઓ, હું એ મકાનથી અને એની અંદરના માણુસોથી હવે બીહું છ. ચાલો પાછા બહાર ચાલો અને મ્હને મ્હારા ગરીબ ઘર સુધી પહોંચાડવા આવવાની તકલીફ લો—હું એ મકાનના એક મુઝીથી એટલી બીહું છ કે અકેલી જવાની હવે હીંમત કરી શકતી નથી."

"એ મકાન મ્હારા પોતાના સેક્રેટરી રશીદનું છે, અને તે ઘણો ભલો માણુસ છે." નવાબ શયલાનો હાથ પકડીને તેને જાણે બહાર જતી અટકાવતો હોય તેમ બોલ્યો.

"તમે ત્યારે નામવર હસીના બેગમના ભરતાર છો ?" અજાયબીથી ડંગ થઇ જઇને પોતાના મદદગારને ગભરાતમાં જોતી શયલા બોલી.

"હા, હું બેગમ હસીનાનો ભરતાર નવાબ છું. શું આપ બેગમને પીછાણોછ ?" નવાબે સવાલ કર્યો.

મગર, શયલા તે સવાલનો જવાબ આપે તેટલાં તો તેઓની સામે સેક્રેટરી રશીદ પોતે આવીને ઉભો ! તે ઉપર થોડો અચકી અટકીને બારીએથી ડોકયું બહાર કાઢીને જોયા વગર બીજા ઓરડામાં ચાલી ગયો, વાબાતામા કરીને જાણે કશામાં નહીં હોય તેમ થઇ જવાના ફીતુર કરવા માંગતો હતો—મગર, તેનું દીલ માન્યું નહીં; અને શયલાનું શું થયું હતું તે જોવા આખીર નીચે ઉતરી પડયો. તે આવ્યો તે શયલાને ઘુલી થયલી, યા મુએલી પડેલી જોવા. મગર, જ્યારે તેણે શયલાને જીવતી જોઇ ત્યારે કાંઇ તેના જીવમાંબી જીવ આવ્યો કે પીડા વધી નહીં હતી; લેકીન, શયલાની સાથે તેને ખુદ તેના શેઠ નવાબ સાહાબને પોતાનેબી જોયો ત્યારે તે પથ્થરની માફક ત્યાંનો ત્યાંજ અટકી ગયો. તેના ચહેરાપરનો રંગ ઉડી ગયો, અને દીલ ધ્રુજવા લાગ્યું !

"આએ એવણ મ્હારા સેક્રેટરી થાય" નવાબે રશીદને જોઇને હસીને શયલાને કહયું. "એવણ ઘણા ભલા માણુસ છે."

"એવણ ઘણા ભલા માણુસ નથી, પણ ઘણાજ બુરા માણુસ છે." શયલા ગુસ્સાથી બોલી "એવણ એક માણુસ નથી, શયતાન છે, બદકાર બદતમીઝ નાપાક છે. મ્હને ઉપરથી આપઘાત કરવાની ફરજ

પાડનાર એજ મુઝી રશીદ છે. મ્હને મ્હારી દામન પાક રાખવા ઉપરથી નખાવી દેવાડનાર પલીદ એ ત્હમારો સેક્રેટરી છે; એ નઝરનો ખરાબ માણસ છે. અને પારકી બાનુઓ તરફ બુરી ચશ્મ નાંખનાર દોઝખનો મનહુસ ઇબલીસ છે."

નવાબ તો તે સાંભલીને ફાટીજ ગયો! અને રશીદનું દીલ અંદરથી ધડક ધડક ધ્રુજવા પડયું! તેટલાં વલી રમદુ–મમદુ ત્યાં આવી લાગ્યો, અને તે ટેબલો તેઓએથી જોયો ત્યારે તેઓ ી પત્થરના પુટલાં મીસાલ સ્તબ્ધ બની ગયા!

મમદુને જોઇને શયલા વધારે ઉશકેરાઇ ગઇ, અને તેણે ગુસ્સા સાથેજ કહયું "આએ મુઝી નાપાક બનાવતી ચીઠી લાવ્યો કે બેગમ હસીનાને અકસમાત થયો છે, જેથી મ્હારે તુરત અહીં આવવું અને જ્યારે હું આવી ત્યારે મ્હને ત્હમારો નાપાક સેકરેટરી ગુંગલાવવા ગયો, મેં મ્હારી નીતીને નેક રાખવા બારીએથી કુદકો મારયો."

"હાજી, બેગમ અહીં છે અને બીમારબી છે તો મેં એમાં શયલા બહેનને શું ખોટું કહયું?" પોતાને બચાવવા મમદુએ હાથ જોડીને ભાંગરો થોડોક વાટી દીધો!

મમદુનું સાંભલીને નવાબે એકદમ પુકારયું "શું, બેગમ અહીં છે?"

"હા, સરકાર." મમદુ વધારે અદબથી રીતુર કરવા લાગ્યો, અને તે સાંભલીને નવાબે કહયું.

"ચાલો, બધાં મહારી સાથે ચાલો, મ્હને બતાવો કે બેગમ કયાં છે–બેગમ કયાં છે, અને તેવણ શાથી બીમાર છે!"

શયલા નવાબની સાથે ચાલી અને તેઓને રમદુ-મમદુ દોરતી લઇ ગયો, જ્યારે સેક્રેટરી રશીદ ભારી પગલે જેમ તેમ તેઓની પુઠે પુઠ ચાલ્યો.

બધાં બેગમ હસીના જ્યાં હતી ત્યાં ગયાં; અને મરીયમના શબને ખોળામાં લઇને રડતી બેગમ તે હાઉસન સાથે પોતાના ભરતારને જોઇને ફીકી પડી ગઇ અને તેણે તે બચ્ચાના શબને બીછોઉના ઉપર મુકી દીધું !

અજાયબીથી ઉભાઇ જતા નવાબે પોતાની મ્હોરદારને બધી વાત શું હતી તે કહેવા જણાવ્યું, અને બેગમે પોતાના ભરતાર પાસે માફી માંગતાં અને જો સઘલી બીના સાંભલીને નવાબ માફી બક્ષે તોજ ખુલાસો કહી દેવા જણાવયું.—નવાબે માફી બક્ષવાનું વચન આપ્યું, અને બેગમે ટુંકમાં શું બન્યું હતું તે કહીને પોતાની આગલી ઝીંદગીનુ વર્ણન પાછલથી કહેવાનું જણાવ્યું.

ડાહયો થવા મમદુએબી બધો પ્રપંચ નવાબને કહી દીધો, અને નવાબે શયલાની બધી વાતબી જાણી, જેથી તે પોતાના સેક્રેટરી તથા રમદુ-મમદુ ઉપર ગુસ્સે થઇ જઇ બોલ્યો "રશીદ, તહમોને તહમારી નોકરી ઉપરથી બરતરફ કરવામાં આવે છે; તહમો બેગમની ઝીંદગીની આગલી પાછલી જાણવાનાં ફાંફામાં બચી જવાની આશા જો રાખતા હોવ તો તે ફુઝુલ આશા છે, કેમજે બેગમના ગમે તેવા મોટા કસુરને મેં માફ કરવાનું વચન આપ્યું છે અને તેથી હું મારી મ્હોરદારના કોઇબી ભેદની દરકાર કરતો નથી. તહમો એક બદ ચશ્મ બદમાશ પુરવાર થયા છો; તહમે આજે તો આએ છોકરીપર બુરી નઝર કીધી, કાલે ઉઠીને તમો મારી પોતાની બેગમનેબી

ગુંગલાત્રો તેની ખાત્રીજ શું છે? તમો એક સાંપ પુરવાર થયા છો, અને તેથી હું મ્હારી આસ્તીનમાંજ એક ઝહરીલા સાંપને રહેવા દઉં એ હરગેઝ થઇને બનનાર નથીજ. તમારા જેવા નોકરો કોઇબી આબરૂદાર ઘરમાં રહેવાને લાયક નથીજ, કેમજે જે માણુસ પારકી ઔરત પર બુરી ચસ્મ કરે તે માણુસ પોતાની શેઠાણી કે શેઠનાં ઘરનાં બાઇ બાનુઓની ઉપરણી ખરાબ નઝર નહીં કરે તેની કોઇ ખાત્રી મલતીજ નથી. બુરૂ માણુસ આખીર બુરાઇજ કરે છે. માટે જાઓ, આજથી તમારી નોકરી ખલાસ. તમોને મેં આએ મકાન મુફ્ત રહેવા આપ્યું હતું જે હુકમ હું પાછો ખેંચી લઉછું, અને તમારા કુટુંબ સાથે તમને તમારો પોતાનો જેબી સામાન વસાવેલો હોય તે લઇને અહીંથી આજને આજ ચાલી જવાનો હુકમ કરૂં છું. અને તમે રમદુ અને મમદુ, તમોબી આગલા બદમાશો હતા, તમોએ સુધરવાનું વચન આપ્યું પણ હતું રશીદ સાથે બુરાઇમાં શામીલ થયા જેથી તમારા જેવા માણુસનેબી આ ઘરમાં નોકરી રાખવા એમાં જોખમ છે. જાઓ, તમનેબી આજથી રજા આપવામાં આવે છે."

સેક્રેટરી, રમદુ અને મમદુ તે દીવસથી દફા થયા!

નવાબે છોકરી મરીયમની લાશ ઘણી ઇઝઝત સાથ દફન કરાવી, અને શયલાને પોતાની બેટી હોય તેમ પોતાના મહેલમાંજ રહેવા કહ્યું.

મુફલીસ શયલા, નવાબ અને બેગમના આગ્રહથી, પોતાનું ભાડેનું મકાન ખાલી કરી આવી, અને બેગમની પોતાની લડકી હોય તેમ નવાબ—બેગમના અતી વ્હાલ સાથ રહેવા લાગી.

બેગમે પોતાની આગલી ઝીંદગીનો અહેવાલ જે અગાઉ થોડો શયલાને કહયો હતો તે પાછો નવાબનેબી કહી સંભલાવ્યો, અને તેણે પોતાની અધુરી હકીકત આગલ ચલાવી.

# પ્રકરણ ૧૩ મું.

## બેગમની અધુરી હકીકત પુરી.

આ વાર્તાના નવમાં પ્રકરણમાં પોતાની આગલી કાહાણી શયલા આગલ કહેતા બેગમ હસીનાએ જણાવ્યું હતું કે તે પોતે સોલમે વરસે ઇંગલાંડના ચોકલેટના કારખાનાના એક ઇંગરેઝ માલેકના મોહમેહન ભાગ્યા સાથે પરણી હતી, અને શાદી થયાની બીજે વરસે તેને હમીદા નામની એક છોકરી અવતરી હતી. તે હમીદા જ્યારે ઓગનીસ વરસની ઉમરની થઇ ત્યારે તે ઘરમાં રહેલા એક સગાના છોકરા ઉપર પ્યારમાં પડી. તે છોકરાનું નામ સુલતાન હતુ, અને સુલતાન ખરાબ સંગતથી તે પછી પાપ કરીને જેલમાં ગયો જેથી તે જેલમાંથી નીકલે તો પછી કદીબી પોતાને ઘર નહીં રાખવા અને ઘરમાં દાખલબી નહીંજ કરવા બેગમના આગલા ધણીએ હુકમ આપ્યો. હમીદા બાપના હુકમથી નારાઝ થઇ ગઇ, પણ મોંહાપર તાબેદારી બતાવવાના ઢોંગ કીધા. જેલમાંથી છુટી આવ્યા બાદ સુલતાને હમીદાના બાપનો હુકમ જાણ્યો, અને તેથી તે ગરીબ સંસારે એક કોટડી ભાડે લઇને રહયો, પણ છુપેથી હમીદાને કોઇ વાર મલતો ભેટતો થયો ! બેગમ હસીનાએબી પોતાની બેટી હમીદાને તેમ કરતી દુર નહી રાખી, અને વાત આગલ વધી. સંજોગ તે પછી એવો થયો કે હમીદાના બાપને (બેગમ હસીનાના તે આગલા ધણીને) ગલાસગોથી ફ્રાન્સ જવાનું થયું, અને વેપારનાં કામમાં ફરાન્સમાં તેને કેટલાક દીવસો સુધી રોકાઇ રહેવું પડયું, જે અરસામાં સુલતાન તો ઘરની અંદર

આવીને રહયો અને હમીદા સાથનો તેનો પ્યાર ઘાડો થતો ગયો! એક રાતના જમ્યા બાદ બેગમ હસીના, તેની બેટી હમીદા, અને તેની બેટીનો આશક સુલતાન એ ત્રણે વાતો કરતા બેઠેલા હતા તેટલાં દાદરપર પગલાં હસીનાના ભરતારના વાગ્યા હતા એમ બેગમ હસીનાએ પારખ્યું! સુલતાનને તે હાઝરી માટે ગભરાટ ફેલાયો, મગર બધાને ખફગીમાંથી બચાવી લેવા સુલતાને સુચવ્યું કે તે પોતે ડરેસીંગ રૂમની બારીએથી બહાર કુદી જશે, અને તેમ કરવા તે અંદર ડરેસીંગરૂમ તરફ ગયો અને બેગમે પોતાના ભરતારને અંદર દાખલ કીધો, ત્રણ દીવસ સુધી સુલતાન વીશે તે મા—દીકરીએ જયારે કાંઇબી જાણ્યુંજ નહીં ત્યારે તેઓએ પોતાના હાથમાં લીધેલી મેડને સુલતાનના મકાન ઉપર છુપી ખોલ કહાડવા મોકલી, જ્યાં જણાયું કે સુલતાન નહીં હતો!!

"સુલતાનનું ત્યારે શું થયું?" શયલાએ હસીનાને પુછ્યુ.

"હા, તહમે મહને તહમારા આગલા ધણી બચ્ચાની વાત તો કદી કહીબી નહીં હતી." નવાબ બોલ્યો "મગર, જ્યારે મેં તહમને માફજ કરવા કબુલ્યું છે, તો હું તહમારો એ મોટો ગુનોહ માફ કરૂં છું; પણ મ્હનેબી તહમારી આગલી ઝીંદગીની બેદી કાકણીથી લાગી આવ્યું છે! શયલાની માફક મહનેબી ચટપટ થઇ છે કે તહમારા આગલા ધણીની બેટી હમીદાના તે આશક સુલતાનનું શું થયું!"

"સુલતાનનું શું થયું અને હમીદાનું શું થયું તે બધી વીગતજ આજે હું તહમુને કહેવા બેઠીછ તો પછી બધીજ કરીયત પુરી કહીશ" બેગમ હસીના બોલી "મહારી બેટી હમીદા પોતાના તે અદરાયલા ખાવીંદથી હમેલદાર થઇ હતી! અને તે બધી વાતથી મહારા ધણી

વાકેફ હતાજ નહીં, પણ ભેદ છુપો રહી શકયોજ નહીં અને એક ઘણું ત્રેજીક સેવટ આવ્યું. ઉપલા બનાવને છઠ્ઠે દીવસે તેના તેજ સુલતાનના વીચારમાં ફરતી હું ડરેસીંગ રૂમમાં ગઇ, જ્યાં મહને લાગ્યું કે કાંઇ ખરાબ વાસ આવતો હતો! અને બે ચાર ઉંડા દમ ખેંચતા મેં ખચીતજ જાણ્યું કે મુએલા જાનવરનો કે શબનો વાસ હોય તેવો ખરાબ વાસ તે ડરેસીંગ રૂમમાંથીજ આવતો હતો! મહારૂં માથું એકાએક તણકયું. અરે, સુલતાનનો તે દીવસ પછી પત્તો નહીં હતો અને તે આજ રૂમને રસ્તેથી જવાનું કહેતો હતો તો કદાચ સુલતાન અહીં કોઇ અકસમાતથી મુઓ તો નહીં હોય!!"

"અરરરર, ઘણોજ કમનસીબ અંત!" શયલા તે કમનસીબ જવાનનો અંત પામી જઇને દયાથી દાઝીને બોલી પડી.

"હા, તે ડરેસીંગ રૂમમાં જુના ઝમાનાને વખતની એક કબાટ હતી જે ચાવી લગાડીને ખોલતાં ખુલી જતી હતી; મગર આપણે કામ કરી રહીને તેના ફાલકા છોડી દઇએ તો તેમાં એવી કરામાત હતી કે પોતાની મેલે બંધ થઇ જતી હતી! સુલતાનને મહારા ડરેસીંગ રૂમની તે નવાઇ જેવી કબાટની ખબર નહીં હતી, તેથી તે જેવો ડરેસીંગરૂમમાં ગયો કે તેને મકાનની નીચે કુદી જતા ફાવેલું નહીં જેથી ભરાઇ જતાં તેણે તે કબાટ જેમાં હમેશાં કુંજી પડીજ રહેતી હતી તે ખોલી, અને ફાંડયાં વગરની કીમતી ડરેસ મુકવાની સલંગ તે કબાટમાં ભરાવાની જગ્યા જોઇને તે ભરાઇ ગયલો અને કબાટ પોતાની મેલે સ્પ્રીંગથી બંધ થઇ ગયલી."

"પણ સુલતાનને ત્યારે તે કબાટની કાંઇજ ખબર નહીં કે?" નવાબે પુછ્યું.

"મેં કહયુંની, મ્હારા ભરતાર, કે કબાટથી સુલતાન વાકેફ નહીં હતો, સુલતાન જેલમાં હતો ત્યારે મેં તે કબાટ ખરીદેલી અને હજુણુ સુધી તેમાં કાંઇ કીંમતી ડરેસ મુકેલા નહીં એટલે તેની ચાવીબી તેમાંજ હું છોડતી! મહને શું ખબર કે તે કબાટ અને તેની બે પરવાહ છોડેલી ચાવી બીચારા સુલતાનની મઉતનું કારણ થઇ પડનાર હતી! મહને તો જેવો પેલો વાસ આવ્યો કે મેં હમીદાને બોલાવી અને મ્હારા ભરતારનેબી તેડયા. તેઓ આવ્યા કે તેમની સામે મેં ચાવી કલમાં ફેરવી, કલ ઉંઘડી ને ફાલકા ખુલ્લા થતાંજ એક વાસ મારતી લાશ અમારા પગોની આગલ તુટી પડી! તે લાશ કોઇની નહીં પણ સુલતાનની પોતાની હતી!! તે બીચારો કબાટમાંથી બહાર નહી નીકળયાને સબબે અંદર ગુંગલાઇને મરણ પામ્યો હતો!"

"ઘણોજ બુરો બનાવ." નવાબ અને શયલાએ એક આવાઝે બોલતાં હોય તેમ દીલગીરી બતાવીને કહયું.

"બુરો તે જેવો તેવો કે" બેગમ રડીને બોલી "મહારી બેટી બેસુદ્ધ થઇને તુટી પડયા બાદ જ્યારે ઉઠી ત્યારે એક મુએલાં માણુસ કરતાં સ્હેજબી વધારે નહીં હતી! ફરક માત્ર એટલોજ હતો કે મુએલા માણુસમાં જીવ નહી હોય, અને હમીદા જીવ ધરાવતી હતી! તે બીચારી પ્યારી છોકરી તે દીન પછીથી જીવતી મુએલી જીવી, અને ભરજવાન તે સુંદરી તે દીવસ પછીથી બુઢ્ઢા એક અઉરત હોય તેવી નખાઇને લેવાઇ લુટાઇ ગઇ!—મ્હારા ભરતારબી તે બનાવથી અત્તી ઘણા દીલગીર થયા, અમોપર ખફા થયા. મગર તેવણબી તે દહેસ્ત ઉપજાવનાર બનાવ પછી વધુવાર જીવ્યા નહીં,

અને થોડાજ વખતમાં ગુજર પામ્યા.—હું મ્હારા મરનાર ભરતારની દુકાન માલ વીગેરે વેચીને રોકડનાણાની ઘણી મોટી રકમ લઇ હીન્દુસ્તાન આવી, અને હીંદમાં જ્યારે મહને તે પછી આપ નવાબ સાથે મુલાકાત થઇ ત્યારે મેં આપને મ્હારા આગલા ઘરથી ના વાકેફ રાખીને છેતર્યા." •

"તે બનાવ માટે મેં ત્હને માફ કીધી છે. હસીના." નવાબ ઉદાર દીલથી બોલી પડ્યો. "તેં મહને છેતર્યો, અને હુંબી કોઇ દલ્લાવાલી ખુબસુરત બીબ્બીની શોધમાંજ હતો તેથી મહને પોતાને થોડા પૈસાનો છતાંબી મોટો દૌલતવાન જણાવી દઉલતપર પરણ્યો! હીરોજ હીરાને કાપે! તેં મહને છેતર્યો, તો મેં ત્હને બનાવી! મગર હાલ આપણે સુખી છઇએ એજ આપણે માટે બસ છે.

"પણ ત્યારે હમીદાનું શું થયું?" શયલાએ પુછ્યું.

"તે હું કહું" બેગમ હસીના બોલી "હમીદાને એક સગીને ત્યાં રાખી, અને તેને તેની બેટી સાથે ત્યાંજ છુપી રહેવા કહયું. સુલતાન અને મ્હારી બેટી હમીદાની બુચી તે મરીયમ! બીચારાં ત્રણે હમણાં તો મરીને ખલાસ થઇ ગયાં છે! સુલતાનબી કબાટમાં ગુંગલાઇ મુઓ, મ્હારી બેટી હમીદા પેલી સગીને ત્યાંથી એક દીવસ એકાએક ગુમ થવા પછી તેને બદમાશ રમદુ—મમદુએ દાગીનાની લાલચે મારી નાંખી, અને મરીયમ બીચારી પોતાની મમાઇના ખોલામાંજ મરણ પામી!—કુંવારી શયલાના બાપને હમીદાના ગુમ થવા પછી હું મરીયમ સોંપી આવેલી, અને શયલાના માબાપના મરી જવાથી અને

તેના ભાઇના ચાલી જવાથી બહારગામથી શયલા મુંબઇ આવી ત્યારે તેને ફાલે મરીયમને પાલવાની ફર્ઝ જઇ પડી! અને બીચારી કુંવારી શયલા મરીયમને ખાતીર કેટલીક વખતે નીંદાખોરોથી તુંપાઇબી ગઇ!!”

## પ્રકરણ ૧૪ મું.

### શયલાનો અજાયબ સંજોગે મલેલો ભાઇ!

આપણી આ છોટીસી વાર્તાનો અંત હવે જલદીથી જોઇ લઇશું: આપણને યાદ કરવાની જરૂર છે કે નવાબ સુલેમાનની છોકરી સંગીના સાથે પરણવાને તે સલીમ બંધાઇ ગયો હતો જે સલીમ પાછલથી શયલા ઉપર આશક પડયો હતો! તે પોતાની ચચાઝાદી સાથે તેના પૈસા મેલવીને પરણવાનો, નહીંબી પરણતે; અને શયલાની ખુબસુરતીને ખાતીર શયલાની સાથે શાદી કરતે. મગર, શયલાના ઘરમાં મરહુમ મરીયમને જોઇને તે જવાનને વહેમ ગયો, અને વહેમને ટેકો નીંદાખોર લોકો તરફથી મલ્યો, જેથી સલીમ બીચકી ગયો—અને તે આખીર પોતાના કાકાની છોકરી સંગીના સાથેજ પરણ્યો! પાછલથી તેનો કાકો સુલેમાન સઘલી દઉલત તેને આપીને મરણ પામ્યો, અને સલીમ-સંગીના પૈસાની મોટી રેલછેલ સાથે મોજ મઝાહની ઝીંદગી ભોગવવા લાગ્યા.

કુંવારી શયલાએ પોતાનાં મનમાં સલીમનેજ પોતાના ધણી તરીકે કરી લેવાનો કસદ કર્યો. મગર બેગમ હસીનાને ત્યાં આવીને રહયા બાદ તેણે સલીમની છુપી શોધ ચલાવી તો તેને માલુમ પડયું કે સલીમ તો સંગીના સાથે પરણીભી ગયો હતો! શયલાએ તે દીવસથી મનમાં મેખ મારી કે સલીમ નહીં મલ્યો તો હવે કોઇ સાથેભી તેણે પોતે શાદી કરનીજ નહીં અને સદા કુંવારી રહીને "શયલા કુંવારી" તરીકેજ ઝીંદગી બશર કરની!

એક દીવસે નવાબ સલામતજંગ, તેની મહેરદાર બેગમ હસીના, અને તેમની કરી લીધેલી બેટી શયલા કુંવારી, ત્રણે સાથે માહીમના નવાબના નવા બંગલામાં મુકરન કરવા ગયલા સ્હાંજે ફરવા નીકલી પડયા. તેઓ બે ઘોડાની પોતાની ગાડીમાં બેઠેલાં હતાં! આપણને ફરીથી યાદ કરવાની જરૂર નથી કે તે વખતે માહીમ અને વાંદરા તરફ લોકોની હાલના જેવી વસ્તી નહીં હતી, અને બધું મોટે ભાગે જંગલ જેવું વેરાન હતું!

તેઓની ગાડી એક ગલીમાંથી વાંક લઇને મયદાન તરફને રસ્તે ફરી કે તેઓને ત્યાં એક વીચીત્ર દેખાવ જણાયો! એક ગાડી જે ઉંધી વલી ગઇ હતી અને જેનો ઘોડો પડી ગયો હતો અને જેનો ઘોડાવાલો ઝખ્મી થઇને બેસુધ્ધ હાલતે પડલો જણાયો, તે ગાડી આગલ એક જવાનની નઝદીક કોઇ શખસ વાંકો વલીને મદદ આપતો હોય તેમ જણાયું. મગર, નવાબે બીજીજ પલે બાનુઓને કહયું "પેલો કોઇ લુચ્ચો જે નીકાબપોશ થયલો છે તે પેલા જવાન શખસને મદદ આપતો નથી. પણ તેને ઉલટો લુટી લેછ! મ્હને લાગેછે કે તે જવાનની મદદે આપણે જઇશું, અને તેને બચાવીને પેલા લુચ્ચાને તેને ફેજે પુગાડશું."

પેલા બદમાશની પીઠ નવાબ તરફ હતી, અને તે પેલા કોઇ જવાનને લુટવામાં એટલો બધો મશગુલ હતો કે તેણે ગાડીનો આવાઝબી સંભલાયો નહીં! નવાબે તુરતજ ઘોડાવાલાના હાથમાથી લગામ પકડીને ખેંચી, ગાડી ઉભી રખાવી, અને બધા પેલા બદમાશ તરફ દોડી ગયા. તેને હજુણુ તો કોઇ, સણસારો જાય, તેટલાં નવાબે પોતાના હાથમાંનો ડીંગલો જે ગુમાવીને માર્યો તે પેલો બદમાશ માથા ઉપર લાગેલા ફટકાથી ગુમરી ખાઇને ઝમીનપર પડયો! તે બદમાશ પડયો, કે પેલો કોઇ જવાન શખ્સ ઉઠી ઉભો થયો. અને તેને જોઇને બેગમ હસીનાએ તથા શયલાએ ચીખ પાડી!

"અરે એતો મ્હારો વ્હાલો ભાઈ જમીલ પોતે છે!" શયલા બોલી અને તે ભાઈ જેના મોઢામાં ડુચો મારવામાં આવ્યો હતો તે ડુચો ખેંચી કહાડીને બેઉ ભાઇ–બ્હેન પવીત્ર પ્યારથી મલ્યા ભેટયા.

ટુંકમાં જમીલે સમજાવ્યું કે તે તવંગર બનીને મુંબઇ આવ્યો હતો, અને શયલાને મલવાની અગાઉ તેને કોઇ કામસર અહીં આવવાનું થયું હતું. રસ્તામાં તેને પેલા બદમાશે ઘેર્યો, ઘોડાને અને ઘોડાવાલાને ગોળી મારીને રસ્તો કાપતા અટકાવ્યા, અને તેના મોંઢામાં ડુચો મારીને તે બદમાશ તેને લુટતો હતો તેટલાં તેઓ આવી લાગ્યાં હતાં!

નવાબે પેહેલા ઘોડાવાલાને તપાસ્યો જે પોતાના ઝખમથી બેસુધ નહીં પણ મરી ગયલો હતો! ઘોડાબી હલાક થઇ ગયો હતો! અને તે બે મરણ જોયા બાદ નવાબ પેલા બદમાશને જોવા પડયો કે રખે ને ખુની લુટાર તેની લાકડીના ફટકાથી બેજાન થઇ ગયો હોય!

તે જોવા માટે જેવો તે બેહોશ બનેલા બદમાશના ચહેરાપરનો નીકાબ નવાબે ઉંચકી લીધો, કે નવાબવાલાંઓની અજાયબી વચ્ચે તેઓને તેઓનો માજી સેક્રેટરી રશીદ જણાયો !!

અફસોસ, એક બુરાઇથી આગલ વધીને રશીદ તે બાદ પુરો બુરો થઇ ગયો હતો કે જેના હાથે લુટ અને ચોરી થવા ઉપરાંત ખુનબી થયું હતું!—નવાબે તુરતજ માણુસ દોડાવીને પોલીસ થાણાપરથી પોલીસની મદદ મેલવી લીધી, અને તેને સઘલી વાતથી વાકેફ કીધી.

થોડો વખત પછી બદમાશ રશીદ જ્યારે બેહોશીમાંથી હોશમાં આવ્યો ત્યારે તેને કેદ કરી લઇ જવામાં આવ્યો.—તે પછી કેટલાક દીવસો સુધી તેની તપાસ થઇ, અને લુટ કરવાના તથા ખુન કરવાના વાંક માટે તેને દેશપારની સઝા થઇ ! બુરાઇનો ફેજ અંતે બુરોજ થયો હતો.

અને હવે આપણે ભલી શયલા તરફ ફરશું, નેકીને નેક ભલાઇજ આડે આવી હતી:શયલાએ બેગમ હસીના સાથે નેક ચલણ વાપરીને , દુન્યામાં નીરદોશ છતેબી નીંદાખોરોની પાપી જીભલીઓથી તુંપાઇ જઇ સબુરી ખમીને પાકખુદાપર ભરોસો રાખીને વફાદારી વાપરી હતી, તેથી પાકખુદાએ તેને નવાબ સલામત જંગ અને બેગમ હસીનાના પ્યારથી નવાઝી હતી. તે તેઓની કરી લીધેલી છોકરી થવા સાથેજ તેનો પ્યારો ભાઇબી મલી આવ્યો હતો, અને તે ભાઇબી તેને માટે એક મોટી દઉલત લાવ્યો હતો !!

# પ્રકરણ ૧૫ મું.

## સેવટ:

## બદોનો બદ અંજામ, નેકોને સુખ.

બે વરસ પસાર થઇ ગયા.

જે અરસામાં શયલાની આગલી સઇ સકીના અસમાલીઆ સાથે પરણી જવાની અજાયબી થઇ હતી! સકીના બાતીનની ખરાબ હતી અને નીયતની બદ હતી, જેથી કાદવ સાથે કાદવનોજ મેલાપ થયો હતો! મગર, તે બુરાઓનું રાજ્ય ઘણું રહયુંજ નહીં, કેમજે રમદુ-મમદુ અસમાલીઆએ પોતાની બેહેન અમીના તથા તેઓની નવી સાથી સકીના સાથે એક નવું ખુન કીધું અને તેમાં તેઓ ઝીલાઇ ગયા.—પાપ કદીબી છુપું રહેતુંજ નથી, તેઓનું તમામ ભોપાલું ફુટી ગયું. અને ત્રણે બુરા પાપીઓ જલલાદના હાથોએ મુઆ અને બન્ને બુરી સ્ત્રીઓ દેશનીકાલ થઇ!!

* * * *

બીજા બે વરસ પસાર!

એક દીવસે નવાબ સલામતજંગ, બેગમ હસીના, શયલા કુંવારી અને તેનો ભાઇ જમીલ એ ચારે મુંબઇના વીકટોરીઆ ગારડન્સમાં ફરતા હતા. સુધરેલી રસમ મુજબ બેગમ અને શયલા

બેપરદે હતા, અને તે છોટીસી મંડલી હસ્તી બોલતી વાઘના પીંજરા આગલ આવી જ્યાં ઉભેલા એક તવંગર ગભરૂ જવાનને જોઇને શયલા ચોંકી!

શયલાની અને તે જવાનની નઝર એક થઇ ગઇ અને ચાર ચશ્મો સાથે મલતા અસલી પ્યારની યાદ ઉભરી નીકલી! તે જવાન સલીમ હતો, અને તેની બે વરસની એક બુચી એક બુઆના હાથમાં હતી!

શયલા ત્યાં કાંઇજ બોલી નહીં, પણ તે પછીથી તેઓ જ્યારે ઘરે ફર્યા ત્યારે તેમની ગાડીની પાછલ કોઇ બીજી ગાડી હતી જે તેમના મહેલ સુધી આવીને પાછી ફરી હતી!

ગારડન્સના મીલાપ પછીના બીજેજ દીવસે નવાબના મહેલમાં શયલા માટે માંગું આવ્યું, જે સલીમે મોકલ્યું હતું:—સલીમે પોતાની વીગત જણાવીને એક પત્ર નવાબ સાહાબપર મોકલ્યો હતો, જેમાં તેને પોતાની અને શયલાની વીગત ટુંકમાં જણાવીને લખ્યું હતું કે તેની (સલીમની) ધણીઆણી સંગીના પોતાની બુચીને જનમ આપ્યા પછી મરણ પામી હતી, જે વાતને આજે બે વરસ થઇ ગયા હતા!

* * * *

શયલા પોતાના પ્યારા સલીમનેજ આખીર પરણી! રંડાયલા સલીમે શયલાની બધી વાત પોતાની ધણીઆણી સંગીનાના મરણ બાદ જાણી હતી, અને તેણે ગારડન્સમાં શયલાને જોઇને પ્યાર પાછો ઉભરાઇ આવતાંજ તેઓની પાછળ જઇ નવાબનું ઘર જોઇ લઇ, બીજી મેલવવા લાયક કેફીયત મેલવી લઇ માંગું મોકલ્યું.

શયલાએ તે કબુલ્યું, તેના ભાઇએ તેને રજા આપી, અને તેના મુરબ્બીઓ નવાબ અને બેગમેબી પસંદગી બતાવી; એટલે શયલા અને સલીમના લગન થયાં.

કુંવારી શયલા પરણીને પરવારી ગઇ ! પણ તેની આગલી ઝીંદગીમાં જેમ એક બચ્ચીને પાલવાની હતી, તેમ તેની આ નવી ઝીંદગીમાંબી એક છોટી બચ્ચીને પાલવાનું તેને નસીબે હતું ! છોટી લયલા પોતાની સાવકી માદર શયલાના હાથોમાં એવી ઉધરતી ચાલી કે જાણે પોતાની ખરી માદરના સાહયામાં હોય !

બાઝે વખ્ત સાવકી માતાઓ એવીબી પુરવાર થાય છે કે જેવી પોતાની માદર, અને તેમાંની એક શયલાબી પુરવાર થઇ !

નવાબ સલામતજંગ અને બેગમ હસીનાએ એક મકાન ઉપરાંત મોટી એક દઉલત શયલાને ભેટ આપી, મગર, બખતાવર શયલાને તે રકમની ઝરરતબી શું હતી ? તે તો સલીમની તવંગરીમાં તવંગર હતી અને નવાબ—બેગમ તરફથી મલેલી દઉલત તો તેના મોટાગંજમાં એક ભરત્યા મીસાલ વધીને. ઢગલાપર ઢગલો ચઢયો હતો !!

અને પાક ખુદાના હુકમથી આપણી વારતામાં નેકીને નેક બદલો મલેલો જોઇને હવે છુટા પડશું. નવાબ સલામતજંગ પોતાની બેગમ હસીના સાથે સુખથી રહયો અને તેઓને ત્રણ ફરઝંદ થયાં. શયલાનો ભાઇ જમીલબી પાછલથી પરણીને સુખી થયો અને તેને ત્યાંબી બચ્ચાં છોકરાં થયાં.—અને નેક શયલાનું તવંગર મુબારક ખાનુંબી બાલ બચ્ચાંઓથી આબાદ ને શાદ બની ગયું. તેની સાવકી બેટી લયલા

જ્યારે સોલ વરસની ભરજ્વાન ઉંમરમાં આવી ત્યારે તેના પોતાના બચ્ચાંઓ સાતની સંખ્યામાં દોડી—લ્દી–હસી—રમીને તે પ્યારા ઘરને ગેલ્લગમતથી ભરી નાંખતા હતાં અને પોતાના વ્હાલાં માબાપને પાક ખુદાના હુકમથી શાદમાન બનાવતાં હતાં.




પાક ખુદા આપણા નામદાર શહેનશાહ જયોર્જને સદા ખુશી અને ઉમ્રદરાઝ રાખે.

અનામી પાક ખુદા.

# આ નોવેલના અગાઉથી થયલાં મુબારક ઘરાકોના નામોની ટીપઃ-

| | |
|---|---|
| ડૉ૦ અબદુલસતાર એયુબ ગાયા L, M. & S. | મુંબઇ. |
| શેઠ અબદુલ્લાભાઇ તૈયબ. | કરાંચી. |
| ,, અબદુલ રહીમ તૈયબ મોતી. | કાઠીઆવાડ. |
| ,, આદમઅલી મુસાજી. | કચ્છ-માંડવી. |
| શેખ આદમ મુલ્લાં ઇબરાહીમજી. | મુંબઇ. |
| મેસર્સ આદમજી ઇસાજી એન્ડ સન્સ. | મુંબઇ. |
| શેઠ અકબરઅલી અબદુલહુસેન સાબુવાલા. | મુંબઇ. |
| ,, આમદ હાજી કાસમ. | ચીતાગોંગ. |
| ,, અબદુલ રહેમાન અલીમામદ. | મુંગેલી. |
| શેઠ અરદેશર સોરાબજી હાડવૈદ. | રાંદેર. |
| ,, અરદેશર કુંવરજી પટેલ. | ધોંડ. |
| ,, અરદેશર જમશેદજી ઘડીઆલી. | મુંબઇ. |
| ,, એદલજી કાવસજી દાવર. | પરભની. |
| બાઇ આલાંમાય પીરોજશાહ તલાતી. | સુરત. |
| શેઠ અસપંદીઆર મહેરવાન ઇરાની. | મુંબઇ. |
| મીસીસ બી. એમ. શાહ. | મોરાદાબાદ. |
| બાઇ બચુબાઇ જમશેદજી વાસનીઆ. | બીલીમોરા. |
| વઇદ ભગવાનદાસ માણેકલાલ વ્યાસ. | મુંબઇ. |
| શેઠ બમનજી પેસ્તનજી બીલીમોરીઆ. | ડભોઇ. |
| ,, બેરામજી એદલજી ડુંગરીવાલા. | મુંબઇ. |

| | |
|---|---|
| શ્રીમાનશ્રી મોટાભમર લાલજી સાહેબ શ્રી લાલજી સાહેબ. | લુણાવાડા. |
| મેસર્સ બાપુજી એન્ડ બ્રધર્સ. | સામટા બંદર. |
| શેઠ બમનજી એદલજી મોરીસ. | મુંબઇ. |
| ,, બરજોર ફરામજી ચીચગર. | દેવલાલી. |
| ,, બેજનજી દીનશાજી. | લુધીઆણા. |
| ,, ભીખાજી નાનાભાઇ પોવાલા. | મથરા. |
| ,, કાવસજી એમ. દલાલ. | કરાંચી. |
| ,, કુંવરજી નવરોજી મેહેતા. | મુંબઇ. |
| ,, કુંવરજી રાજપાલશાહ. | મુંબઇ. |
| ,, કાવસજી નશરવાનજી એદનવાલા. | એદન. |
| ,, કાવસજી જીવનજી. | ઓસમાનાબાદ. |
| ,, કાવસજી રૂસ્તમજી બીલીમોરીયા. | અહવા. |
| બાઇ ચાંદનબાઇ ખરશેદજી શેઠના. | કરાંચી. |
| શેઠ કાવસજી એદલજી ગણદેવીઆ. | ગણદેવી. |
| ,, ડી. એ. એનજીનીયર. | કાનપોર. |
| ,, ડી. જે. ડેબુ. | મુંબઇ. |
| ,, ડી. એફ. મીનવાલા. | કરાંચી. |
| ,, ડી. સીદીક શેઠ. | બેઝવાડા. |
| ,, દાઉદ સુલેમાન. | છડોર. |
| પ્રીન્સ દાદુબા સાહેબ. | પોરબંદર. |
| શેઠ દાઉદખાન સાલેભાઇ તૈયબજી. | મુંબઇ. |
| ,, દીનશાહ અસપંડીઆર ઇરાની પેન્ટર. | કલકતા. |
| ,, દીનશાહ મેહેરવાન ઇરાની મરચંન્ટ. | પુના. |
| ,, દીનશાહજી હોરમસજી આબકારી કોંત્રેકટર. | આસોટ. |

| | |
|---|---|
| ,, દોરાબજી સોહારાબજી રાઓ. | ઇંદોર. |
| ,, દોરાબજી દાદાભાઇ ખંભાતા. | પુના. |
| ,, દારાશાહ ધનજીશાહ મોબેદ. | ભરૂચ. |
| ,, દારાશાહ મનચેરજી ડુંગાજી. | નાગપુર. |
| ,, દ્વારકાદાસ સુંદરદાસ ઠાકર. | મુંબઇ. |
| ,, ડોસાભાઇ પાહલનજી સકકરવાલા. | સક્કર. |
| ,, ડોસાભાઇ બેજનજી કાપડીઆ. | ભોપાળ. |
| ,, ઇસમાઇલ નુરમોહમદ. | સરદારગઢ. |
| મેસર્સ ઈ. એસ. માલાની કંપની. | મુંબઇ. |
| શેઠ એરચશાહ માણેકજી ખંબાતા. | દીસા. |
| ,, ઇસુફઅલી આદમજી. | છોટા ઉદેપુ.ર |
| ,, એફ. ઇસમાઇલજી ઉંડીવખારવાલા. | કોલમબો. |
| ,, એફ. સી. રૂસ્તમજી. | મુંબઇ. |
| ,, ફકીરશાહ સોરાબજી અંકલેશરીયા. | ધાડગાંવ. |
| ,, ફરેદુન બેહેરામ ઇરાની. | અહમદનગર |
| ,, ફરેદુન અસપંદીઆર વાણીઆ. | નવીપેઠ. |
| ,, ફરેદુન એમ. બત્તીવાલા. | પુના. |
| ,, ફીદાહુસેન મહમદઅલી. | મુંબઇ. |
| ,, ફીદાહુસેન અબદુલહુસેન દલાલ. | મુંબઇ. |
| ,, ફરામરોજ પેસ્તનજી બુહારીવાલા. | બુહારી. |
| ,, ફરામરોજ ભીખાજી બારીઆ. | નાંદેડ. |
| ,, ફરામરોજ રતનજી બારીઆ. | સુરત. |
| ,, ફરામરોજ નવરોજી ભંડારી. | મુંબઇ. |
| ,, ફરામરોજ પાહલનજી ભીલાડવાલા. | ભીલાડ. |

| | |
|---|---|
| ,, ફરામરોજ હોરમસજી મેજર. | બીહાવર. |
| ,, ફરામરોજ હોરમસજી પટેલ. | ધોંડ. |
| ,, ફરામરોજ નવરોજજી વાણીઆ. | કરાંચી. |
| બાસાહેબ ગુલાબ કુંવરબા. | જેસલમીર. |
| મેસર્સ ગંગાદાસ ગોપાલદાસની કું. | મુંબઇ. |
| શેઠ ગોદરેજ કઇખુશરૂ ઇરાની. | મુંબઇ. |
| ,, ગોવીંદજી મુલજી. | કલ્યાણ. |
| ,, ગુલામહુસેન આમદ દેવજી. | મુંબઇ. |
| ,, ગુલામહુસેન અબદુલહુસેન. | કરાંચી. |
| ,, ગુલામઅલી શરફઅલી. | સીધપુર. |
| ,, ગુલામઅલી મુલ્લાં નઝરઅલી મધરાસવાલા. | મધરાસ. |
| ,, ગુસ્તાદજી બરજોરજી બારીઆ. | નવલગુંદ. |
| મીસીસ ગુલબાઈ એન. બી. દસ્તુર. | પુના. |
| બાઇ ગુલબાઇ દાદાભાઇ મોતીશાહ. | ઇંડોર. |
| ,, ગુલબાઇ અરદેશર વજીફદાર. | કાંકરાખાડી. |
| મેસર્સ એચ. પેસ્તનજી એન્ડ કું. | આગરા. |
| શેઠ હબીબ ઇબરાહીમ. | ઢાંક. |
| મેસર્સ હારવર એન્ડ સન્સ. | મુંબઇ. |
| શેઠ હકીમુદીન અબદુલ હુસેન. | મુંબઇ. |
| ,, હુસેન તારમાહમદ. | સરદારગઢ. |
| હોરમજજી દોરાબજી બંગાલી. | સીકંદરાબાદ. |
| ,, હીરાભાઇ મણીભાઇ મહેતા. | જામનગર. |
| ,, હુસેન અબદુલ કરીમ ડોકટર બાટવાવાલા. | માઇસોર. |
| ,, હોરમજશાહ દીનશાહજી દસ્તુર. | ઇલાવ. |

| | |
|---|---|
| ,, હોરમજજી રતનજી ગગરાટ. | કાનપુર. |
| ,, હોમી ફરદુનજી મોદી. | એડન. |
| ,, હોરમજજી સોરાબજી કરકરીઆ. | નવસારી. |
| ,, ઇસમાઇલ આહમદભાઇ. | દમણ. |
| ,, ઇસમાઇલ હાજી આહમદ મોરીઆ. | દમણ. |
| મેસર્સ ઇસમાઇલ પીરભાઇની કું. | મુંબઇ. |
| શેઠ ઇસમાઇલ ઇબ્રાહીમ આજકવાલા. | તુમકુર. |
| ,, ઇબ્રાહીમ મોહમદ હાંસ. | વેસમા. |
| ,, ઇનાયતહુસેન અબદુલકરીમ. | કપડવંજ. |
| ,,જે. એદલજી એનજીનડ્રાઇવર. | જહાન્સી. |
| ,, જાલેજર જેહાનગીરજી મહાબલેશવરવાલા. | મહાબલેશર. |
| ,, જાફરઅલી એચ. ઇ. મોહમદ. | મુંબઇ. |
| ,, જાફરજી કરીમજી ચાવાલા. | કરાંચી. |
| ,, જામાસ્પજી નવરોજજી બારીયા. | મુંબઇ. |
| ,, જમશેદજી એમ. દલાલ. | મારહોરા. |
| ,, જમશેદજી મહેરવાનજી દારૂખાનાવાલા. | શોલાપુર. |
| ,, જમશેદ બરજોરજી એનજીનીયર. | ગનતુર. |
| ,, જમશેદજી રૂસ્તમજી ગાંધી. | કરાંચી. |
| ,, જમશેદજી એદલજી મીસ્ત્રી. | કરાંચી. |
| ,, જમશેદજી કાવસજી સહીઆર. | હૈદરાબાદ (દ.) |
| ,, જમશેદ એદલજી એનજીનીયર. | બલુચીસતાન. |
| ,, જેહાનગીર જમશેદજી ઇચ્છાપોરીઆ. | હૈદ્રાબાદ (દ.) |
| ,,જેહાનગીર નસરવાનજી રબાડી. | કરાંચી. |
| ,, જેહાંગીરજી રૂસ્તમજી રૂવાલા. | રાંદેર. |

| | |
|---|---|
| ,, જેહાનગીર એફ. પંડકી. | કરાંચી. |
| ,, જેઠાભાઇ હરજીવનદાસ દલાલ. | મુંબઇ. |
| ,, જુસબ હાજી આહમદ. | કોઇલુન. |
| ,, જુસબ અલી માહમદ. | આકોલા. |
| ,, કે. એફ. માદન. | અમરતસર. |
| ,, કે. દી. દાવર. | મુંબઇ. |
| ઓ. સે. મુલજીભાઇ જીવરાજ ખોજા લાયબ્રેરી. | મુંબઇ. |
| શેઠ કે. જે. કાંગાં. | મુંબઇ. |
| ,, કેકોબાદ નવરોજજી મોદી. | ઉદેપુર. |
| ,, કેખુશરૂ રૂસ્તમજી ઇરાની. | મુંબઇ. |
| ,, કેખુશરૂ બેજનજી મેહેતા. | નાગપુર. |
| મેસર્સ કીકાભાઇ ગુલામ હુસેન એન્ડ સન્સ. | મુંબઇ. |
| મેસ્યુ. કરીમદજી ગુલામહુસેન. | માદાગાસકર. |
| શેઠ કરમાલીભાઇ ગુલામહુસેન વઝીર. | મુંબઇ. |
| ,, એમ. આર. બલસારા. | દારજીલીંગ. |
| ,, આહમદ દાઉદ મરસીઆ. | બાંટવા. |
| ,, ઓ. સે. માહારાઓ શ્રી ખેંગારજી લાયબ્રેરી. | કચ્છમુંદરા. |
| શેઠ માણેકજી રતનજી દારૂવાલા. | છોટાઉદેપુર. |
| ,, માણેકજી નસરવાનજી તાડીવાલા. | અંકલેશ્વર. |
| ,, માણેકજી મનચેરજી મેહેતા. | નવસારી |
| ,, મેરવાન હોરમઝદ. | મુંબઇ. |
| ,, મેહેરવાનજી માણેકજી ચોકીદાર. | બ્યારા. |

| | |
|---|---|
| બાઇ મેહેરબાઇ જીજીભાઇ મોદી. | મુંબઇ. |
| શેઠ મેહેરવાનજી રૂસ્તમજી બામબોટવાલા. | કરાંચી. |
| ,, મેહેરવાનજી બમનજી આગા. | મુંબઇ. |
| દસ્તુર મીનોચેહેર દસ્તુર જામાસપજી. | મુંબઇ. |
| શેઠ મીનોચેહેર કે. ઇરાની. | મુંબઈ. |
| ,, મીના જમશેદજી દસ્તુર. | કરાંચી. |
| ,, મનચેરશાહ રૂસ્તમજી શરૉફ. | ભાવનગર. |
| ,, મનચેરશાહ હોરમજી કોચબીલદર. | તલોદા. |
| ,, મનચેરશાહ હોરમજી શેઠના. | કલ્યાણ. |
| ,, મનચેરશાહ હોરમસજી પટેલ. | ઇચ્છાપોર. |
| ,, મનચેરશાહ એરચશાહ ચીનીમીની. | સુરત. |
| ,, માણેકજી એદલજી અમરોલીવાલા. | આગરા. |
| ,, મહમદભાઈ ઇસમાઇલ. | દમણ. |
| ,, મહમદઅલી વલીજી ચાંદાભાઈ કાથાવાલા. | મુંબઇ. |
| ,, મોહમદભાઈ સુલેમાનભાઈ દુધવાલા. | મુંબઇ. |
| ,, મહમદહુસેન અબદુલકરીમ. | મુંબઈ. |
| ,, મોહમદ સીદીક હાજી નુરમોહમદ નુરાની. | મુંબઇ. |
| ,, મોહમદ ઉમર અબુ બાટવાવાલા. | કાના મેંગલોર. |
| ,, મુસા અબુ બકકર. | બાણવાડ. |
| ,, એન. આર. મુલજી. | મુંબઇ. |
| મેસર્સ નવરોજી નશરવાનજી શરાફની કું. | મુંબઇ. |
| સુબા સાહેબ નાદે અલીમખાનજી બાબી બહાદુર | રાધણપુર. |

| | |
|---|---|
| શેઠ નાદરશાહ નાનાભાઇ એરાબ્યા. | કરાંચી. |
| ,, એન પેસ્તનજી. | શ્રીનગર. |
| ,, નગીનદાસ ગોકુલદાસ મોદી. | પોરબંદર. |
| મીસ નવાજબાઇ એફ. વાડયા. | મુંબઇ. |
| મીસીસ નાનાબાઇ જેહાનગીર ગોરવાલા. | અઙ. |
| શેઠ નારાયણદાસ જગજીવન. | તીરૂપપુર. |
| ,, નવરોજજી ડોસાભાઇ બીલીમોરીઆ. | મુંબઇ. |
| ,, નવરોજજી બરજોરજી દારૂવાલા. | કરાંચી. |
| ,, નરીમાન ફરામજી ઇલાવીઆ | બીજાપુર. |
| ,, નરીમાન હોરમજજી દાદાચાનજી. | નવસારી. |
| ,, હાજી ઉમર ઉસમાન. | પાલઘર. |
| શેઠ ઉમર ઇબરાહીમ કોચીનવાલા. | મલબાર. |
| મેસર્સ પી. બહમનજી એન્ડ સન્સ. | અમરીતસર. |
| શેઠ પદમસા સોરાબજી દારૂવાલા. | પાનોલી. |
| ,, ફીરોઝશાહ પાલનજી દોતીવાલા. | હૈદરાબાદ (દ) |
| ,, ફીરોઝ જેમી આંટીઆ. | પતીઆલા. |
| ,, પીરોજશાહ જેહાંગીરજી. | ભટીનડા. |
| ,, પીરોજશાહ મેરવાનજી મરઝબાન. | મુંબઇ. |
| ,, પેસ્તનજી રતનજી કંત્રાકટર. | છોટાઉદેપુર. |
| ,, પેસીકાકા મનચેરજી મેરવાનજી જસાવાલા. | મુંબઇ. |
| ,, પોપટલાલ લાલજી મહેતા. | કચ્છ—માધાપુર. |
| ,, આર. કે. થાણાવાલા. | બાલાઘાટ. |

| | |
|---|---|
| ,, રતનજી મેહેરવાનજી વાડીઆ. | વલસાડ. |
| ,, રતનશાહ નવરોજજી અમરેલીવાલા. | ઇતારસી. |
| ,, રતનશાહ દી. મોતીવાલા. | કરાંચી. |
| માલેક રામજીખાનજી બાદરખાનજી જાગીદાર બાભણોલી. | વરાચ–પાટણ |
| શેઠ રૂસ્તમજી માણેકજી ડ્રાઇવર. | ઇતારસી. |
| મીસીસ રૂસ્તમજી જે. ચીનાઇ. | પુના. |
| એરવદ રૂસ્તમજી દોરાબજી માદન. | મુંબઈ. |
| શેઠ રૂસ્તમજી જેહાંનગીર ઇરાની. | કવેટા. |
| ,, રૂસ્તમજી તેમુલજી કાંગા. | ભુસાવલ. |
| ,, રૂસ્તમજી જમશેદજી બમગરા. | રતલામ. |
| ,, રૂસ્તમ ખોદાદાદ રૂસ્તમ ઇરાની. | પુના. |
| સૈયદ ઇબ્રાહીમ નાતાલવાલા. | મુંબઇ. |
| શેઠ એસ. એચ. ઇસમાઇલજી. | હૈદરાબાદ (દ.) |
| મેસર્સ એસ. એચ. મેહેતા એન્ડ કંપની. | કરાંચી. |
| શેઠ સાલેભાઇ તૈયબઅલી. | કરાંચી. |
| કવી સંતોકરામ શીવશંકર કંડોલીઆ. | પોરબંદર. |
| શેઠ શાપુરજી હોરમજજી જંબુસરવાલા. | ભરૂચ. |
| ડો. શીયાવક્ષ બી. માદન. | મુંબઇ. |
| બાઇ શીરીનબાઇ સોહરાબજી ફરામજી માદન. | મુંબઇ. |
| શેઠ શીયાવક્ષશાહ પાહલનજી તાડીવાલા. | મુંબઇ. |
| ,, શહેરિયાર દીનશાહ ઇરાની. | વાડી જંકશન. |
| ,, સોરાબજી ફકીરજી મોબેદ. | ભરૂચ. |

| | |
|---|---|
| ,, સોરાબજી કાવસજી સોપારીવાલા. | પુના. |
| મેસર્સ ત્રીભોવનદાસ હીરાચંદ કંપની. | કલકતા. |
| શેઠ તૈયબઅલી કાથીભાઈ લોટીઆ. | કરાંચી. |
| ,, વલીભાઇ બગસ ઉમરજી. | પાલેજ. |
| ,, ઉદેચંદ રાય. | કલકતા. |
| ,, માણેકજી નશરવાનજી પારડીવાલા. | વેસાવા. |
| ,, એન. આર. મેહેતા. | રંગુન. |
| ,, કાસમ હાજી ઇબ્રાહીમ પટેલ. | રંગુન. |
| ,, અબદુલસકુર સુલેમાન રાઈસમરચંટ. | મનસીન. |
| ,, તૈયબભાઇ ઇસમાઇલજી. | રંગુન. |
| ,, એચ. એમ. ફરામજી. | ચીતાગોંગ. |
| ,, ઇબ્રાહીમ લતીફ. | મુંબઇ. |
| ,, માહમદ આહમદ કાસમદ. | બોધાન. |
| ,, દીનશાહજી રૂસ્તમજી કુપર. | બસીન (બરમા.) |
| ,, એફ. એચ. કાસમભાઇ. | બસીન (બરમા.) |
| ,, બરજોરજી કાવસજી દુબાશ. | કરાંચી. |
| ,, યુસુફઅલી ગુલામઅલી. | એદન. |
| ,, મુસા આહમદ. | મીયનમુ. |
| ,, યુસુફ નાલાભાઇ આટીઆ. | રંગુન. |
| ,, હીન્દુ મીત્ર મંડળ લાયબ્રેરી. | એદન. |
| શેઠ દી. એચ. રહેમતુલ્લા. | સીકંદ્રાબાદ. |
| ,, એમ. આઇ. ઉમરજી' | મેનડેલે. |

| | |
|---|---|
| ,, પી. એન. બી. મંચેરજી. | કવેટા. |
| ,, રૂસ્તમજી પી. પટેલ. | કતક. |
| ,, દાઉદઅલી જાનમોહમદ. | રંગુન. |
| ,, શ્રી જૈન પુસ્તક ભંડાર. | ધોરાજી. |
| શેઠ ખાનમહમદ પીરભાઇ. | મુંબઇ. |
| ,, સાલેભાઇ જાફરભાઇ બસરાઇ. | એડન. |

બીજાં કેટલાંક નામો
રજા નહીં મલવાથી
દાખલ થઇ શકયા નથી.

